પરબ્રહ્મનિષ્ઠ વ્યાસજી મહારાજ વલ્લભરામ સૂર્યરામ



લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

ૐ

# ભાવાર્થ પ્રકાશ.

આવૃતી ત્રીજી સુધારા વધારા સાથે.

રચનાર,

પરબ્રહ્મનિષ્ટ વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.

ઠે. અમદાવાદ રાયપુર પખાલીની પોળ.

છપાવનાર,

મહારાજના મોક્ષમારગી શીષ્યો.

૧ નરોતમદાસ બેહેચરદાસ ઠે. ભરૂચ કતોપરમોટી છીપવાડ.

૨ ચુનીલાલ નથુભાઇ ઠે. ભરૂચ મમદપરાની ગોલવાડ.

૩ પટેલ હીરાભાઇ મીઠાલાલ ઠે. ગામ દેત્રાલ ભરૂચ પાસે.

૪ પટેલ ભાઈજીભાઈ હાથીભાઇ ઠે. ગામ ત્રાલસી. ભરૂચ પાસે.

૫ ભા. ગીરધરલાલ પરસોતમદાસ કડોદ. સ્ટેશન મઢી, ટી. વી. આર.

૬ આશારામ નરોતમદાસ ઠે. ભરૂચ કતોપર સુતરીયાવાડ.



અમદાવાદ-સલાપોસ રોડ,

ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

સંવત ૧૯૭૮. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૨.

કીંમત ૧।। રૂપીયો.

પોસ્ટેજ ૭ આના જુદું.

ॐ.

## ॥ अखंडानंदकी जय ॥

### ॥ शार्दूलविक्रिडित छंद. ॥

श्रीमच्छुद्धकुलोद्भवंद्विजवरं परमार्थतत्वप्रदं शिश्यानांसद्बोधबुद्धिशुभदं मोहादिदोषापहं ॥ ज्ञानाब्धिसुगुणाढयब्रह्मनिपुणं श्रीवेदमुर्त्योपम श्रीमन्वल्लभव्याससंज्ञिकगुरु तस्मैनमोहंसदा ॥ १ ॥ यस्यास्तिसुनिवासराजनगरे राजत्स्वकीयान्वये श्रीमन्सूरजरामयस्यजनको धर्मैवज्ञातापरं ॥ तुर्योवेदविदावरिष्टविविवं सर्वार्थदाताशुभं श्रीमन्वल्लभव्याससंज्ञिकगुरुं तस्मैनमोहंसदा ॥ २ ॥

### ॥ वसंततिलका छंद. ॥

यस्यसुमुर्तिरुचिरंमनसास्मरामि गुणाऽनुवादमदियेद्रयेप्रणामी ॥ जाप्येनध्यानसहनामवरंजपामी श्रीव्यासवल्लभगुरूसततंनमामि ॥ ३ ॥ ब्रह्मैवभातिविमलंपारपूर्ण बुध्यादज्ञानध्वांतहरभानुरिवस्वबोधात् ॥ मोक्षार्थिनविशदंमोक्षप्रदसमर्थ श्रीव्यासवल्लभगुरूंसततंनमामी ॥ ४ ॥ भावार्थआदिसद्ग्रंथसुधारसैवं शास्त्राऽनुसाररचितंपरमंपवित्रं ॥ वेदोक्तवाक्यसहितंसकलार्थयुक्तं श्रीव्यासवल्लभगुरुसततंनमामि ॥ ५ ॥ उदालकादिमुनिस्पातराश्रितंयं ध्यायंतिमंजुलमुदासुखदाविशुद्धं ज्ञात्वैवमूलपुरुषंमनसास्मरंतं श्रीव्यासवल्लभगुरूसततंनमामी ॥ ६ ॥

### ॥ अनुष्टुपवृत ॥

मानवस्यहितार्थायब्रह्मज्ञानप्रकाशितं ॥ वंदेव्यासमहात्मानं वल्लभहरिरुपिणं ॥ ७ ॥ ब्रह्मैवब्रह्मविद्वय ब्रह्मानंदपरायणं ॥ नमाम्यहंव्यासगुरुं वल्लभहरिरुपिणं ॥ ८ ॥

संवत १९६४ फाल्गुनकृष्णत्रयोदशी चंद्रवासरे रचितायंशिष्य

**प्रल्हादजी दलसुखराम.**

मुकाम वरसोडा.

## આ વાંચીને આગળ વાંચો.

આ ગ્રંથ પરમાત્માના સ્વરૂપ સંબંધી જ્ઞાનનો હેતુ છે, તેમાં વેદ ગીતા વીગેરેનાં વચનોનો ભાવાર્થ ન્યાયમાં આવે તેવો ને તે વચનો સત્ય રહે તેવો છે.

આ ગ્રંથનું મનન કરનારાએ તથા વાંચનારા મોક્ષેચ્છુઓએ, શબ્દ દોશ વ્યાકરણદોશ અશુદ્ધ દોષ વિગેરે દોષ જોવા નહી કેમકે મોક્ષેચ્છુઓને તો મતલબ જોવો યોગ્ય છે. આમાં ફક્ત મુદ્દાની મતલબ બતાવવાનો હેતુ રાખ્યો છે તેમ છતાં જે પ્રાણી કાવ્યદોષ, શબ્દદોષ, વ્યાકરણ દોષ કે સંસ્કૃત ભાશાનો દોષ શોધશે તેને કાગ દ્રષ્ટીવાળો જાણવો, જેમ કાગડો જ્યાંને ત્યાં ચાંદાં શોધતો રહે છે તેવી રીતે આ ગ્રંથના લખાણમાં, રસ્વદીર્ઘ વિગેરે સોધનારને કાગ દ્રષ્ટીવાળો જાણવો. અથવા બીજાને દરસાવશે તે દ્વેશથી દરસાવશે. બાકી કાંઇ પ્રયોજન નથી.

વળી આ ગ્રંથમાં કોઈ ઠેકાણે ભુલ હોય તે સુધારીને સુજ્ઞજનોને વાંચવું.

આ ગ્રંથના વાંચનારાએ પુર્ણ વાંચવો; જેમકે અધુરો વાંચવાથી ખરો મતલબ સમજાશે નહી ને ધર્મ સંબંધી મનને વિશે ખેદ લાગશે. પણ પુર્ણ ગ્રન્થ વાંચનારને ખેદ નહી લાગતાં અતી આનંદ ઉપજશે. જેમકે—

### દ્રષ્ટાંત.

એક અમદાવાદ જેવા શહેરનો રેહેવાશી પોતાના રોજગારમાં પોતાની પાસેનું સઘળું ધન ખોઇ બેઠો ને દેવાદાર થયો તે દેવાના દુખથી સગાં વહાલાંની રજા લેઈને પોતાનાં સ્ત્રી પુત્ર પરિવાર લેઇને વડોદરા જેવા શહેરમાં રોજગારને અર્થે ગયો. ત્યાં જઇને વેહેપાર સારૂ ખાવાનાં કાળાં મરીની હોરત કરી તે મરીના ધીરનારને એક માસે રૂપૈયા આપવાનો વાયદો કર્યો ને તે મરી લાવી પોતાને ત્યાં વખાર્યો ભરી તે પછી એક માસ થયો પણ તે મરીનું લેનાર કોઇ ગ્રાહક થયું નહી, એવામાં મરીના ધીરનાર લોકો એને ઘેર રૂપૈયા લેવા આવ્યા; ને લાંઘવા બેઠા એવામાં કોઈ મુંબાઇનો વેહેપારી આવ્યો તે તેનાં બધાં મરીની ખરીદી કરીને રૂપૈયા ગણી આપી મરી લેઈ ગયો. તે પછી મરીના ધીરનારાએ અમદાવાદીને કહ્યું કે હવે અમારા રૂપૈયા આપ ત્યારે અમદાવાદીએ કહ્યું ભાઇ તમો મારા ઘેર લાંઘવા બેઠા તે વાત માહારા દેશમાં ગઇ હશે તેથી માહારાં સગાં વ્હાલાનો જીવ ઘણો ઊંચો થયો હશે માટે મને થોડી મતલબમાં એક કાગળ લખી નાંખવા દો, એમ કહી કાગળ લખ્યો તેમાં ટુંકો મતલબ લખ્યો કે ફલાણા ફલાણાને માલમ થાય જે અમારાં આજ રોજ મુંબાઈમાં એકદમ બધાં મરી ગયાં છે તેમાં ઘણો લાભ થયો છે ને અમારાં સહુ બાળબચ્ચાને આનંદ ઉપજ્યો છે આટલુ લખી કાગળ ટપાલમાં નાખી લેણદારોને રૂપૈયા ગણી આપ્યા હેવે તે કાગળ

અમદાવાદમાં સગાઓની પાસે ગયો તેવોજ તે લોકો વાંચવા લાગ્યા. ને વાંચતામાં એટલું વાંચ્યું કે અમારા આજરોજ મુંબાઇમાં એકદમ એકજ વખતે બધાં મરી ગયાં છે. આટલુંજ વાંચતામાં કાગળ ફેંકી દેઇ સર્વે સગાં રડવાને કુટવા લાગ્યાં તેવામાં કોઇ ડાહ્યા પુરૂષે કહ્યું કે અલ્યા ભાઈઓ એકે દહાડેને એકે વખતે એકદમ બધાં મરી ગયાં હોય એ સંભવતું નથી માટે તમો આખો કાગળ વાંચો. એમ કહી વંચાવ્યો ત્યારે પાછળનું એમ વાંચ્યું કે તેમાં ઘણો લાભ થયો છે, ને અમારાં સહુ બાળબચ્ચાંને આનંદ ઉપજ્યો છે. આટલું વાંચ્યું એટલે સહુના મનમાં એમ આવ્યું કે ખાવાનાં મરી એમણે હોયાં હશે તેની ખપત થઈ ને મરી મુંબાઇ ગયાં હશે તેમાં લાભ મળ્યો હશે ને તેથી એમના બાળબચ્ચાંને આનંદ થયો હશે. જો એમના બાળબચ્ચાં મરી ગયાં હોય તો બાળબચ્ચાને આનંદ ઉપજ્યો છે એમ લખાય નહી. આ રીતે પુરો કાગળ વાંચવાથી ખરો મતલબ સમજાયો તેથી સહુ સગાં આનંદ પામ્યા આ રીતે જે પ્રાણી આ ગ્રન્થ અધુરો વાંચશે તેના મનને ખેદ ને કલેશ ઉપજશે પણ આખો વાંચશે તેને અતિ આનંદ ઉપજશે. માટે આખો ગ્રન્થ વાંચવો.

વળી આ ગ્રન્થ વેદના ચારે પ્રમાણોથી સિદ્ધ છે.

૧ અંતર દ્રષ્ટી અને ન્યાય નિતીએ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે.

૨ ઉપમાન પ્રમાણથી ( ઉપમાથી ) સિદ્ધ છે.

૩ અનુમાન પ્રમાણથી અનુમાન એટલે છાપરાપર ધુમાડો નીકળતો દેખીને ઘરમાં અગની છે એમ અનુમાન થાય છે. તેવા અનુમાન પ્રમાણથી સિદ્ધ છે.

૪ શાબ્દ પ્રમાણથી એટલે પુસ્તકો કરતાના કેહેવાની ભાવનાને અનુસરતું, શાબ્દ પ્રમાણથી સિદ્ધ છે.

આ ચારે પ્રમાણોથી આ ગ્રન્થ સિદ્ધ છે, તેમ અનુભવ સિદ્ધ છે. તેમ છતાં કોઇ માનો યા ન માનો.

તે પોતાનો કર્મયોગ છે.

વળી ઘણાએક મોક્ષની અપેક્ષાવાળા પ્રાણી ઘણા ઘણા પંથોમાં જાય છે પણ તેને સર્વ દેશી યથાર્થ જ્ઞાન થાતું નથી ને એક દેશી જ્ઞાન થાય છે. જેમકે નિર્ગુણ માનનારાના પંથમાં જાય ત્યાં નિર્ગુણનું જ્ઞાન થાયછે ને સગુણ માનનારાના પંથમાં જાય ત્યાં સગુણનું જ્ઞાન થાય છે તેથી યથાર્થને સર્વ દેશી જ્ઞાનની પ્રાપ્તી થતી નથી ને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયા વિના મોક્ષની પ્રાપ્તી થતી નથી માટે આ ગ્રન્થમાં સર્વ દેશી યથાર્થ જ્ઞાન પ્રેરકની પ્રેરણાથી કથન કરેલું છે.

વળી આ ગ્રન્થ સ્વાર્થ રહીત પરોપકારાર્થે પ્રગટ કર્યો છે જેમકે સૂર્યમાં સદા પ્રકાશ છે પણ જગતના જીવોને માટે જગતમાં આવાગમન કરે છે તેમ,

જુઓ કે સૂર્યને જગતમાં આવી પ્રકાશ કરવાથી સૂર્યને કાંઈ લાભ નથી પણ પરોપકારને લીધે પ્રકાશ કરે છે તે રીતે આ પરોપકારાર્થે આ ગ્રંથ પ્રસીદ્ધ કર્યો છે તેમ છતાં કોઈ નિર્ભાગી પ્રાણી હશે તેજ ઉવેખશે, ને તેનાથી જ્ઞાન લેવાશે નહી. જેમકે—

## દ્રષ્ટાંત.

એક નિર્ભાગી મારગમાં જતો હતો તેવામાં લક્ષ્મીજીએ ને ઇશ્વરે જતાં દીઠો. એટલે લક્ષ્મીજી બોલ્યાં અહો સ્વામીજી આ બીચારો ઘણો દુર્બળ છે. તેને ધન આપો, એટલે ભગવાને કહ્યું અરે લક્ષ્મીજી એ તો નિર્ભાગી છે, માટે એને ધન આપીશું તોપણ એનાથી લેવાશે નહી. ત્યારે લક્ષ્મીજીએ કહ્યું એક સોવ્રણનું મોહોટું ઢેપું એના માર્ગમાં નાંખો એટલે લેશે. પછી ભગવાને લક્ષ્મીજીના દેખતાં નીરભાગી જે મારગે જાય છે તે મારગમાં નાખ્યું. એવામાં નીર્ભાગીને એવી ઇચ્છા થઈ કે આંધળા શી રીતે ચાલતા હશે એમ જાણી પોતે આંખો મીચીને ચાલ્યો, તેથી પેલું ઢેપું પાછળ રહી ગયું એટલે ભગવાને કહ્યું કે જો લક્ષ્મીજી આ નીર્ભાગી ખરો કે નહી ત્યારે લક્ષ્મીજીએ કહ્યું કે હે માહારાજ એના ઘરના ઉમરા પાસે નાખો. તેથી તે એના પગમાં વાગશે એટલે લેશે. ભગવાને કહ્યું અરે લક્ષ્મીજી એમ નાખેલું પણ એનાથી નહી લેવાય ને મને ગાળો દેશે. લક્ષ્મીજીએ કહ્યું નાખો તો ખરા. એટલે ભગવાને એ નીરભાગીના ઉમરા આગળ સોવ્રણનું ઢેપું નાખ્યું એવામાં નીરભાગી પોતાના ઉમરામાં પગ મુકવા ગયો તેવુંજ તે ઢેપું એના પગમાં વાગ્યું ને તે વાગવાથી એકાએક ગાળ દેઇ બોલ્યો કે આ કીયા હરામખોરે મારા બારણા વચે ઢેપું નાખ્યું છે, એટલામાં પાડોશીએ આવીને જોયું તો સોવ્રણનું ઢેપું દીઠું. પછી પાડોશી બોલ્યો અરે ભાઈ મેં ભુલથી મુકયુ છે તે લેઈ જાઉં છું એમ કહી તે લેઇ ગયો. આ રીતે જે નીરભાગી પ્રાણી હશે તે પોતાના પંથની શંકાઓ સાંભળી સોવ્રણ રૂપી ખરૂ જ્ઞાન નહી લેતા નીંદા કરી ગ્રંથને ઉવેખશે. પણ જે સભાગી પ્રાણી હશે. તે તો આ ગ્રન્થમાંથી ઉત્તમ જ્ઞાન ન્યયમાં સંભવતુ હશે તેનો વિચાર લેઇ અંગીકાર કરશે.

વળી મોક્ષની ઇચ્છાવાળાને તો આ ઉત્તમ ગ્રંથ ઘણો ઉપયોગી છે.

આ ગ્રંથ ઘણા દીવસથી રચેલો તે ભરૂચ વિગેરેના નિવાશી મોક્ષની ઇચ્છાવાળા મુમુક્ષુઓએ જગતના કલ્યાણાર્થે ઘણી આતુરતાથી ત્રીજી વખત છપાવવા આગના લઇ ફરી છપાવ્યો છે.

આ ગ્રન્થમાં પોતાથી સમજાય નહી તો કર્તાનો સમાગમ કરવો, તેથી નીરસંસઇ ને મીષ્ટ લાગશે જેમ સમુદ્રનું જળ વાદળી દ્વારાએ આવી વરસવાથી તે જળ મીષ્ટ થાયછે તેમ કર્તાના મુખદ્વારાએથી શ્રવણ કરતાં ઘણોજ મીષ્ટ લાગશે

ૐ

શ્રી ગામ વરસોડાનો નિવાશી હું કવી, પ્રલ્લાદજી દલસુખરામ જાની, જ્ઞાતે ઉદીચ શહસ્ર બ્રાહ્મણ નિરાભીમાનપણે કહું છું કે હું હીંદી, ગુજરાતી ને સંસ્કૃત ભાષામાં પ્રવિણ છું તેમ તે ત્રણે ભાષામાં કવિતા કરી જાણું છું તેમજ સંસ્કૃત પુસ્તકો મેં ઘણાં વિચારેલા છે, તથાપિ પોતાની સદગતી થવા માટે ઘણાંક સંપ્રદાયોમાં પ્રવેશીને મોક્ષનો મોરગ શોધ્યો. પણ કોઇ ઠેકાણે તત્વ જ્ઞાનનો સાર જડયો નહી. એમ કરતાં પુર્વના સંસ્કારે અમદાવાદના નીવાસી પરબ્રહ્મ નીષ્ટ મહારાજ શ્રી વ્યાસજી વલ્લભરામ સુર્યરામનો મહારા ભત્રીજા ચુનીરામ રવિદત્તના સંગે મને સમાગમ થયો. તે વખત તે મહારાજે મને ટુંકામાં પ્રણવનું એટલે એકાક્ષર મંત્ર જે ૐ તેનું યથાર્થ નીરસંશઈ જ્ઞાન આપ્યું. અને તેજ જ્ઞાનથી જન્મ મૃત્યુ ટળી મોક્ષની પ્રાપ્તી થાય એમ મને ભાસ્યું તેથી તે મહારાજશ્રીને હું સાક્ષાત ગુરૂ માની બેઠો. તે ઉપરથી તેમણે દયા કરી એક મંત્ર આપી નિરવીકલ્પ સમાધી શીખવી. તેમાં મને ઘણે દીવસે ચમતકાર જણાયો. તે ઉપરથી હું આશ્ચર્ય પામ્યો કે આ મહારાજે કોઈ પ્રકારની વિદ્વત્તા મેળવી નથી તેમ તેમને કોઇ ગુરૂ મળ્યો હોય તેમ પણ જણાતું નથી. તેમ છતાં આ ઉત્તમ જ્ઞાન તથા મોક્ષ પ્રાપ્ત કરવાની ક્રિયા ક્યાંથી પ્રાપ્ત થઇ હશે.

અનુમાન કરતાં મને એમ ભાસ્યું કે, આ અમુલ્ય માર્ગ મહારાજ શ્રીને ઇશ્વરી બક્ષીસ છે. આ મહારાજ ગુરૂ પદ્ધીનો કે જ્ઞાનવાનનો કે મહતાનો કાંઇજ ડોળ રાખતા નથી. નજરે જોઇએ તો આપણા જેવા અને પુર્ણ સંસાર વ્રતીવાળા લાગે છે. તેમ તેમનો સ્વભાવ નીરાભીમાની અને દયાળું છે, એવો સર્વ પ્રકારથી મને સંતોષ થયો. તેથી મેં મ્હારા ગુરૂ માનીને નીચે લખેલાં અષ્ટકમાં ગુરૂ સ્તુતિ કરી છે. તે સર્વ મોક્ષમારગી ભાઇઓ સ્વીકારી લેશો. અખંડા નંદકી જે.

## કવિત.

દેખે યા દુનીમે કેતે ગુનીજન મુની ઔર
બહુત બિલોકે પુની પંડિત પુરાનીમેં. ૧
દાની મહા ધ્યાંની અભિમાની નીરમાની અસં
માયાકે મસ્તાની વૈસે લીન્હે પદીચાનીમેં. ૨
તિનકે પ્રસંગ તે ન ચઢયૈ સદરંગ કછુ
ઐહિક ઉમંગ તે ન સાચી બાત જાનીમેં ૩
કહત પ્રલ્હાદ મોકુ સત્ય સતસંગ ભયો
પાયો પર્મ સાર વ્યાસ વલ્લભકી બાનીમેં. ૪

સંવત ૧૯૬૪ ના ફાગણ વદી તેરશને સોમવારે રચી મોકલ્યું.

પ્રહ્લાદજી દલસુખરામ જાની,
મુકામ વરસોડા.

આ પહેલા ગ્રંથ કર્તાની સુચના વાંચવી.

# અનુક્રમણીકા.

ॐ

॥ परमात्मने नमः ॥

# श्री भावार्थ प्रकाश.

## १ समागम.

એક આનંદમય સમયે વ્યાસજી વલ્લભરામ પોતાના શુભ વિચારથી અનુભવી જ્ઞાનનો ગ્રંથ પોતે રચેલો, તે પાસે લઇને તેનું મનન કરતા હતા. તે વખતે પાંચ મોક્ષેચ્છુ એટલે મોક્ષને ઇચ્છિનારા પુરૂષો, આવી વ્યાસજીને અભિવંદન કરી, વ્યાસજી સમિપે બિરાજ્યા, બાદ થોડી વારે વ્યાસજીને એક મુમુક્ષુએ પૂછયું અહો ! મહારાજ ! ! આપની પાસે જે મુમુક્ષુ આવે છે તેને જ્ઞાનનો ઉપદેશ કરો છો તે ઉપદેશ આપ તસ્દી લેઈ કહેવા કૃપા કરો તો આપને પૂછીએ.

વ્યાસજી—ભલે ભાઈ એથી રૂડુ એકે નથી.

મોક્ષેચ્છુ—આપના ઉપદેશનો ગ્રંથ લખાય તો તેનું નામ શું છે ?

વ્યાસજી—ભાવાર્થ પ્રકાશ.

મોક્ષેચ્છુ—ભાવાર્થ પ્રકાશ એટલે શું ?

વ્યાસજી—જુઓ ભાઈ ! વેદ, શાસ્ત્રો તથા પૂરાણોનાં તથા મોટા પુરૂષોના વચનોનો ભાવ એટલે હેતુ સમજી અર્થ કરાય તે ભાવાર્થ; અને તે જગતમાં પ્રસિદ્ધ કરાય તેથી પ્રકાશ, આ પ્રમાણે ભાવાર્થ અને પ્રકાશ એ બે શબ્દોને જોડે રાખી ભાવાર્થ પ્રકાશ નામ આપવું યોગ્ય છે.

મોક્ષેચ્છુ—અહો માહારાજ ! ! ભાવાર્થ પ્રકાશ નામને હું સમજ્યો. ભાવાર્થ પ્રકાશ શાનો હેતુ છે ?

વ્યાસજી—ભાઇ ! જ્ઞાનનો હેતુ છે.

## २ संस्कृत प्राकृत विषे.

મોક્ષેચ્છુ—સંસ્કૃતમાં કથન કરો છો કે પ્રાકતમાં.

વ્યાસજી—પરાકૃત વાણીમાં.

મોક્ષેચ્છુ—અહો મહારાજ ! ! ઘણા એક મનુષ્યો એમ કહે છે કે પરાકૃત ભાષાનાં ને ગુજરાતી અક્ષર કાંઈ વજનદાર ગણાતાં નથી. માટે પ્રાકૃતનુ પ્રયોજન શું ?

વ્યાસજી— મનહર છંદ.

પ્રયોજન ગ્રંથ તણું, કહું તે સાંભળ ક્ષણું,
ભણી ગણી ઘણા બને, વિદ્યાઓના વારશી;
કાઢે ભાષા જૂદી જૂદી, બોલે બહુ કૂદી કૂદી,
પણ અજાણી ભાષા તે, મુંગાઓનિ પારશી.
કૈંક બોલે આરબ્બી ને, કૈંક બોલે અબસ્થાની,
કૈંક ઇંગરેજી સંસક્રત અને ફારશી.
પણ જે દેશોમાં જેહ, ખરી ભાષામાંનો તેહ,
બીજી ભાષા જેવી અંધ, આગળજ આરશી.

જો ભાઈ પરાકૃત ભાષામાં ભાશણ કરવાનું પ્રયોજન જે આ ઉપરના મનહર છંદમાં કહ્યું તે છે. કારણ કે આ દેશના ઘણા લોકો સંસ્કૃત કે બીજી ભાષાના જાણનારા થોડાજ છે. તેમ બાળબોધ એટલે બ્રાહ્મણીઆ અક્ષરના વાંચનારા પણ થોડા છે, માટે પરાકૃત ભાષામાં ને ગુજરાતી અક્ષરમાં ગ્રંથ કરવા જોઇએ.

મોક્ષેચ્છુ—અહો માહારાજ !! ઘણા એક સંસ્કૃત વિદ્યા ભણેલા એમ કહે છે કે પ્રાકૃત વાણીમાં કથા, પુરાણ કે પરમેશ્વર સબંધી કાંઈ સાંભળવું નહીં; ને જો સાંભળે તો તે સાંભળનારને ઘણો દોષ લાગે છે.

વ્યાસજી—જો ભાઇ ! દોષ લાગતો હોય તો દોષના કહેનારનેજ દોષ લાગે ને દોષ છે એવું કહેનારને પાછું કેવું થાય છે, તે વિષે સાંભળો.

મનહર છંદ.

ઘણા ઘણા વ્યાસ જોશી, શાસ્ત્રી વેદાન્તી પુરાણી,
સંસક્રત શુભ સારી, ભાષા ભણી લાવે છે;
પછે પ્રાકૃતી વાળાને, પ્રાકૃત ન સૂણો ભાઈ,
પ્રાકૃતમાં દોષ ઘણો, એમ સમજાવે છે.
એવું કહી કથા વેદ, સંસક્રત ભાષા ભાંખે,
પાછો અર્થ કરવાને, પ્રાકૃતમાં આવે છે;
ત્યારે ધીક બોલ્યું એનું, સંસક્રત શીખ્યો શેનું ?
વદે વ્યાસ પાન ચાવિ, લ્હાળા શાને ચાવે છે ?

જો ભાઇ પ્રાકૃત ભાષા સાંભળવાથી દોષ હોય તો દોષનો કહેનાર સંસ્કૃત કથા, પૂરાણો વાંચી પાછો અર્થ તો પ્રાકૃતમાં કરે છે ત્યારે જો ભાઇ જે પ્રાકૃત વાણીથી દોષ કહે છે, તેને કેટલો બધો દોશ લાગ્યો. ને જો તે દોશ લાગ્યો

કબુલ ન કરે તો તે પૂરણ દ્વેષ બુદ્ધિથી કહે છે, એમ અનુમાન થાય છે. વળી જે જાણવું છે તે સંસ્કૃતથીજ જણાય ને પ્રાકૃતથી ન જણાય એમ કાંઈ નથી જેમકે સોનું છે તેને કોઈ કનક કહે, સોવણ કહે કે કંચન કહે, કે હીમ કહે પણ ગમે તે નામે ને ગમે તે ભાષાએ મુદ્દે સોનુ સમજવું છે. માટે જો ભાઇ સંસ્કૃત પ્રાકૃત ભાષામાં જોવાનું નથી, જે મુદ્દો હોય તેજ મુદ્દો સમજવો યોગ્ય છે. વળી સર્વ વાણી તો એકજ છે જો કે ક ખ ગ ઘ વીગેરે જે જે ભાશા બોલે છે તેમાં અક્ષરો તો આના આ છે. માટે વાણી તો એકજ છે.

મોક્ષેચ્છુ—વાહ મહારાજ? હવે મને સંસ્કૃત પ્રાકૃત વિષે કાંઈ પણ સંશય રહ્યો નથી. હવે આપ આગળ કહિ ગયા છો કે અમારો ઉપદેશ જ્ઞાનનો હેતુ છે. માટે અમને પરમેશ્વર સબંધી જ્ઞાન કરો.

---

# ३ विवाद संवाद विषे.

વ્યાસજી—જો ભાઈ! અમારા મોહોંથી જ્ઞાન પ્રાપ્ત કરી લેવાની તમારિ ઇચ્છા છે તો ભલે, પણ હું તમને પૂછુંછું કે, તમારો વિવાદ કરવાનો હેતુ છે કે સંવાદ કરવાનો હેતુ છે.

મોક્ષેચ્છુ—હે માહારાજ વિવાદ તે શું?

**વ્યાસજી—** **ઈંદ્રવિજય છંદ.**

વાદ વિવાદનો ન્યાય ન જાણે ને, જ્ઞાની સામો પડે અજ્ઞાન બંધો;
પ્રશ્ન પુછે તેહ પ્રશ્ન તણો ભેદ, ભાગી જ્ઞાની સમજાવેજ સંધો.
તોહો ન સમજે એકે બીજી વાત, અજ્ઞાનિ તણો તે ઉંધોજ ધંધો;
વ્યાસ વદે બોલે બંધ પડે પણ, કુમત મૂકે ન હૈયાનો અંધો.

---

જો ભાઇ વાદ કરે તેનો તો બાધ નથી. કેમકે વાદ એટલે જે પ્રશ્ન જ્ઞાનીને પૂછે તે પ્રશ્નનો ઉત્તર જ્ઞાનીજન ન્યાય નીતી વિવેક અને વ્યવહારને અનુસરતો રહે ને સંભવીત ભાસે તેવો કરે, એટલે તે ઉત્તરને કબુલ કરી ફરીને તે પ્રશ્નને છેડે નહીં તે વાદનું નામ સંવાદ છે. અને વિવાદ એટલે જે પ્રશ્ન જ્ઞાનીજનને પૂછયું તેનો ઉત્તર યથાર્થ ન્યાય નીતિ વીવેક ને વ્યવહારમાં સંભવીત હોય તેવો જ્ઞાનીજન આપે, એટલે વિવાદનો કરનારો બોલતાં બંધ પડી જાય, તેમ છતાં જે વાત ચાલી હોય તે વાતને નહીં સમજતાં ચાલતી વાત પડતી મુકીને લાગુ ન પડે તેવાં વગર સમજે બીજાં પ્રશ્ન કરે, તેનું નામ મીથ્યા વિવાદ છે.

મોક્ષેચ્છુ—હે માહારાજ મિથ્યા વિવાદ કરનારાઓનો શો હેતુ હશે?

વ્યાસજી— ઇંદ્રવિજય છંદ.

કૈંક વિવાદ કરે માન્ય માગવા, કૈંક કરે મહતાનેજ સારૂ;
કૈંક કરે ચરચા જોવા કારણ, કૈંક જાણે ત્યાં જણાઈશું વારૂ.
કૈંક જાણે જ્ઞાનીમાં ગણશે સહુ, કૈંક જાણે સત્ય મનાવું મ્હારૂં;
કૈંક જાણે સામાને નીચો પાડીએ, દ્વેષથી વલ્લભ વદે અંધારૂ.

મોક્ષેચ્છુ—હા મહારાજ ખરી વાત છે; વિવાદીનો હેતુ એમ હોય છે. હવે સંવાદ એટલે શું તે કહો?

વ્યાસજી—જો ભાઈ જ્ઞાન યથાર્થ હશે તો અંગીકાર કરીશું એવા હેતુથી વાદ કરે તેનું નામ સંવાદ છે, ને તે સંવાદનો સ્વાદ લેવો હોય તો કેવી રીતે લેવો તે વિષે તમને કહું તે સાંભળો.

ઇંદ્રવિજય છંદ.

સંવાદનો શુભ સ્વાદ લેવો હોય, તો નાદ મૂકીને નરમ થાવું;
મોટમ મમતા મત મૂકી દૂર, પ્રશ્ન વિવેકનું પૂછતા જાવું.
તે તણો ઉત્તર આપે જ્ઞાનીજન, તે જ્ઞાનમાં બહુ ચિત્ત ઠરાવું;
શંકા રહે તેહ રીતિથી પૂછવી, વ્યાસ કે મિથ્યા માથું ન ઝીકાવું.

જો ભાઈ આ છંદમાં કહ્યું તેમ જે પ્રાણી વર્તે તેનાથી બરાબર સંવાદનો સ્વાદ લેવાય છે. ને તેનેજ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તી થાય છે, અને તેજ પ્રાણી યથાર્થ જ્ઞાન ભાસવાથી તે જ્ઞાન અંગિકાર કરે છે.

મોક્ષેચ્છુ—અહો મહારાજ !? વિવાદને સંવાદ એ બન્ને પ્રકાર હું સમજ્યો માટે કહું છું કે, મારો વિવાદનો હેતુ નથી ને સંવાદનો હેતુ છે. માટે મને યથાર્થ જ્ઞાન થશે. અને ન્યાયમાં ઉતરે તેવું જ્ઞાન હોય તો તે શા માટે અંગિકાર કરિએ નહીં ?

## ૪ देशी विदेशी विषे.

વ્યાસજી—જો ભાઈ તમારૂ કહેવું ખરૂં છે, પણ આ યુગનું મહાત્મ એવું છે કે પોતાનો દેશી પોતાની નજીકનો રહેનાર ને પોતાના જેવો વેશ્ધારણ કરનાર પોતાના જેવોજ ભાસવાથી તેના ઉપર કે તેનાં વચનો ઉપર અજ્ઞાની પ્રાણીની શ્રદ્ધા બેસતી નથી. જો શ્રદ્ધા બેસે તો તે શ્રદ્ધા રાખનારને વહેલું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે વિષે શ્રી કૃશ્ને અર્જુન પ્રત્યે ભગવદ્ ગીતાના ચોથા અધ્યાયના ચાળીસમા શ્લોકમાં કહ્યું છે કે હે અર્જુન ! શ્રદ્ધાવાળો પુરૂષ જ્ઞાન પામે છે. જો શ્રી કૃશ્ને આવું કહ્યું છે તેમ છતાં અજ્ઞાની પ્રાણી દેશી

જાણી દેશીના ઉપર કે તેનાં જ્ઞાનનાં વચનો ઉપર શ્રદ્ધા રાખતા નથી તેનું કારણ કળીયુગ છે.

### મનહર છંદ.

દેશકું જાનત નાહીં, બેશકું જાનત બડો,
જ્ઞાનકું જાનત નાહીં, તાનકું જાનતું હે;
ગુનકું માનત નાહીં, રૂપકું માનત સબ,
બેદનકું માને નાહીં, બાનીકું માનતું હે.
જ્ઞાનીકું પીછાને નાહી; બિદ્યાવંતકુ પિછાને,
ગૌઆંકુ છોડકે પક્ષ, ગદ્ધિકી તાનતું હે;
વલ્લભ કહત આયા, કલિયુગ બ્હોત બુરા,
નાસ્તિકોકા સંગી, એસી દુનિયા દાનતુ હે.

આ છંદનો મતલબ એ છે કે આ યુગના પ્રાણી પોતાનો દેશી પોતાના જેવાં વસ્ત્રાભુષણ પેહેરતો હોય ને વ્યવહારમાં વર્તતો હોય તેવા ગ્નાનીને કોઈ જ્ઞાની માને નહીં, ને પરદેશી ભગવાં વસ્ત્ર કરીને ગમે તે જાતનો ગમે તે કારણથી આ દેશમાં નીકળી આવ્યો હોય ને તદન અજ્ઞાની હોય પણ તેના વેશને લીધે તેને મોટો જ્ઞાની માને છે ને નજીકના રહેનારાને નથી માનતા. તે વિષે શુકદેવનું વચન છે કે—

### દોહરો.

ભાગોળ ગંગા ઘરમાં જ્ઞાની, પાસે ઠાકોર શેવ;
તે ત્રણને કો વીરલા વરતે, વાણ વદે શુકદેવ.

અર્થ—જો ભાઈ શુકદેવજીનું કહેવું એવું છે કે જે ગામની ભાગોળે ગંગા હોય તે ગંગાને તથા ઘરમાં જ્ઞાની હોય તથા પાસે ઠાકોર સેવા હોય, તેને તો કોઈ વિરલા વરતે છે, તેમજ અમો તમો એક દેશી અને પાસેના નિવાસી છીએ, માટે તમોને અમારા ઉપર તથા અમારાં વચનો ઉપર શ્રદ્ધા બેસવી ઘણી મુશ્કેલ છે. કારણ કે આ યુગના જીવોનો એવો સ્વભાવ છે કે જે ગામની ભાગોળમાં ગંગા હોય તે ગામના લોકો તે ગંગાએ નહાવાની ચાહના રાખતા નથી; ને ઘરમાં જ્ઞાની હોય પણ ઘરનાં માણસો તે જ્ઞાનીને જ્ઞાની જાણતા નથી, ને બુદ્ધિશાળી છે એમ સમજે છે; વળી ઠાકોરની સેવા પોતાની પાસે હોય તેમ છતાં બીજા ઠાકોરનાં દર્શન કરવા દોડે છે. તેનું એજ કારણ છે કે નજીક વસેલું જે હોય તેના ઉપર શ્રદ્ધા બેસતી નથી. માટે અમારા ઉપર કે અમારા વચનો ઉપર તમારી શ્રદ્ધા બેસવી ઘણી મુશ્કેલ છે. અને નજીકના જ્ઞાનીને તો કોઈ વિરલા હોય તેજ વરતી શકે છે; પણ આ

યુગમાં બરોબર વરતી શકે તેવા તો વિરલા કોઇકજ હોય છે કેમકે આ યુગ પ્રમાણે નીચનો વધારો ને ઉંચનો ઘટાડો છે જેમકેઃ—

### ઇંદ્રવિજય છંદ.

વિશ્વમાં વૃક્ષ બાવળ તણાં બહુ, અગર ચંદનનું કોઇ ઠામે;
મસ્તક માંહીથી મોતી મળે તેવો, હાથ હાથી આવે કો વિસરામે.
કાગ અનેક ને હંસ મળે એક, અજ્ઞાની અતિ જ્ઞાની કોક ધામે;
નીચ બુદ્ધિ બહુ ઉંચ બુદ્ધિ કમ, તારણ કાઢયું છે વલ્લભરામે.

---

આ છંદનો મૂળ મૂદ્દો એવો છે કે આ યુગમાં અજ્ઞાની વિશેષ છે ને વરતી શકે તેવા જ્ઞાની વિરલા કોકજ છે. માટે અમારૂં સમજવું અમારા મનમાં રહે છે કેમકેઃ—

### કુંડળિયો.

સરપે છછુંદર ગ્રહ્યું, છોડે તો અંધ થાય;
ગળવે ઘાંટી મ્હોતની, બે બાજુ દુભાય.
બે બાજુ દુભાય, થાય મુગાને સપનું;
સમજીને પસ્તાય, નહિ કહેવાના ખપનું.
તેમ જ્ઞાનીનું જ્ઞાન, દુખ અરપે ન અરપે;
કેછે વલ્લભરામ, ગ્રહ્યું છછુંદર સરપે.

---

આ કહ્યા પ્રમાણે જ્ઞાનીને દુખ છે વળી.

### કુંડળિઓ.

હીરા પારખ મર ગયે, ઠીકરી પારખ હે,
જ્ઞાની જન મન સોચના, કીનકું પરીછછાદે;
કીનકું પરીછછાદે, પડે જ્ઞાન ખિધા બાંકી.
જગમેં જટ જડ લોક, કોન કરે કીમત વાકી.
જબહી દલ દુભાય, બનત બીન રોગે રોગી,
કહેત વલ્લભરામ, કથીરકા સબ જગ ભોગી.

---

આ કુંડળિયાની મતલબ એવી છે કે આ યુગના જીવો હીરા રૂપી જે જ્ઞાન તેને પારખી શકતા નથી, માટે હીરાના પારેખ મરી ગયા છે, ને ઠીકરી પારેખ છે, એટલે જ્ઞાન વિનાનાં ધામ ધૂમ રાસલીલાઓનાં જે તોફાન થાય છે તે સ્થળોને શ્રેષ્ટ સમજી તેવા ડોળના કરનારાઓને શ્રેષ્ટ માને છે. માટે ઘણો ભાગ ઠીકરી પારેખ છે. તેથી જો ભાઇ જે ઠીકરી પારેખ છે તે હીરા રૂપી જ્ઞાન તેને તેવા તે ઠીકરી પારેખો પરખી શકતા નથી. જેમકે—

## છપ્પો.

કાગ ન પરખે રત્ન, ન પરખે મરકટ મોતી,
કાયર ન પરખે શૂર, મૂરખ નવ પરખે રોતી;
મૂઢ ન પરખે જ્ઞાન, અભણ નવ પરખે વિદ્યા,
સુખી ન પરખે દુઃખ, કુલણુ નવ પરખે નિંદ્યા.
નીચ ઉંચને પરખે નહીં, કાં મરદ કાં મહેરીયો,
કહે વલ્લભ પરખી શકે, હીરા ને ઝવેરીઓ.

આ છપ્પાની મૂળ મતલબ એવી છે કે ઓછી બુદ્ધિના એટલે ટૂંકા વિચારવાળા છે તેવા અજ્ઞાનીથી જ્ઞાનીની પરીક્ષા થઇ શકતી નથી, ને ઝવેરી રૂપી જે પુરણ બુદ્ધિશાળી ને મોટા વિચાર વાળા જે ઝવેરી રૂપી હોય છે તેજ જ્ઞાનીને તથા જ્ઞાનીના જ્ઞાનને પરખી શકે છે. તે વિષે—

## દૃષ્ટાંત.

એક ગામમાં એક સાધારણ બુદ્ધિના માણસને પરમેશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા થઈ. તેથી એક મહાત્મા પુરૂષની પાસે ગયો. તેણે જઈ મહાત્મા પુરૂષને કરગરીને કહ્યું કે મને પરમેશ્વરનું જ્ઞાન કરો. ત્યારે મહાત્મા બોલ્યા કે ભલે પણ તું તે જ્ઞાનને પારખી શકે એટલી તારી બુદ્ધિ છે ? ત્યારે જ્ઞાનાર્થી બોલ્યો હા મહારાજ હું પરખીશ. એટલે માહાત્માએ તેની પરીક્ષા જોવાને સારૂ પોતાની પાસેથી એક લખોટી જેવડો ગોળાકાર હીરો કહાડીને જ્ઞાનાર્થીને આપ્યો, ને કહ્યું કે જા ભાઈ કોઈ કાછીઆને ત્યાંથી આ લખોટી આપીને પાંચશેર ભાજી લઈ આવ. એટલે જ્ઞાનાર્થી બોલ્યો અહો મહારાજ આ લખોટીની એક શેર ભાજી પણ કોઈ આપનાર નથી. માહાત્મા બોલ્યા જા તું જઈ આવતો ખરો એટલે જ્ઞાનાર્થીએ જઇ કાછીઆને લખોટી આપીને કહ્યું કે એની મને પાંચશેર ભાજી આપ. એટલે કાછીઆએ લખોટી જોઈ પોતાની બુદ્ધિ પ્રમાણે એમ ધાર્યું કે છોકરાંના રમવાના ખપમાં આવશે. એમ ધારી ચારશેર ભાજી આપવાની કહી. એટલે જ્ઞાનાર્થી લખોટી પાછી લેઇને મહાત્મા પાસે પાછો ગયો, ને કહ્યું કે મહારાજ ! ! કાછીઓ તો આ લખોટીની ચારશેર ભાજી આપે છે. એટલે મહાત્માએ કહ્યું કે જા કંદોઇને ઘેરથી આ લખોટીની પાંચશેર મીઠાઈ લઈ આવ, એટલે જ્ઞાનાર્થી બોલ્યો હે મહારાજ ! કાછીઆએ પાંચશેર ભાજી નહીં આપી તો કંદોઈ પાંચશેર મીઠાઈ કેમ આપશે ? મહાત્માએ કહ્યું તું જાતો ખરો. પછી જ્ઞાનાર્થીએ કંદોઈને ત્યાં જઈ હીરાની લખોટી આપીને કહ્યું કે આ લખોટીની પાંચશેર મીઠાઈ આપો. કંદોઇએ લખોટી જોઈ જાણ્યું કે તેજસ્વી કાચ સારો છે તેને ભાગી વીંટીઓમાં જડાવીશું. તો હીરો જડેલો છે એવું દેખાશે. એમ સમજી કંદોઇએ કહ્યું કે ચારશેર બરફી

આપું ? એટલે જ્ઞાનાર્થી તે લખોટી પાછી લેઈ મહાત્મા પાસે આવ્યો. ને કહ્યું કે હે મહારાજ! કંદોઈ તો ચારશેર બરફી આપે છે. ત્યારે મહાત્માએ કહ્યું કે જા લખોટી ચોકસીને જઈ આપજે ને રૂ. ૧૦૦ માગજે. તે સાંભળી જ્ઞાનાર્થી ચોકશીને ઘેર જઈ કહ્યું કે આ લખોટી લેઈ મને રૂ. ૧૦૦ સો આપો. એટલે ચોકશીએ લખોટી જોઈ. આ ઉતરી ગએલો હીરો હશે. એમ જાણી કહ્યું કે રૂા. ૯૧ એકાણું આપીશું ત્યારે જ્ઞાનાર્થી લખોટી લેઈ પાછો મહાત્મા પાસે આવ્યો ને કહ્યું કે અહો મહારાજ! ચોકશી તો રૂા. એકાણું ૯૧ આપે છે. એટલે મહાત્માએ કહ્યું કે જા ઝવેરીને જઇને આપજે રૂ. ૧૦૦૦ હજાર માગજે, તે સાંભળી જ્ઞાનાર્થીએ ઝવેરીને જઇને લખોટી આપીને કહ્યું કે આ લખોટીના મને રૂ. ૧૦૦૦ હજાર આપો. એટલે ઝવેરીએ બરોબર એક હજારનો હીરો જાણી લાભ ખાવાના હેતુથી રૂા. ૯૦૦ નવસે આપવાના કહ્યા એટલે જ્ઞાનાર્થી લખોટી પાછી લેઈ મહાત્મા પાસે આવી કહ્યું કે આનાતો ઝવેરીએ રૂા. ૯૦૦ નવસે આપવા માંડ્યા એટલે મહાત્માએ જ્ઞાનાર્થી પાસેથી તે હીરો લેઈ લીધો ને કહ્યું કે જો અલ્યા તારાથી આ હીરાની કીંમત એક શેર ભાજીની પણ થઈ શકી નહીં, ને કાછીઆએ ચારશેર ભાજી જેટલી કીંમત કરી; કંદોઇએ ચાર શેર મીઠાઈ જેટલી કરી, ચોકશીએ એકાણું રૂા. જેટલી કરી ને ઝવેરીએ રૂા. ૧૦૦૦ હજારની બરોબર કીંમત કરી રૂા. ૧૦૦ સો નફો ખાવાના હેતુથી રૂ. ૯૦૦ નવસે આપવાના કહ્યા. માટે હે મુરખ તારી બુદ્ધિ કાછીયા કરતાં પણ ઓછી છે. ને કાછીયાથી કંદોઈની બુદ્ધિ વધારે છે. ને કંદોઈ કરતાં ચોકશીની વધારે છે ને ચોકશી કરતાં ઝવેરીની બુદ્ધિ વધારે છે ત્યારે તે ઝવેરીએ હીરાની બરોબર પરીક્ષા કરી અને તારી બુદ્ધિ ઝવેરી તથા ચોકશી તથા કંદોઈ તથા કાછીયા કરતાં પણ થોડી છે. માટે તને હીરાની પરીક્ષા પડી નહીં. અને આ હીરાની પરીક્ષા ન પડી તો પરમેશ્વર તો અનંત હીરાનો હીરો છે, તે પરમેશ્વરનું જ્ઞાન હું તને કરીશ પણ તને તેની પરીક્ષા પડવાની નથી.

## સિદ્ધાંત.

ચોકશી, કંદોઈ, કાછીઓ એ જાતી ઉપરથી કહ્યા નથી. એતો ઓછી બુદ્ધિથી નીચ બુદ્ધિ કહ્યા છે. માટે હે મોક્ષેચ્છુ જે નીચી બુદ્ધિવાળા પ્રાણી હોય છે તેનાથી જ્ઞાનીની કે જ્ઞાનની પરીક્ષા થઈ શકતી નથી. પણ જે ઝવેરી જેવો પુર્ણ બુદ્ધિશાળી પ્રાણી હશે, તેજ જ્ઞાનીનીને તેના જ્ઞાનની કીંમત કરી શકશે.

## દ્રષ્ટાંત ૨ જું.

જુઓ ભાઈ હીરો પાષાણમાં પાકે છે. હવે જે પાષાણ ફોડી હીરાના કાઢનાર છે તે આ પાષાણમાં હીરો છે એમ પાષાણને પારખી તે પાષાણ લે છે તેમ જ્ઞાનીજન જ્ઞાનનું ભાષણ જોઈ જ્ઞાની છે એમ પારખી તે જ્ઞાનીને સેવે

છે, ને જે અજ્ઞાની પ્રાણી છે તે તો ઉપરથી પથરો દેખીને તે પાષાણુને નાંખી દેછે તેમ જે ઓછી બુદ્ધિવાળા પ્રાણી અંદરના હીરારૂપી જે જ્ઞાનીમાં જ્ઞાન છે તેને પારખી શકતા નથી. કારણ કે જ્ઞાનીજન વ્યવહાર પ્રમાણે વસ્ત્રાભુષણ પહેરતો હોય તથા ગૃહસ્થાશ્રમ ચલાવતો હોય તેવો જ્ઞાનીનો પાષાણરૂપી ઉપરનો ભાગ જોઈ ઓછી બુદ્ધિવાળા તેનો સમાગમ કરતા નથી, ને ઉવેખે છે; પણ જ્ઞાનાર્થિ જે પુર્ણ બુદ્ધિવાળા હોય છે તેતો ઉપરના ભાગની વ્યવહાર ક્રતી જોતા નથી ને તેના જ્ઞાનનો ભાગ જુએ છે. આ ઉપરથી હે ભાઈ તમને એટલું કહેવાનું કે કોઇ જ્ઞાની પુરૂષના ઉપરના ભાગની વ્યવહાર ક્રતીની વ્રત્તિ નહીં જોતાં જ્ઞાનીના અંતઃકરણમાં જ્ઞાનની વ્રત્તી કેવી છે તે જોવી અને જે પ્રાણી કોઇ મનુષ્યની ઉપરની વ્યવહાર વ્રત્તી જોઇ ઉવેખે છે અથવા ઉપરની રૂડી કૃતી જોઇ વખાણે છે તેને જ્ઞાની પુરૂષો કેવળ મુર્ખ કહે છે, જેમકે—

## દ્રષ્ટાંન્ત.

એક ગામમાં છોટાભાઈ ને મોટાભાઈ નામના બે માણસો જોડાજોડ રહેતા હતા. તે બેના ઘરમાં પોતપોતાની વિધવા માતાઓ હતી. તે બેઉને એક દિવસ એવું થયું કે છોટાભાઇએ પોતાની માને તમાચાનો માર મારવા માંડયો, ને પડોશમાં પેલા જે મોટાભાઈ તેની મા ખાટલામાં કાયલી હતી તેને મોટાભાઇ શેક પાટા કરી ચાકરી કરતો હતો. હવે જે છોટાભાઇ પોતાની માને મારે તેથી બસેં પાંચસે લોક જોવા ભેગું થઈ ગયું. પછી તે જોનારા લોકો છોટાભાઈ પોતાની માને મારતો હતો તે દેખી છોટાભાઇને દુષ્ટ દુષ્ટ કહેવા લાગ્યા. અને મોટાભાઈને પોતાની માની ચાકરી કરતો જોઈ લોકો સારો છે સારો છે એમ કહેવા લાગ્યા. એટલામાં કોઈ ડાહ્યો વિવેકી પુરૂષ ત્યાં આવ્યો. તેણે જોનારા લોકોને ધીક્કાર્યા કે મુર્ખો છોટાની ને મોટાની ઉપરની કૃતિ જોઇને સારો ને નઠારો કહો છો તેથી પાપના અધિકારી તમે સર્વે થાશો એટલે જોનારા બોલ્યા કે અમે તો છોટાની ને મોટાની ઉપરની કૃતિ જોઇએ છીએ. અને તમે અંદરની કૃતિ જોનારા છો તો તે અમને બતાવો. એવું સાંભળી ડાહ્યા પુરૂષે પેલા છોટાને ને મોટાને ઘરની બહાર બોલાવી સૌ લોકોના સાંભળતાં ડાહ્યા પુરૂષે કહ્યું કે તમે બેઉજણા સાચું કહો નહીં તો, તમારે માંથે પૃથ્વીનું પાપ છે. એમ કહી પહેલું પેલા છોટાભાઇને પુછયું કે બોલ ભાઈ તું તારી જનેતાને શું કામ મારે છે, એટલે છોટો પૃથ્વીના પાપના સોગનનો ભય રાખી સાચું બોલ્યો કે મારી માએ કાલે એવું કૃત્ય કીધું કે જેથી મારી ઇકોતેર પહેડી નરકે જાય. ને આબરૂ હલકી થાય. માટે મેં એને નીતિસર રાખવાને મારી. પછી પેલા મોટાભાઇને પુછયું કે બોલભાઈ તું તારી માની સેવા ચાકરી હાલ કરે છે તે શાથી ? તે સાંભળી સોગનના ભયથી તે મોટાભાઈ બોલ્યા કે

ગઈ કાલે હું ખુબ ગાંજો પીને આવ્યો હતો. તેથી ગાંજાની કેફમાં મેં માહારી માને મેડા ઉપરથી ભોંય નાંખી દીધી તેથી તેનાં હાડકાં ભાગ્યાં; પછી મને આજ ભાન આવ્યું ત્યારે આજ ચાકરી કરૂં છું. એવાં બેઉનાં વચન સાંભળી પેલા ડાહ્યા પુરૂષે જોનારા લોકોને કહ્યું કે કહો ભાઈ હવે આ બેમાં કીયો સારો ને કીયો દુષ્ટ ? તે સાંભળી સઘળા લોકોએ કહ્યું કે છોટોભાઈ પોતાની માને મારતો હતો તે સારાં આચરણ પળાવવા પોતાની માને મારતો હતો, તેથી એ દુષ્ટ નહીં; ને જે મોટોભાઈ પોતાની માની ચાકરી કરતો હતો તે સદાચરણને લેઇને નહી; પણ પોતાના થએલા ગુનાથી ઝંખવાણો પડી જવાથીજ કરતો હતો, તેથી તેને દુષ્ટ કહેવો વ્યાજબી છે. કારણ કે હવે ગમે તેટલી ચાકરી કરે પણ પોતે વિના વાંકે પોતાની માને મેડેથી નાંખી દીધી માટે દુષ્ટ ખરો.

## સિદ્ધાન્ત.

આ રીતે જે પ્રાણી કોઈ જ્ઞાની પુરૂષની ઉપરના ભાગની વ્હેવારકૃતી જોઇને નથી માનતા ને ઉવેખે છે. તે અને ઉપરની સારી કૃતી એટલે ટીલાં ટપકાં કરતો હોય તથા માળાઓનો ભારો કોટમાં નાખી ધીમે ધીમે ભમતો હોય તેની અંદરની કૃતી જોયા વિના ઉપરનો ઠાઠ દેખી સારા ગુણ ગાય છે. તેવા બંને પક્ષવાળાને જ્ઞાની પુરૂષ મુર્ખ વર્ગ ગણે છે. માટે ડાહ્યા પ્રાણીયે તો પ્રાણીમાત્રના અંતઃકર્ણની વ્રતી જોવી. અંતઃકર્ણની વ્રતી એટલે અંતઃકર્ણથી કેમ વરતે છે તે જોવું; અને એ અંતઃકર્ણની અશુભવ્રત્તિથી અમોક્ષને શુભવ્રત્તિથી મોક્ષ થાય છે વળી પાપ પુન્ય પણ શુભ અશુભ વ્રત્તીથીજ થાય છે. તે વીશે.

## દ્રષ્ટાંન્ત.

એક ગામમાં ડાહ્યાભાઈને સમજુભાઈ નામના બે મીત્રો હતા, તે એક દિવસ રાત્રીએ બેઉ સાથે ઘરમાંથી નીકળી ભેગા થયા. એટલામાં ડાહ્યાભાઈ બોલ્યા સમજુભાઈ આજ તો ચાલો ફલાણી ગુણકાને ઘેર નાચ મજરો છે ત્યાં જોવા જઇએ. એટલે સમજુભાઈ બોલ્યા, કે ત્યાં તો નહી, ને આજ ફલાણે સ્થળે ભજન છે ત્યાં જઇએ ત્યારે ડાહ્યાભાઈ સમજુભાઈનું કહ્યું નહિ માનતાં ડાહ્યાભાઈ ગુણકાને ઘેર ગયા ને ડાહ્યાભાઇનું કહ્યું નહિ માનતાં સમજુભાઇ ભજનમાં ગયા. પછી ભજનને ઠેકાણે ભજન ને નાચને ઠેકાણે નાચ થવા માંડયો. હવે ભજનમાં સમજુભાઈ બેઠા છે તેમનું ચીત્ત ડાહ્યાભાઈ જ્યાં ગુણકાને ઘેર નાચમાં છે ત્યાં ગયું કે અહો ડાહ્યાભાઈ ગયા છે ત્યાં તો અત્યારે બહુજ સરસ નાચ પડતો હશે ને ગાયન પણ થતું હશે એમ એ સમજુભાઈની ચીતવૃત્તિ ગુણ-કામાં ને ગુણકાના નાચમાં ગઈ અને ડાહ્યાભાઈ જ્યાં ગુણકાને ઘેર નાચમાં બેઠા છે તેમનું ચીત પોતાના મીત્ર સમજુભાઈ ભજનમાં ગયા છે ત્યાં ગયું. કે અહો સમજુભાઈ તો રામરામ કહી તાળીયો પાડતા હશે ને ભજનની ધુન

મચી રહી હશે. એમ એ ડાહ્યાભાઈની વ્રતી ભજનમાં ગઈ. એમ કરતાં પરોઢીયું થયું ત્યારે બેઉ જ્યાં જ્યાં બેઠા હતા ત્યાંથી પોત પોતાને ઘેર ગયા. ત્યારે ડાહ્યાભાઈની સ્ત્રીને ગર્ભ હતો તેને તેજ રાત્રીયે પુત્ર જનમ્યો. એવો લાભ થયો ને સમજુભાઈના ઘરમાંથી રાત્રીએ ચોર ચોરી કરી ધનમાલ લેઈ ગયા. એટલું નુકશાન થયું પછી બંને મીત્ર બીજે દીવસે ભેગા થયા. તે વારે સમજુભાઈ બોલ્યા કે જો ભાઈ તું ગુણકાને ઘેર ગયો હતો ત્યારે તને પુત્ર લાભ થયો ને હું ભજનમાં ગયો ત્યારે મને દ્રવ્યનું નુકશાન થયું. માટે ધરમીને ઘેર ધાડ ને કસાઈને ઘેર કુશળતા થાય છે. એ તે શું ?

ડાહ્યાભાઈ બોલ્યા ચાલો આપણે કોઇ જ્ઞાની પુરૂષને પુછીએ. એમ કહી બેઉ જણા કોઈ જ્ઞાનીની પાસે જઇને પુછયું કે મહારાજ ભજનમાં જનારને નુકશાન કેમ થયું ને ગુણકાના નાચમાં જનારને લાભ કેમ થયો ? તે કહો. એટલે જ્ઞાની પુરૂષે કહ્યું કે ભાઈ જે ગુણકાને ઘેર ગયો હશે તેની વૃત્તિ શુભ ઠેકાણે હશે ને ભજનમાં ગયેલાની વ્રતી અશુભ ઠેકાણે હશે એમ હુઆ વિના ભજનવાળાને નુકશાન ને ગુણકા વાળાને લાભ થાય નહિ.

એવું કહ્યું ત્યારે સમજુભાઇએ કહ્યું કે ખરી વાત છે. હે ડાહ્યાભાઇ માહારી વ્રતી તું ગુણકાને ઘેર હતો ત્યાં હતી. તેથીજ નુકશાન થયું. ત્યારે પછી ડાહ્યાભાઇએ કહ્યું કે હું ગુણકાને ઘેર હતો પણ માહારી વ્રતી તું ભજનમાં ગયો હતો ત્યાં હતી. માટે મુને પુત્ર લાભ થયો.

## સિદ્ધાંત.

દેહ વડે જ્ઞાની પુરૂષ ન્યાય નીતિ વિવેક ને વ્યવહારથી ગમે તેવા વહેવારમાં વરતતો હોય અથવા ગમે તેવું વહેવારિક કાર્ય કરતો હોય. પણ તેના અંતઃકર્ણથી વહેવારમાં લીન થઈ જઇ વેહેવારમાં વરતે છે એમ જાણવું નહિ. કારણ કે ગમે તે કાર્ય કરતો હોય પણ તે વેહેવારના કાર્ય મીથ્યા જાણીને વરતે છે ને વ્રતી પોતાના જ્ઞાનમાં સ્થિર રાખે છે. વળી જ્ઞાની પુરૂશ ડાહ્યાભાઈની પેઠે ગમે તેવા સ્થળે ગમે તેવા કાર્યમાં બેઠો હોય પણ તેનાથી અશુભ કામ કોઈ કાળે બનેજ નહિ તે વિશે.

કોઈ પુરૂશને બાર વરશની પુત્રી હોય તે પછી તે પુત્રીની જનેતા ગુજરી જવાથી તે પુરૂષ પાછો ફરીથી બીજી બાર વરસની સ્ત્રી પરણ્યો હોય, હવે તે પુરૂષ પોતાની પુત્રીને ખોળે બેસાડી લાડ લડાવે ને સ્ત્રીને પણ ખોળે બેસાડી લાડ લડાવે પણ તે પુરૂષની વ્રતી સ્ત્રીને લાડ લડાવતાં કેવી રહે છે. જુઓકે પુત્રી સ્ત્રી કરતાં ઘણી રૂપવાન હોય ને બાર વરસની છે પણ તેના ઉપર કોઈ કાળે પોતાની કુદ્રષ્ટી થતી નથી. ને સ્ત્રી પુત્રીથી કદરૂપી હોય ને તે બાર વર્ષની છે પણ તેના ઉપર સ્ત્રી ભાવ રહેવાથી કુદ્રષ્ટી રહે છે. પણ પુત્રીપર

કુદ્રષ્ટી થતી નથી એ રીતે જે જ્ઞાની પુરૂશ હોય છે તે વહેવારમાં રહી વેહેવારનું કાર્ય કરતા છતાં પણ તેની અનીતિની વ્રતી કોઇ કાળે થતી નથી. પણ ઉપર દ્રષ્ટીએ જોનારા જે અજ્ઞાની પ્રાણી છે તેવાને જ્ઞાનીજન વેહેવારમાં વરતતા જોઈને અશુભ ને અજ્ઞાની ભાસે છે, અને જે જ્ઞાન દ્રષ્ટીએ જીણા વીચારથી જોનારાના મનને જ્ઞાનીની શુભ વ્રતી ભાસે છે.

મોક્ષેચ્છુ—અહો મહારાજ કોઈ પ્રાણીના અંતઃકરણની વૃતિ બીજાને શી રીતે માલમ પડે તે કહો.

વ્યાસજી--જો ભાઈ જેને સારા પુરૂષના જ્ઞાનોપદેશ તથા સમાગમ હોય તેને જ્ઞાની પુરૂષના તથા અજ્ઞાનીના અંતઃકર્ણની વ્રતી યથાર્થ માલમ પડે છે, ને અજ્ઞાની અને આસુરી જેવા જે જીવ છે તેને જ્ઞાનીના અંતઃકરણની વ્રતી માલમ પડતી નથી. માટે આ ઉપરથી તને એટલુંજ કહેવાનું કે કોઈ જ્ઞાની તારા લાભને સારૂ યથાર્થ જ્ઞાનનો ઉપદેશ કરે પણ તેના ઉપરના ભાગની દેહીક વ્યવહારક્રતિ જોવિ નહિ સંસારની રીત પ્રમાણે જ્ઞાનિજનો વસ્ત્રાભુપણ પહેરે છે તથા ગ્રહસ્થાસ્રમ રાખી રહ્યા હોય છે. તેવી વ્યવહારક્રતી જોઈશ તો તને કોઈ જ્ઞાનીના શુભજ્ઞાનનો ઉપદેશ થનાર નથી કદાપી અત્યારે આટલી વારતા સાંભળતાં જ્ઞાનિની વ્યવહારક્રતિ ઉપરથી તું વીચાર કહાઢી નાંખીશ પણ જોજે ભાઈ પોહોરે અથવા બે પોહોરે અથવા થોડે ઘણે દિવસે પાછું તારૂં મન ભમી જશે એટલે તેને જેજે ઉપદેશ થયો હશે તે સઘળો નીશ્ફળ જશે, માટે તારા મનને તું બહુજ નિશ્ચય કરજે. નહિતો મનનો સ્વભાવ ભમી જવાનો છે ને મન છે તે ચાર પ્રકારનું છે, તે સાંભળ.

---

## ઈંદ્રવિજય છંદ.

ચાર પ્રકારકો મનુષ્યકો મન, પ્રથમતો મન પાષણ કેસો;<br>
દુસરો હે લખોટી સરીખો મન, તીસરો હે મન મ્રતિકા એસો.<br>
ચોથરો મન હેલુનકી માફક, જલમે ડારે હોવે જલ જેસો;<br>
વ્યાસ વલ્લભ કથે જ્ઞાન મારગ, બોધ લગે મન જેસો હે તેસો.

---

આ છંદનો એવો મુળ મતલબ છે કે મનને ભમવાનો સ્વભાવ છે માટે તું તારૂં મન લુણ કહેતાં મીઠું તે મીઠા જેવું જ્ઞાનમાં રાખીશ ને વહેવાર ઉપર દ્રષ્ટી નહિ રાખે તો, જ્ઞાન સાંભળી જ્ઞાનરૂપ થઈશ. જેમ મીઠુ જળમાં જળરૂપ થઈ જાય છે તેમ તું જ્ઞાન રૂપ થઇશ. માટે કોઇ જ્ઞાનીની વ્યવહારક્રતિ ઉપર તારે જોવું નહિ. વળી જો ભાઇ જે જે અમોએ કોઇ જ્ઞાનિના ઉપર સ્રદ્ધા ચોંટે એવાં તને ઘણાં વચનો કહ્યાં છે, તે ઉપરથી કોઇ અજ્ઞાની ને આસુરી દ્વેષ બુદ્ધિવાળા એમ જાણશે કે પોતાના જ્ઞાનનો મહીમા વધાર-

વાના હેતુથી આ બધુ ભાષણ કર્યું છે. એવું સમજનાર કેવળ ધ્વેશી જાણવો. જેમકે મેઘની જળવર્ષી થાય ત્યારે હરાઢે ભાર વનસ્પતી બહુજ પ્રફુલ્લીત થાય છે ને જવાસાનું ઝાડ નીચ જાતિ અને મેઘનું 'દ્વેશી છે તે મેઘના આવવાથી સુકાઇ જાય છે તેમ મેઘરૂપી જે જ્ઞાની તેને દેખીને અને મેઘની જળવર્ષીરૂપી જે જ્ઞાનિના મુખની વાણી સાંભળીને અરાઢભાર વનસ્પતીરૂપી જે મોક્ષેચ્છુ ધર્માસ્તીકો તે માહા પ્રફુલ્લીત થાય છે. ને જવાસારૂપી જે નીચ બુદ્ધીના ને ધ્વેશી આસુરી જીવો તે જવાસાની પેઠે સુકાઇ જાય છે પણ તું જવાસા જેવો સ્વભાવ નહિ રાખતાં વનસ્પતિ જેવો સ્વભાવ રાખી-જ્ઞાન સ્રવણ કરીશ તો તને યથાર્થ ઉપદેશ થશે. અને અમોએ જ્ઞાની પુરૂષની ઉપરની ક્રતિ નહિ જેવાનું જે ભાષણ કર્યું છે. તે જ્ઞાનીનો મહીમા વધારવાના હેતુથી કર્યું નથી. પણ એવા હેતુથી કર્યું છે કે, જ્ઞાન સ્રવણ કરનારની વ્રત્તિ કથન કરનારાના વહેવારની ક્રતી ઉપર રહે તો તેને દ્રઢ ઉપદેશ થાય નહિ. માટે આ ભાષણ કરેલું છે. તે માટે તું હંસરૂપી થા ને કાગ દ્રષ્ટી કાહાડી નાંખ જેમકે દુધને પાણી બે ભેળાં કરી એક વાટકામાં મુક્યાં હોય ત્યાં હંસને દુધ પીવા મુકીયે તો હંસ પાણી પાણી વાટકામાં પડયું રહેવાદે ને દુધ દુધ પાણીમાંથી પી જાય છે, તેમ તહારે જ્ઞાનીના ઘટનું જે જ્ઞાન તેને ગ્રહણ કરવું ને વ્યવહારક્રતી રૂપી જે પાણી તે પડયું મુક. વળી એક મોતીની ઢગલી કરી હોય. તે વેળા એક વ્રક્ષ ઉપર કાગ અને હંસ બે બેઠેલા હોય તેમને ખાવાની ઇચ્છા થવાથી વ્રક્ષ ઉપરથી ઉતરે તેવોજ હંસ મોતીની ઢગલી ઉપર જઇ બેસે ને કાગ માંઉશની ઢગલી ઉપર બેસે. શાથી કે કાગ નિચ જાતિ છે તે નિચ વસ્તુ ઉપર બેસે ને હંસ ઉત્તમ જાતિ છે તે ઉત્તમ જે મોતીની ઢગલી તેના ઉપર બેસે. તેમ જે અજ્ઞાની કાગ રૂપી જીવ હશે તેની દ્રષ્ટિ જ્ઞાનીની વ્યવહારક્રતિ ઉપર બેસશે. ને હંસ રૂપી જે ઉત્તમ જીવ હશે તેની દ્રષ્ટી જ્ઞાનીના જ્ઞાનના વચન રૂપી મોતી ઉપર બેસશે. માટે કોઇ જ્ઞાનીની વ્યવહારકતી જેવી નહી તેમ તાહારે કોઇ જ્ઞાનીને ગાંઠે બાંધવો નથી. જો જ્ઞાનિને ગાંઠે બાંધવો હોત તો તેની ક્રતી જેવાની હતી. પણ તે જ્ઞાનીનું જ્ઞાન ગાંઠે બાંધવું છે, તો પછી તેનો વ્યવહાર જેવાની જરૂર નથી તેમ છતાં જો પ્રથમ કેહેનારના ઉપર સ્રદ્ધા ન બેસે તો તેનાં વચન ઉપર કદી બેસેજ નહિ. જેમ કે આપણ કોઇ દેશ ગયા પછી તે દેશમાં કોઇ આપણને એમ કહે કે આ દેશ ઘણોજ વાયડો છે. જો ભાઇ એ દેશ વાયડો છે એમ જાણીયે તો પછી તે દેશનાં વાયડાં પદાર્થો તે કેમજ ખાઇએ. દેશ વાયડો ભાસ્યો તો પછી તે દેશના ફળ ગરમ હોય તોપણ તે વાયડાં ભાસે, અને વાયડાં ભાસવાથી તે ફળો ઉપર અરૂચી થયા વિના રહેજ નહિ. માટે પ્રથમ વાયડા દેશ રૂપી જ્ઞાન કથન કરનાર તેના ઉપરથી અરૂચી થાય તો પછી તેના જ્ઞાનનાં વચનો રૂપી ફળ તેના ઉપર રૂચી કદી

બેસેજ નહિ. માટે તને પુરણરૂચી થવા ઉપદેશ કર્યો છે. વળી આ ઘણું ભાષણ જ્ઞાનીઓના ઉપર શ્રદ્ધા રાખવા કર્યું છે, તે ઉત્તમ પક્ષ જાણી કરેલું છે. તેમ છતાં ઘણા ઉવેખશે ને ઘણા અંગીકાર કરશે. કદાપી કોઈ પ્રાણી અંગીકાર કરશે તેથી જ્ઞાનીને હર્ષ નથી અને કોઈ પ્રાણી ઉવેખશે તેથી શોક નથી. કારણ કે જો સરવે અંગીકાર કરે તો, સરવે જીવ શ્રદ્ધાળુ ને જ્ઞાની થાય પછી જગતમાં અશ્રદ્ધાળું ને અજ્ઞાની રેહેજ નહી. માટે અંગીકાર કરનારા બધા હોતા નથી. ને જો સરવે જ્ઞાનીના જ્ઞાનનો ઉપદેશ અંગીકાર કરે તો જ્ઞાનીજન જગત જીત્યા એમ ગણાય, પણ એવું કોઇ વાર થયું નથી ને થતું નથી કેમકે મહાદેવજી જગત જીત્યા નથી તો જ્ઞાની શું જીતે તે વિશે.

## દ્રષ્ટાંન્ત.

એક વખત માહાદેવ ને પાર્વતી નંદી ઉપર બેશી, દુનીયાં દોરંગી છે કે એક રંગી છે તે જોવાને એક નગ્રમાં ચાલ્યા. એટલે લોકોએ નંદી ઉપર બંનેને બેઠેલાં દેખી કેહેવા માંડયું કે આ બાવો ને બાવી બીચારા આખલાને મારી નાંખવા બેઉ જણ ચઢી બેઠાં છે. એવું લોકોનું બોલવું સાંભળી પાર્વતીને બેઠાં રહેવા દેઈને એકલા માહાદેવ નંદી ઉપરથી ઉતરી પડયા ને નંદીઆને દોરીને આગળ ચાલ્યા એટલે આગળના લોકો કેહેવા લાગ્યા કે જુઓ ભાઇઓ આ બાવો બીચારો ઘરડો છે તે ચાલે છે ને આ જવાન બાવી ચાલી શકે તેવી છે તેમ છતાં આખલાપર બેઠી છે. એવું લોકોનું બોલવું સાંભળી માહાદેવે પાર્વતીને નંદીપરથી ઉતારીને પોતે નંદીપર બેઠા; એટલે પાર્વતી નંદીયાને દોરી આગળ ચાલ્યાં. પછી પાછા આગળના લોકોએ કેહેવા માંડયું કે જુઓ લ્યા આ બીચારી બાવી ઘણી કોમળ છે તેને ચલાવે છે ને મોહોટો મડધા જેવો બાવો આખલા પર બેઠો છે. એવાં લોકોનાં વચન સાંભળી માહાદેવજી નંદી પરથી ઉતરી પડયા. ને બંને જણ નંદીઆને દોરીને આગળ ચાલ્યાં એટલે આગળના લોકોએ કેહેવા માંડયું કે આ બાવોને બાવી બંન્ને મુર્ખ છે કેમકે પોતાની પાસે આખલો છે તેમ છતાં બેમાંથી એકે બેસતાં નથી. એવું લોકનું બોલવું સાંભળી માહાદેવે પાર્વતીને કહ્યું કે જુઓ પાર્વતી નંદી ઉપર આપણ બે બેઠાં તે લોકને ફાવ્યું નહિ. તેથી હું એકલો બેઠો ને તમે ચાલ્યાં તોપણ લોકને ફાવ્યું નહિ, તમે બેઠાં ને હું ચાલ્યો તોપણ લોકને ફાવ્યું નહિ. ત્યારે આપણ બંન્ને ચાલ્યાં તોપણ લોકોને ફાવ્યું નહિ. માટે જુઓ પાર્વતી દુનીયાં દોરંગી છે.

## સિદ્ધાંત.

જો ભાઈ આ દ્રષ્ટાંતથી એટલુંજ અમારે કેહેવાનું છે કે, માહાદેવથી જગત જીતાયુ નહિ, તો જ્ઞાની કેમજ જીતિ શકે. માટે કહીએ છીએ કે

જગત જીતવાની જ્ઞાનીજનોને કાંઈજ જરૂર નથી. તેમ કોઈથી જીતાયુંએ નથી ને જીતાશે પણ નહિ. કેમકે આ જગતમાં ઘણા પ્રકારના ધર્મ સંબંધિ મત ચાલે છે જો કોઈ ધર્માચાર્ય એક ધણી જગત જીત્યો હોત તો જુદા જુદા મત ચાલત જ નહિ. જો કે અમારા અનુભવથી સિદ્ધ આ ગ્રંથનું જ્ઞાન છે તેમ મત મુકે જ નહિ ને જ્ઞાનની વાત કબુલ કરેજ નહિ. જેમકે વૈશ્નવિ સંપ્રદાય વાળા રામાનંદિને તથા કબિરપંથિને તથા શિવમાર્ગિને તથા શક્તિમાર્ગિને તથા જૈન મતવાળાને તથા દિન મતવાળાને તથા અદ્વૈત મતવાળાને નહિ માનતા પોતાનો જે વૈશ્નવી સંપ્રદાય છે તેનેજ ઉત્તમ માની કહે છે કે સર્વે સંપ્રદાય છે પણ અમારા સંપ્રદાય જેવો એકે ઉત્તમ નથી. રામાનંદિવાળા પણ પોતાનો સંપ્રદાય ઉત્તમ ગણી એમ કહે છે કે અમારા સંપ્રદાય જેવો બીજો એકે ઉત્તમ નથી. તેમ કબિરપંથી પણ કહે છે. તેમજ શિવ માર્ગિવાળા પણ કહે છે, તેમજ શક્તિ માર્ગવાળાનુ પણ કહેવું છે, એજ રીતે અદ્વૈત મતવાળાનું કહેવું છે કે અમારો અધ્વૈત મત છે તે વેદશાસ્રને આધારે સત્ય છે ને બીજા સંપ્રદાય છે તે તમામ અજ્ઞાનિના છે. આ રીતે સઘળા સંપ્રદાય-વાળા પોતાનો સંપ્રદાય ઉત્તમ માનિને બીજાના સંપ્રદાયને વખોડે છે. તેમજ આ ગ્રંથનું જ્ઞાન તથા આ ગ્રંથનું જે તાત્પર્ય હશે તેને પણ ઘણા વખોડશે જ, કારણ કે ઘણા કાળથિ સરવે પ્રાણિ પોતાનું વિખાણિને બીજાનું વખોડે છે તેમજ હાંને પણ વખોડશે. તેમાં નવાઈ જેવું નથી ને પોતાનું વખાણશે. શાથિ કે કોઈ પોતાની માને તો ડાકણ કહે જ નહિ. ને પારકું વખોડાય એવું ઘણા કાળથી ચાલે છે. માટે કોઈ આ ગ્રંથનું અપમાન્ય કરશે તેથી અમોને કાંઈ જ દુખ નથી. કારણ કે પ્રાણિ માત્રને કપાળે કપાળે મતિ જુદિ હોય છે. માટે અમારો એટલો બધો આગ્રહ નથી કે સરવે આ ગ્રંથનું જ જ્ઞાન અંગિકાર કરો. ફક્ત અમારે તો એટલો હેતુ છે કે આ કળયુગમાં ખરી વાત દબાઈ ગઈ છે એટલે સવળું સમજવાનું તેને લોકો અવળું સમજી બેઠા છે. તે સવળું સમજાવવાને અમારો હેતુ છે, ને જગતના કલ્યાણાર્થે સવળું સમજાવવું એ અમારો બ્રાહ્મણ દેહનો મુખ્ય ધર્મ છે, માટે આ સવળુ જ્ઞાન જે કોઈ પુર્વનો સંસ્કારી હશે અને ઘણા કાળથી મોક્ષની ઈચ્છા રાખતો હશે તેને જ થશે. કેમકે સત્ય, ત્રેતા ને દ્વાપુરમાં જે મોક્ષ મારગના જ્ઞાનનો ઉપદેશ થતો હતો તેજ ઉપદેશી સીધાન્ત આ ગ્રંથમાં કહેલો છે.

### પ્રશ્ન.

ઘણાક તો ઈશ્વરને માનતા નથી ને એમ કહે છે કે પરમેશ્વર તો છે જ નહિ. ને હોય તો દેખાડો એમ બોલે છે. તે વીશે આપ શું કહોછો.

વ્યાસજી—જો ભાઈ પરમેશ્વર નથી એમ તો કેવળ દુષ્ટ હોય તેજ કહે;

પણ જો કે આ વીશ્વનો કોક મુળ માલીક હોવો જોઈએજ; ને હશેજ એમ તને ભાસે છે કે નહિ.

મોક્ષેચ્છુ—હા મહારાજ કોઈ માલીક વિના કોઇ દેશ નથી હોતો તો આ વિશ્વનો માલિક કેમ નહિ હોય. વળી અનુમાન કરતાં અનેક પ્રકારના વિચિત્ર કાર્ય થતાં જોઈને એમ નિશ્ચે થાય છે કે કોઇ માલિક તો છેજ.

વ્યાસજી—ધન્ય છે ભાઈ તારા મનને જે કોઇ માલિક ભાસે છે તેને અમો પરમેશ્વર કહીએ છીએ ને માનીએ છીએ. અને જે પ્રાણી એમ કહે છે કે પ-રમેશ્વર હોય તો દેખાડો. એવું કહેનારો કેવળ મુર્ખ દુષ્ટ ને અજ્ઞાની છે. વળી દેખાડો એવું કહેનારને અમો પુછીએ છીએ કે તારા બાપના બાપ તેને બાપ હતા કે નહિ. તો તેને કેહેવું પડશે કે હા હતા. ત્યારે પાછા પુછીએ છીએ કે હતા એમ તું કહે છે તો તેં તેમને દીઠા નથી ને શાથી કેહે છે. તો તે કહેશે કે મારા બાપ, કાકાના તથા લોકોના કહેવાથી કહુ છું. તો અમો તેને કહીએ છીએ કે હે મુર્ખ, તારા બાપના બાપ અને તેના બાપ હતા એવું તું બાપ કા-કાના કહેવાથી ખરૂં માને છે તો પરમેશ્વર છે એમ તારા વૃદ્ધો તથા ઘણાક પ્રાણિયો કહે છે; તેમના કહેવાથી પરમેશ્વર છે એમ શા સારૂ માનતો નથી. વળી તે કેહે છે કે પરમેશ્વર હોય તો દેખાડો. તો અમો તેને કહીએ છીએ કે તું તારા બાપને જઇને એકવાર કેહે કે હે બાપા તમારે બાપના બાપ હતા તો તે મને દેખાડો; વળી જે દેખાડો કેહે છે. તેના વિશે દ્રષ્ટાંત.

## દ્રષ્ટાંત ૨ જુ.

એક નગ્રવાશી માણસ જંગલને રસ્તે થઈને બીજે નગ્રે જતો હતો તેવામાં જંગલને વીશે એક જંગલી માણસ નગ્ન રૂપે ફરતો હતો તેને દેખી નગ્રવાશીએ કહ્યું. અરે જંગલી તું વસ્ત્ર વિના નગ્ન ફરે છે તે જંગલમાં તો ફાવે છે, પણ નગ્રમાં આ રીતે ફરતો હોય તો તને રાજા કેદમાં નાંખે. તે સાંભળી જંગલી બોલ્યો. જા જા રાજા તે શું ને રાજા તે કેવા હશે ? એટલે નગ્રવાશી બોલ્યો. રાજા તે સર્વ લોકોનો ધણી ને તારા જેવા નગ્ન ફરનારને કેદમાં નાંખે તેવો તે સાંભળી જંગલી બોલ્યો. રાજા હોય છે ને સૌને કેદમાં નાંખે છે તે વાત હું સાચી માનું નહિ. ત્યારે નગ્રવાશી બોલ્યો મ્હારા પુત્રના સોગન ખાઇ કહુ છું કે રાજા હોય છે. જંગલીએ કહ્યું–તું સોગન ખાય પણ હું માનું નહિ. નગ્રવાશી–હું સોગન ખાઈ કહુંછું તેમ છતાં તું નથી માનતો ત્યારે શું કરૂં તો તારા માનવામાં આવે તે. જંગલી બોલ્યો મને તારા નગ્રનો રાજા કર ને હું લોકોને કેદમા નાંખી જોઉં. ત્યારે હું માનું કે રાજા હોય ને તે કેદમા નાંખે; હાવું જંગલીનું બોલવું સાંભળી નગ્રવાશી હસવા લાગ્યો ને કહ્યું કે હે મૂરખ હજી વસ્ત્ર પેહેર્યાનું તો તને જ્ઞાન નથી ને વગર બુદ્ધિય રાજા થઈ બેસવું છે તે તો કદી બને જ નહીં.

## સિદ્ધાંત.

જેમ આ જંગલીને વગર બુદ્ધિએ પુરૂશાર્થ કર્યાં વિના રાજા થવું છે. તેમ જે પ્રાણી પરમેશ્વર નથી ને હોય તો દેખાડો એવું કેહે છે તે પ્રાણીને આ જંગલી જેવો જાણવો, કેમકે પ્રથમ તો પરમેશ્વર છેજ નહિ એવો અશ્રદ્ધાળુ છે ને પરમેશ્વરના પદની પ્રાપ્તી થવા પુરૂશાર્થ કરવું નથી ને પરમેશ્વર જોવો છે એ કામ કોઇ કાળે બનવું સંભવેજ નહિં. કેમકે જેમ દ્રવ્ય મળવા માટે કેટલી મહેનત ને કેટલા વિચાર કેટલા ઉદ્યોગોનું જ્ઞાન મેળવવું પડે છે, ત્યારે દ્રવ્ય મળે છે. તો વિના મહેનતે ને વગર વિચારે ને વિના જ્ઞાને પરમેશ્વર કેમ મળે !

મોક્ષેચ્છુ—હે મહારાજ તમોએ કહ્યું એ દ્રષ્ટાંત ઘણું રૂડું છે પણ હું આપને પૂછુ છું કે આ જગતમાં પરમેશ્વરના અનેક પંથ ને મત ચાલે છે અને તે એક બીજાથી વિરૂદ્ધ હોય છે. ને એકકે મત એક બીજાને મળતો આવતો નથી. માટે તે પંથો ખરા હશે કે ખોટા તે કૃપા કરીને કહો ?

વ્યાસજી—જો ભાઇ જે જે પંથો ઈશ્વરના નામના ચાલે છે તે સઘળા પંથોમાં ઈશ્વરનું નામ ખરૂં છે. માટે ઇશ્વરના નામના પંથો છે તેથી તે પંથો ખરા જ છે. ને એકે જુદા નથી. પણ પંથો એક બીજાને જે મળતા આવતા નથી, તે તો પોતપોતાના મત જુદા જગતમાં જણાવવાને અને વાડા બાંધવાને અરથે એક એકથી જુદા મત ઝાલ્યા છે. તેનું કારણ એ છે જે હાલના ધર્માચાર્યો ધન ભોગી, માન્ય ભોગી અને સુખ ભોગી થયા છે. માટે પોતાના મતના ગુણ ગાય છે ને બીજાની નિંદા કરે છે. પણ અમો તો કહીએ છીએ કે સર્વે ઈશ્વરના નામના ધર્મ તે બધા એક જ છે. તે વિશે સાંભળ.

### કુંડળીયો.

ખુદા મુસલમાનના, કબીરના કીરતાર,
પરભુજી જીન ધર્મના, વૈષ્ણવના મોરાર;
વૈષ્ણવના મોરાર, સાર શંકરનો જેને,
ઇસુખ્રીસ્ત ઇગ્રેજ, જોત બીજ ધરમી તેને;
કે છે વલ્લભરામ, શીવ ઈશુ નહિ જુદા,
પરભુ કે કીરતાર, જોતમોરારી ખુદા.

---

જો ભાઈ આનો મતલબ એ છે કે ગમે તે પ્રકારના નામ દેઇને ઈશ્વરને માન્યા છે. માટે એકે જુદો નથી. ને જે પ્રાણી ઇશ્વરના નામને પણ જુદા માની પોતે જે નામ દેતો હોય તેની મહત્તા વધારી બીજા લોક બીજા નામથી ઇશ્વરને માનતા હોય તે નામની નિંદા કરે, તો તે કેવળ અજ્ઞાની છે અને સરવે પંથનો જે જન સાર ગ્રહી લે છે તે જ્ઞાનિ છે તે વિશે.

### મનહર છંદ.

કાંહાં જોગી કાંહાં ભોગી, કાંહાં નૃપ રાજ્યવંત,
કાંહાં રહીયત બહોત, દાતા નર દાનિ હે;
કાંહા વ્રત કાંહુ નીમ, આચાર વિચાર બડો,
કાંહું નરે રાજ્ય સેવા, મંદીરૂમે માની હે.
કાંહુંને બેદન પ્રીય, કાંહુને પુરાન પ્રીય,
કાંહુંને દર્શન ખટ, કાંહુ પ્રીય બાની હે;
મતો મત ઠામો ઠામ, કહત બલ્લભરામ,
સબનકો સાર ગ્રહે, સોહી નર જ્ઞાની હે.

---

આનો મતલબ એવો છે કે, ઉપર કહ્યા પ્રમાણે સર્વે પંથ ઈશ્વરના નામના છે. ને તે પંથોમાં જે મત છે, તે સર્વેનો સવળો સાર અમો તો ગ્રહણ કરીએ છીએ. માટે અમોને તો એકે પંથ કે મત ખોટો ભાસતો નથી, પણ જે જે ધર્માચાર્યો અથવા જે જે ધર્મના જેજે સેવકો પોતપોતાના મત ઝાલી સામાસામી એક બીજાની નિંદા કરિ વઢી મરે છે તે કેવળ અજ્ઞાન છે. અને અમારાથી તો એકકેને વિખાણાય નહીં, તેમ વિખોડાયે નહીં, તે વિશે સાંભળ—

### મનહર છંદ.

દીન ધર્મવાળા કહે, ખોદાને બનાયા જગ,
વૈષ્નવ કહે ઈશ્વર, ઈચ્છાથી પ્રમાણીએ;
જૈન ધર્મવાળા કહે, જગ્ત છે અનાદી તણુ,
ન બનાવ્યું નથી થયું, ઈચ્છાથી ન જાણીએ.
અદ્વૈત મતાન્તી બોલે, જગ્ત ત્રીકાળમાં નહી,
એક એકથી વિરૂધ, કોને સાચા માનીએ;
વિરૂધી એકથી ત્રણ, વલ્લભ કહે છે મુખ,
કીયાને બીખોડીએને, કીયાને બીખાણીયે.

---

જો ભાઈ આ છંદમાં કહ્યા પ્રમાણે હાલના ધર્માચાર્યો, તથા તેમના શેવકો, એક બીજા સાથે પોતાના મતને માટે વઢી મરે છે. જો કે દીનમતી વાળા એમ કહે છે કે પરમેશ્વરે આ જગત કર્યું છે. ત્યારે જૈનમતવાળા વૈષ્નવવાળા ને અદ્વૈત મતવાળા આ ત્રણે દીનમતવાળાની વાત કબુલ કરતા નથી. કારણ કે પોતે જે નિશ્ચય કર્યું છે તેથી સામાની વાત વિરૂદ્ધ છે, માટે તે વાત ત્રણે કબુલ કરતા નથી. અને વૈષ્ણવીવાળા કહે છે કે—

પરમેશ્વરે ઈચ્છા કરી એટલે જગત થયું છે. તે વાતને દીનમતવાળા, જૈનમતવાળા અને અદ્વૈતવાળા તે ત્રણે કબુલ કરતા નથી. અને જૈનમતવાળા

કહે છે કે જગત થયું નથી કે કોઇએ કર્યું નથી કે ઇચ્છા કરવાથી પણ થયું નથી. મુળથી આમનું આમજ છે. તેને દીનમતવાળા વૈષ્ણુવીવાળા તથા અદ્વૈતવાળા તે ત્રણે ના કબુલ કરે છે. અદ્વૈતવાળા એમ કહે છે કે તે ત્રણે કાળમાં જગત છેજ નહીં. આ વાતને દીનમત વાળા જૈનમતવાળા ને વૈષ્ણુવી કબુલ કરતા નથી. હવે જો ભાઇ આ ચારે મતમાંથી ખરો કોને કહેવો ને ખોટો કોને કહેવો; જો આ ચારે મત વાળા જેવા તેવા નથી. મ્હોટા પુરૂશો આ કાળમાં મોહોટા ગણાયા છે માટે એકને ખોટો કહેવો તે પણ યોગ્ય નથી. કદી કોઈ કહેશે કે જે વાત ઘણા પ્રાણી કબુલ કરે તે ખરી માનવી ને જે વાતને ઘણા પ્રાણી ખરી નથી, એમ કહે; તે ખોટી માનવી, તો જુઓ કે દીનમતવાળો એક છે. તેનાથી વિરૂદ્ધ તેની વાતને ના કબુલ કરનારા જૈનમત વાળા વૈષ્ણવ વાળા ને અદ્વૈતમતવાળા એવા ત્રણ છે ત્યારે જો કે એકથી ત્રણ મત ઘણા છે. તે ત્રણ દીનમતવાળાની વાતને કબુલ કરતા નથી એટલે ખોટી માને છે તેથી શું આપણે ખોટી માનવી. તેમજ વૈષ્ણુવી વાળાનું કહેલું. દીનમત, જૈનમત, ને અદ્વૈતમતવાળા ખોટું માને છે તેથી વૈષ્ણુવીવાળાની વાત આપણે શું ખોટી માનવિ? તેમ જે જૈનમતવાળાનુ કહેલું ત્રણ મતવાળા ખોટું માને છે તેમજ અદ્વૈતમતવાળાનું કહેલું તે પણ ત્રણ મતવાળા ખોટું માને છે. જો ભાઈ ઘણાના કહેલા ઉપર વજન રાખી ચાલીશ તો એકે મત વાળાનું બોલવું ખરૂં નથી એમ થશે કારણ કે એક એક મતથી ત્રણ ત્રણ વિરૂદ્ધ છે. માટે ઘણા કહે તે વાત ઉપર પણ ભરોસો રાખવો યોગ્ય નથી પણ અમોતો સઘળા મતવાળાનું જે જે કહેલું છે તેતે વાતનો ભાવાર્થ સમજી કબુલ કરીએ છીએ. વળી તે ચારેનો કહેવાનો મત છે તેતો ખરો છે. અને તે એક બીજાથી હાલ વિરૂદ્ધ પડયા છે ને એક બીજાની નિંદા કરે છે તે હાલના ધર્માચાર્યો કે મતવાળાઓ કે તેઓના અનુયાઇયો યથાર્થ સમજ્યા નથી માટે એક બીજાનું બોલવું ના કબુલ કરિ અરસપરસ નીંદાઓ કરે છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ શું ત્યારે હાલના ધર્માચાર્યો અજ્ઞાની હશે? ને શું તે નહીં સમજતા હોય?

વારસીક ગુરૂઓ તથા શેવકો વિશે.

વ્યાસજી—જો ભાઈ ધર્માચાર્ય પ્રથમ થયા હશે તે તો યથાર્થ જ્ઞાનવાન હશે. ને આજ પણ કોઇ કોઈ હશે પણ ઘણું કરીને એમ અનુમાન થાય છેકે મુળના જે ધર્માચાર્ય હશે તેમના ગત થયા પછીથી જે તેમના વંશના તેમની ગાદીએ હાલ બેઠેલા તે તો કોઇકજ જ્ઞાનવાન હશે. કારણ કે આ યુગમાં તો સર્પ ગયા ને લિસોટા રહ્યા છે. કારણ કે જે મુળ પુરૂશે ઘણું જ્ઞાન મેળવી જગતના જીવોને જ્ઞાન ઉપદેશ કરી ધર્મ પ્રવરતાવેલો તે વારે તે મુળના ધર્મા-

ચાર્યનું જ્ઞાન શ્રવણ કરી લોક તેમને ગુરૂ માનેલા ને તેમના શેવક થઈ રહેલા તે પછી જે મુળ ધર્માચાર્ય પુરૂશે નિમિત પ્રમાણે દેહ મુકેલો. તંવારે તેમના પુત્ર પૌત્રાદીક તેમની ગાદી ઉપર બેઠેલા. તે દ્રવ્ય લોભી અને વૈભવી થઈ ગયા, તેથી તેમણે જ્ઞાન મેળવ્યું નહી તેમ તેમના સેવકોએ તેને ગુરૂ માની લીધા. તેથી તે ધર્માચાર્યોને જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર રહી નહી. જો સેવકોએ ગુરૂના વારસીકમાં ગુરૂ જેટલું જ્ઞાન છે કે નહિ. તેટલું જોવાની પેરવિ કરી હોતતો ગાદીના વારસ થઈ બેસનાર ગુરૂને પણ પોતાના પીતા જેટલું જ્ઞાન સંપાદન કરવું પડત. પણ સેવકોએ નહી પૂછવાથી ગાદીના વારસીક ગુરૂઓએ જ્ઞાન મેળવેલાં નથી, માટે એક બીજાનું બોલવું એક બીજાને વિરૂદ્ધ ભાસે છે. વળી જેમ ગાદીના વારસીક ગુરૂ જ્ઞાન મેળવતા નથી તેમ હાલના સેવકો પણ જ્ઞાન શ્રવણ કરીને શેવક થતા નથી ને એમ માનિ બેઠેલા કે આપણા બાપદાદાના જે ગુરૂ છે તેજ આપણે પણ ગુરૂ માનવા. જો ભાઈ હાવું હાવું થવાથી હાલના ધર્માચાર્ય ગુરૂઓ તથા તેમના શેવકો ઘણે ભાગે અજ્ઞાનિ રહેલા છે. એટલે તે એક બીજાના બોલવાને અમાન્ય કરે છે. પણ મુળ જે ધર્માચાર્ય ગુરૂ થયેલા તેમને તો ઈશ્વર કૃપાથી યથાર્થ જ્ઞાન થયેલું તેમણે જગતના જીવોના કલ્યાણાર્થે લોકોને જ્ઞાનોપદેશ કરેલો. તે જ્ઞાન કરવાથી શેવકોનું જુથ્થ બાઝી ગયેલું એટલે ગાદિના વારસીકને જ્ઞાન મેળવવાનિ કાંઈજ જરૂર નહી. પણ મુળના ધર્માચાર્યનિ પેઠે જેને હાલ પ્રભુ કૃપાથી જ્ઞાનની પ્રાપ્તી થઈ છે. તે જગતના કલ્યાણાર્થે લોકોને જ્ઞાનનો ઉપદેશ કરે છે ને જેઓ હાલ જ્ઞાન મેળવી જ્ઞાનનું કથન કરે છે તેનાથી યથાર્થ જ્ઞાનનો ઉપદેશ બીજાને કરી શકાય છે. પણ વારસીક ગુરૂઓ શેવકોને યથાર્થ જ્ઞાન કરી શકતા નથી જો તે કરિ શકતા હોય તો એક બીજાથી વિરૂદ્ધ વાતો રહેજ નહીં. વળી વારસીક ધર્માચાર્યના શેવકો કેટલી બધી મુરખાઈ કરેછે કે પોતાને નાનિ ઉમરનું અણસમજણુ છોકરૂ હોય છે તેનો ગુરૂ પાસે કાન કુંકાવી તેને માથે ગુરૂ કરાવે છે. હવે તે અણસમજુ છોકરૂં છે તેના કાનમાં ગુરૂએ શું કહીને કાન કુંક્યો. તે તો બાળકને બિચારાને ખબરે હોતી નથી. જો મોહોટોને સમજણો થવા દેઇ કાન કુંકાવે તો તે છોકરૂ તેમાં ભેદ હોય તો તે ભેદ ભાગવા ગુરૂના સામા પ્રશ્નો પણ કરી શકે. પણ નાનિ ઉમરમાં ગુરૂ કરાવે છે એટલે બાપદાદાના કર્યા પ્રમાણે તે છોકરૂં કર્યે જાય છે તેમ તેને પણ જ્ઞાન હોતું નથી એટલે તે શેવકો પણ એક બીજાથી વિરૂદ્ધ વચને બીજાના પંથની નિંદા કરી પોતાના પંથને વિખાણે છે. વળી હાલના વારસીક ગુરૂઓ કોઈ કોઈ એવા તો બેલાકુ હોય છે કે પોતાનો સેવક બીજાના પંથની વાત સાંભળેજ નહિ. એવા તો ઉપદેશ કરે છે તે તું સાંભળ.

## કુંડળીયો.

ગુરૂ બહુ ખેલાડુઓ, દે શીસ્યોને શીખ,
પર પંથ વાત ન સુણીયે, કહી દે પાપની બીક;
કહી દે પાપની બીક, ઠીક થોભાવે ઠામે,
અંધ કરે કબુલ, ભુલ આવે નહી નામે,
છોડે ન પકડયું પુંછ, ચાહ્ય તો સો કે' બુરૂ,
વ્યાસ વદે સાબાશ, ખુબ ખેલાડુ ગુરૂ.

---

જો ભાઈ આ કુંડળીયામાં કહ્યા પ્રમાણે હાલના અજ્ઞાની ગુરૂ ઉપદેશ કરે છે. તે વાતને હાલના અજ્ઞાની શેવકો કબુલ કરે છે. ને જે પુછડું હાથમાં આવ્યું તે અજ્ઞાન રૂપી આંધાપાને લીધે મુકતા નથી. વળી ઉપર કહ્યા પ્રમાણે ઉપદેશ કરવાનું કારણ કે બીજા કોઇની જ્ઞાન વાત શેવક સાંભળશે તો તેને વશ થશે એટલે આપણું એક ગ્રાહક ઓછું થશે. એમ સમજી ઉપર કહ્યા પ્રમાણે ગુરૂ લોક ઉપદેશ કરે છે. તેવાનેજ અજ્ઞાની ગુરૂ જાણવો. અને તેવા ગુરૂથી શેવકનું કાંઈજ કલ્યાણ થતુ નથી. ને તેવા ગુરૂ લોકોને વાડામાં પૂરી રાખવાને શી યુક્તી રાખે છે ને શી રીતે દ્રવ્ય હરે છે તે વિશે સાંભળ.

## ઈંદ્રવિજય.

જ્ઞાન રહીત ગુરૂ કીયો મુસ્તક, એસો ગુરૂ જ્ઞાન કયા ઓચરેગો;
બિદ્યાકો ઘાટ અતી ઠાઠ પાઠસે, મુખ મીઠાશસેં દ્રવ્ય હરેગો;
પ્રસાદકો સ્વાદ સરસ બનાકર, દુપટ દામ ભંડાર ભરેગો;
માયાકો નાદ ભાવાર્થ ન ભેદકો, એસો ગુરૂ કયા કલ્યાન કરેગો;

---

આનો મતલબ એ છે કે જ્ઞાન રહીત ગુરૂ જેને માંથે હોય તેવો ગુરૂ જ્ઞાનનું શું કથન કરે કદી વિદ્યા ભણેલો હોય પણ જ્ઞાન હોય નહીં તો મોહોડે મીઠું બોલી વિદ્યાનો ઠાઠ પાઠ બતાવી દ્રવ્ય હરણ કરે વળી સારો સ્વાદીષ્ટ પ્રસાદ બનાવી, બેવડા દામ લઇ ભંડાર ભરે છે. એવા જે અજ્ઞાનિ ગુરૂ વેદના કે શાસ્ત્રોના કે પુરાણોના ભાવાર્થને જાણતા નથી તેવા ગુરૂથી શેવકોનું કોઇ કાળે કલ્યાણ થતુ નથી. વળી એવા અજ્ઞાનિ ગુરૂ જગતના અજ્ઞાની પ્રાણીઓને પ્રસાદથી તથા કારભારૂં સોંપીને પોતાના કબજામાં લેછે. પણ તેવા અજ્ઞાની ગુરૂની સંગતથી પ્રાણી માત્ર અજ્ઞાનિ રહીને લક્ષચોરાશીના સુખને પ્રાપ્ત થાય છે જેમકે.

## ઈંદ્રવિજય છંદ.

પંથકી પીછાન નહી સો કારન, પાંગુલકે સંગ પંથ ચડેગો;
પાઉં પાંગુલકો ચલે નહી જબ, અડ પડે તબ આપ અડેગો.

અંધકી સંગ પળે પંથ કો નર, અંધકે સંગ સો ખાડ પડેગો;
વ્યાસ કથે અંધ પાંગલુ અજ્ઞાની, એસે ગુરૂ સંગ આપ રડેગો.

---

આ છંદનો મતલબ એવો છે કે જે પ્રાણીને જ્ઞાન નથી ને જન્મ મૃત્યુ ટાળવાની ઈચ્છા થઈ છે તેણે અજ્ઞાની ગુરૂ આંધળા પાંગળા જેવો છે તેને સંગે જે પ્રાણી પંથે પળે તે પાંગળો અટકી પડે એટલે સંગી થનારો પણ અટકી પડે ને અંધાપાને લીધે આંધળો ખાડમાં પડે તેની સંગે જનારો તે પણ ખાડમાં પડે ને બેઉ જણ રૂવે માટે અજ્ઞાની ગુરૂને સંગે કોઈ કાળે ચડવું નહીં. ને જે ચડે છે તેને જ્ઞાન પણ થાતું નથી. વળી અજ્ઞાની ગુરૂ એમ કહે છે કે બીજો ગુરૂ કરવો નહીં ને જે પોતાના બાપદાદાએ ગુરૂ કર્યો હોય તે ગુરૂને મેલી બીજો ગુરૂ કરવો ને બીજો બાપ કરવો બરાબર છે. જો આ વાત ખરી માનતા હો તો તમારા ધર્મના આચાર્યને ઉતપન થયે કેટલાં વર્ષ થયાં તે જુઓ. આ હાલના આચાર્યો કોઇ બસે વર્શથી કોઇ બે હજાર કોઈ ત્રણ હજાર વર્શથી થયા છે. તે પહેલાં તમારા વડીલોના ગુરૂ કીયા હતા. જો વડીલોને ગુરૂ નહોતા એમ કહેશો તો તે નુગરા હતા એમ કહો. જો તેમને બીજા ગુરૂ હશે એમ માનતા હો તો તમે બીજા ગુરૂ કર્યા એમ નક્કી થાય છે. જો તમે બીજા ગુરૂ કર્યા તો તમે બીજો બાપ કર્યો એમ ઠરે છે. માટે એમ સમજવું નહી ને જ્ઞાન રૂપી ગુરૂ કરી લેવો તેથી તે બાપ થઈ જતો નથી. પણ જે મોક્ષની ઇચ્છા વાળા છે તે તો જ્યાં જ્ઞાન દર્શે ત્યાંજ ગુરૂ સમજે છે, ને અજ્ઞાની ગુરૂને મુકી દે છે ને બીજો જ્ઞાની ગુરૂ કરે છે તે કરવાથી બાધ હોય તો સાંભળ.

## કુંડળીયો.

ધન્ન ભક્ત ભગવાનનો, જ્યાં દર્શે શુભ જ્ઞાન;
ત્યાં ગુરૂ ધારણ કરે, થાય શીશ્ય સમાન્ય;
થાય શીશ્ય સમાન્ય, ભાન ભુલે ન કદાપે,
ગુરૂ કર્યા ચોવિશ, જૂઓ, દત્તાત્રી આપે.
શુભ ગુરૂ કરે દોશ, બતાવો લખીયો શેમાં,
કહે છે વલ્લભરામ, બાધ દીસે નહિ તેમાં.

---

આનો મતલબ ઉઘાડો છે તે સમજીને જ્યાં જ્ઞાન થતું હોય ત્યાં ગુરૂ ધારણ કરવો. એટલે એક બીજાના મતનું જરાએ વિરૂદ્ધ ભાસશે નહીં ને યથાર્થ સમજાશે. ને જે ગુરૂથી કે જે શેવકોથી યથાર્થ નથી સમજાયું તેજ પોતાનો મત ખરો છે ને બીજાનો ખોટો છે એમ કહે છે. ત્યારે તેવું કહેનારા છે તેજ અજ્ઞાન રૂપી આંધળા છે. જેમકે.

### મનહર છંદ.

પાંચું અંધા નગ્ર બ્હાર, હાથી દેખનકું ચલે,
દેખતા દેખાને વાલા નજીક ખડાઈ હે;
એક પાઉં એક પુંછ, એક કાન એક દંત,
એક સુરદાસકું તો, સુંઢ પકડાઈ હે,
એક કહે થંભ જેસા, એક કહે સુપ જેસા.
એક કહે કેસા જેસા, મુશળ ખડાઇ હે;
એક કહે ધોકરણા, એક કહે સાવરણા,
વલ્લભ કહત એસી, અંધુકી લડાઈ હે.

### દ્દષ્ટાંત.

એક ગામની ભાગોળે હાથીનો વેચનાર હાથી લેઇને આવ્યો. તે ગામના લોકોએ હાથી નહીં જોયેલો માટે ગામના સર્વે લોકો ભાગોળે જઈ જોઈ આવ્યા. તે ગામમાં પાંચ આંધળા હતા. તેમણે ભેગા થઇ વિચાર કર્યો કે ગામનું સર્વે લોક હાથી જોઈ આવ્યું ને આપણે રહી ગયા. ગમે તેમ કરી આપણે હાથીને જોવો તો ખરો, એવો વિચાર કરી એક દેખતાં પુરૂશને બોલાવી કહ્યું કે ભાઇ અમો પાંચજણને તું હાથી દેખાડવા લેઈ જાય તો. તને રૂ. ૧) આપીએ. તે સાંભળી દેખતા પુરૂષે કહ્યું કે, તમે આંખે દેખતા નથી ને હું કેવે પ્રકારે દેખાડું એટલે પાંચ આંધળાઓએ કહ્યું કે તું અમને હાથી પાસે લેઇ જઇ અમારા હાથમાં હાથી આપજે એટલે અમો હાથ ફેરવીને જોઇ લેઇશું. તેવું સાંભળી દેખતાએ વિચાર કર્યો કે આંધળા હાથીને જોશે તો જોશે નહીં તો રોશે પણ મને તો રૂ. ૧) મળશે એમ સમજી પાંચ આંધળાને દોરીને જ્યાં હાથી હતો ત્યાં લાવ્યો. પછી એક આંધળાને હાથીને પગે વળગાડયો ને બીજાને પૂછડે ત્રીજાને કાને ચોથાને દાંતે પાંચમાને સૂંઢે વળગાડી કહ્યું કે હવે તમે તમારે પાંચે જણ હાથીને જોઈ લો. પછી પાંચે આંધળાએ જે જે ભાગ પોતપોતાના હાથમાં આવેલો તે ભાગ હાથ ફેરવીને જોઇ લીધો. પછી પાંચે જણ હાથીથી વછુટીને અળગા થયા. એટલે દેખતા પુરૂશે તે પાંચેને ભેગા કરી પૂછયું કે કોહો ભાઇ તમે હાથી બરોબર જોયો કે કેમ. એટલે હાથીના પગને બાઝનારો આંધળો બોલ્યો કે અમોએ પાંચે મળી તને એક રૂપીઓ આપ્યો તે અમારો છૂટી પડયો. કારણ કે માહારા ઘરને ઓટલે થાંભલો છે તેવો હાથી છે તેમાં તે શું જોવાનું હતું એટલે કાનનો ઝાલનાર આંધળો બોલ્યો કે. જાજા આંધળા તેં બરોબર હાથી જોયો નથી કેમકે થાંભલા જેવો તો નહીં ને દાણા ઝાટકવાના સુપડા જેવો તો છે. એટલે સૂંઢવાળો ત્રીજો આંધળો બોલ્યો કે તમે બંન્ને જણે હાથી જોયોજ નથી. કેમકે થાંભલા જેવોએ નથી

ને સુપડા જેવો પણ નથી. ને ખાંડવાના જાડા સાંબેલા જેવો તો છે. એટલે ચોથો દાંતવાળો આંધળો બોલ્યો કે તમે ત્રઇણે જણે હાથી જોયો નથી. કેમકે થાંભલા જેવો કે સુપડા જેવો કે સાંબેલા જેવો પણ નથી. ને લૂગડાં ધોવાના ધોકરણા જેવો છે. એટલે પાંચમો આંધળો પૂછડાવાળો બોલ્યો કે તમે ચારે જણે હાથી જોયોજ નથી કેમકે થાંભલા જેવો કે સુપડા જેવો કે સાંબેલા જેવો કે ધોકરણા જેવો હાથી નથી ને રસ્તાપરનો પુંજો વાળવાના સાવરણા જેવો છે એવી રીતે પાંચે આંધળાને એકબીજાથી વિરૂદ્ધ મત તાણતાં જોઇ પેલો દેખતો પુરૂશ બોલ્યો કે ભાઇ તમારા પાંચેનું કેહેવું ખરૂં છે. પણ તમે હાથીનો એકેક ભાગ જોયો છે. તેથી તમારી એક બીજાની વાત મળતી આવતી નથી. પણ જે તમે પાંચે જણે એક એક ભાગ જોયો. તે પાંચે ભાગ ભેગા મળીને એક હાથી છે. અને તમે એક એક માણસે પાંચે ભાગ જોયા નથી. ને એક એક ભાગ જોયો છે માટે તમારૂં બોલવું એક બીજાથી વિરૂદ્ધ પડે છે. જો દેખતા હોત ને પાંચે ભાગ જોયા હોત તો તમારે અન્યો અન્ય તકરાર થાત નહીં. એ રીતે દેખતાનું કેહેવું સાંભળીને પાંચે આંધળા બોલ્યા કે જાજા મૂરખ તું પાંચે જણનું બોલવું ખોટું કેહે છે માટે તુંજ આંધળો છે. એમ કહી પગ વાળો કેહે છે કે મેં શુદ્ધ થાંભલા જેવો જોયો. બીજો કહે સુપડા જેવો જોયો એમ પાંચે જણે પાંચેનો નિશ્ચે કરેલો તેથી કહ્યું કે તું અમારા પાંચેનું મન ખુશી રાખવાના હેતુથી પાંચે જણનું બોલવું ખરૂં કેહે છે. તે સાંભળી દેખતો બોલ્યો જો ભાઈ એમ તમને ગોઠે નહીં તો કહુંછું કે તમે પાંચજણે જે જોયો ને જેવો તમે આકાર કહોછો તેવો હાથી નહીં પણ હાથીમાંનો ભાગ ખરો. તેવાં દેખતા પુરૂશનાં યથાર્થ વચન નીકળ્યાં પણ આંધળાઓએ નહીં માનતાં દેખતાને મૂરખમાં ગણી કહાડયો. કારણ કે પોતે આંધળા છે. માટે આંખથી તો હાથી દેખાયો નહીં તેમ હાથમાં હાથીનો ભાગ આપેલા શીવાય. બીજા ભાગપર હાથ ફેરવી જોયો નહીં. જો બધા ભાગપર હાથ ફેરવી જોયો હોત તો હાથીનો પૂર્ણ અનુભવ થાત.

## સિદ્ધાંન્ત.

આ દ્રષ્ટાંતથી સમજવાનું એટલું છે કે કોઈ સંપ્રદાયનો ગુરૂ તથા શેવકો પોતાનો સંપ્રદાય ખરો માની બીજાનો સંપ્રદાય ખોટો કહે છે; ને બીજા સંપ્રદાયવાળા કેવળ પાંચ આંધળા જેવા આંધળાને કોઈ જ્ઞાની પુરૂશ સઘળા સંપ્રદાયના મતને યથાર્થ અનુભવ કરાવે તો પણ જેમ આંધળાઓએ દેખાડનાર જે દેખતો પુરૂશ હતો તેનું યથાર્થ કેહેવું હતું, તેમ છતાં, આંધળાઓએ તે દેખતાનું કહ્યું નહિ માન્યું. એ રીતે જે આંધળા રૂપી અજ્ઞાની હશે તે દેખતા પુરૂશ રૂપી જ્ઞાનીનું કહેવું માનશે નહિ. વળી જેમ હાથીનો એક

એક ભાગ આંધળાના હાથમાં આવ્યો તેમજ હાલના વારસીક ગુરૂઓ તથા તેમના શેવકોના હાથમાં ઇશ્વર સંબંધી થોડો થોડો ભાગ આવેલો છે. માટે હાલના વારસીક ગુરૂઓ કેહે છે કે અમારો તો ફલાણોજ નિશ્ચય છે. એમ એક એકથી જુદો જુદો નિશ્ચય કરેલો છે જેમ હાથીનો પગ જોનારા આંધળાએ થાંભલા જેવો હાથી નિશ્ચે કર્યો, ને કાન જોનારાએ સુપડા જેવો નિશ્ચે કર્યો, સુંઢ જોનારાએ સાંબેલા જેવો નિશ્ચે કર્યો, એવી રીતેજ જુદા જુદા સંપ્રદાયોના વારસીકો તથા તેના શેવકો આંધળા રૂપી અજ્ઞાનીઓએ જુદો જુદો નિશ્ચે કર્યો છે, તે કેવી રીતે કે કોઇએ પરમેશ્વરને નિરાકાર નીશ્ચે કર્યો છે. કોઇએ સાકાર, કોઇએ નીર્ગુણ, કોઇએ સગુણ, કોઇએ કર્તા, કોઈએ અકર્તા, એમ જુદો જુદો નિશ્ચય કર્યો છે. પણ જે દેખતા પુરૂશનો યથાર્થ નિશ્ચય છે; તે આંધળાઓને કહે છે તેમ છતાં આંધળાઓ પોતાનો નિશ્ચય કરેલો તે મુકતા નથી. તેવા પ્રાણીને કોઈ કાળે ઉત્તમ જ્ઞાનનો લાભ થતો નથી; ને સઘળાના નિશ્ચય છે તે ખરા છે એમ તેના જાણુવામાં આવતું નથી. શાથી કે પોતાના ઝાલેલા મતને લીધે બીજાનો જ્ઞાન ઉપદેશ સાંભળતા નથી. ને કદી સાંભળે છે તો પણ પોતાનો થયેલો નિશ્ચય તે પાસે રાખીને બીજાનો સાંભળવા જાય છે તેથી તેનું લક્ષ પોતાના નિશ્ચયમાં રેહે છે એટલે યથાર્થ જ્ઞાનનો તેને સ્વાદ આવતો નથી. જેમકે.

## દ્રષ્ટાંન્ત.

એક સુવાશી ભમરો. એટલે બાગના પુષ્પની સારી વાસનાનો ભોગી ભમરો હતો તે એકવાર ઉડતો ઉડતો બાગની બાહાર ગયો; તેવારે એ બાગની બાહાર એક કુવાશી ભમરાને. એટલે નઠારી વાસનાના ભોગી ભમરાને સુવાશી ભમરાએ કુવાસના લેતો દીઠો. પછી સુવાશી ભમરાએ કુવાશી ભમરાને કહ્યું કે હે ભાઈ, જા ભુંડા આ કુવાસનામાં પડી રહીને શું કામ કુવાસના લે છે ? ચાલ હું તને સુવાસના લેવાને મારા બાગમાં લેઈ જાઉ. ને મારી સુવાસના જેવી જગતમાં બીજી કોઈ વાસના નથી. ને માહારાવાળી તું સુવાસના લેઈશ તો પછી તને આ કુવાસના લેવાની ઈચ્છા કોઈ કાળે થશે નહીં. આવાં સુવાશીનાં વચન સાંભળી કુવાશી બોલ્યો કે હા ભાઈ એમ કહી તું મને ગમે ત્યાં લેઇ જઈ ભૂલો પાડીને પછી તું આવી આ મ્હારી પેહેલા નંબરની વાસના તે તું લેઈ જાય. પણ હું કાચો નથી કે મ્હારી વાસના મહેલીને હું તારી જોડે આવું. સુવાશી બોલ્યો હે ભાઇ ? તને ભૂલો પાડીને તારી વાસના લેવા હું ઇચ્છતો હઉતો મને મ્હારા બ્હાલાના સોગન છે. ફકત માહારે તો તારૂં ભલું ઈચ્છવાનો હેતુ છે તેવું સુવાશીનું બોલવું સાંભળીને કુવાશીએ વિચાર્યું કે લાવ્ય એનું ખરૂં ખોટું તો જોઈએ. પણ હું એની જોડે માહારી વાસના છોડી દેઇને જઉં

ને પછી એ મને ભૂલો પાડીને અહીં આવી મ્હારી વાસના લેઇ જાય ત્યારે પછી હું શું કરૂં ? એમ ધારીને વિચાર્યું કે લાવ્યને આ મ્હારી વાસનાની એક ગોળી કરીને મ્હારી પાંખમાં સંતાડી સાથે લેઈનેજ જાઉં. પછી કાંઇ હરકત, નથી, એમ જાણીને પોતાની કુવાસનાની એક ગોળી કરી પાંખમાં લેઇને સુવાશી ભમરાની જોડે ઉડીને બાગમાં ગયો. પછી સુવાશી ભમરાએ કુવાશી ભમરાનું ભલું ઈચ્છિવાને અને કુવાસના છોડાવી દેવાના હેતુથી સારામાં સારૂં પુષ્પ હતું તેના ઉપર કુવાશીને બેસાડયો ને કહ્યું કે હે ભાઇ ! આ વાસના કેવી સરસ છે તે તું જો એમ કહી સુવાશી બીજા પુષ્પ ઉપર જઇને બેઠો. પછી પેલા કુવાશીએ પુષ્પ ઉપર બેશી પોતાની કુવાસનાની ગોળી પડી જવાના ભયથી પોતાના મોંઢા આગળ રાખીને પછી પુષ્પની વાસના લેવા લાગ્યો. ત્યારે તો પુષ્પની ને કુવાસનાની ગોળીની એ બંનેની ભેળી વાસના આવી એટલે શુદ્ધ સુવાસના પણ આવી નહીં તેમ શુદ્ધ પોતાની કુવાસના પણ આવી નહીં ને બધાઘંટી વાસના આવી તેને લીધે કુવાશી માહા કોપાયમાન થઇને બોલ્યો. અલ્યા હે સુવાશી તારી વાસના જોઈ અને હું તો સમજી ગયો કે તેં મ્હારી વાસના લેઇ લેવાના વિચારથી મને અહીં લાવીને બેસાડયો પણ અલ્યા ? હું કાચો નથી જો હું મ્હારી વાસનાની ગોળી કરી મ્હારી સાથે લેતો આવ્યો છું. તું તો તારી વાસનાનાં વખાણ કરતો હતો કે મારી વાસના સારામાં સારી છે. પણ તારી વાસના મ્હારી વાસનાને પોહોચેજ નહીં. માટે હે ! સુવાશી મૂરખા હાવી રીતે કોઇને છેતર પીન્ડી કરીશ નહીં. જો તેં તો મ્હારૂં ભલું તાકયું નહીં પણ ચાલ્ય તું મ્હારી વાસના તો જો સુવાશી બોલ્યો. જા ભાઇ જા. તું મતીલો ને પુર્ણ નિર્ભાગી છે. કેમકે મેં તો ત્હારૂં ભલું ઈચ્છી તને સુવાસનામાં નાંખવાને અહીં આણ્યો હતો પણ તું તારી કુવાસનાની ગોળી સાથે લેતો આવ્યો ત્યારે તને સુવાસના કયાંથી આવે. માટે હવે જા તારા નશીબમાંજ એ કુવાસના છે.

જો ભાઈ આ કુવાશી ભમરાને સુવાસી ભમરાએ શુભ વાસના આપવા ઈચ્છા કરી તેમ જ્ઞાની પુરૂષ ઘણાક પ્રાણીને ઉત્તમ જ્ઞાન કરવાની ઘણી આતુરતા રાખે છે. પણ કુવાસી ભમરા જેવા જે પ્રાણી તે પોતાની કુવાસના રૂપી પોતાનો મત જે છે, તેના ઉપર લક્ષ રાખી સુવાસના રૂપી જે જ્ઞાન તેનું શ્રવણ કરે છે. તેથી તેને તે જ્ઞાન યથાર્થ ભાસતું નથી. શાથી કે ? પોતાના મતમાંથી લક્ષ અળગુ કર્યા વિના બીજામાં લક્ષ કોઇ કાળે ચોટે જ નહીં. તેમ છતાં જ્ઞાની પુરૂષ તેનું ભલું ઇચ્છવાના હેતુથી તેને યથાર્થ જ્ઞાન કરે તો ઉલટો તે જ્ઞાનીનો અનાદર કરે. ને એમ કહે કે ચાલ ચાલ મૂરખ તું મારો નિશ્ચે છે તે છોડાવવા આવ્યો છે. પણ અમે તો તે છોડીએજ

નહીં. ને તાહરા જેવાનુ અમે માનીએ પણ નહિ. એ રીતે અજ્ઞાની પ્રાણી કુવાશી ભમરાની પેઠે ક્રોધાયમાન થઈ ભાષણ કરે છે. વળી પોતાના મતની મહત્તા બતાવી જ્ઞાનીને એમ કહે કે. આ તારી લાહ્યરી મુકી દે ને અમારા સંગમાં થોડા દિવસ આવ્યા પછી તું જો જે. જેમ કુવાશીએ સુવાશીને કહ્યું કે ચાલ તુંને મારી વાસના આપુ એમ અજ્ઞાની બોલે છે. ત્યારે સુવાશી ભમરા રૂપી જે જ્ઞાની તે તેનાથી થાકીને તેની સાથે વિશેષ ભાષણ કરતા નથી તેથી તેવા મતીલા પ્રાણી સદા અજ્ઞાન રેહે છે. ને એક મતનેજ ઝાલી જનમારો વ્યર્થ ખુએ છે. પણ જે જ્ઞાની પુરૂષ છે તેતો સર્વે ધર્મને માને છે ને એકકે ધર્મને તીરસ્કાર કરતા નથી. પણ જે કેવળ અજ્ઞાની છે તે પોતાનો એક મત રૂપી ધર્મ ઝાલી બીજાના મત રૂપી ધર્મની નિંદા કરવા રૂપી છેદન કરે છે. ને તે છેદન કરનારો પુર્ણ પરમેશ્વરનો વૈરી થાય છે. જેમકે.

## દ્રષ્ટાંત.

એક પુરૂષને બે સ્ત્રીયો હતી તે બંન્ને સ્ત્રીને સામાન્ય રાખવાના હેતુથી તે પુરૂષ બેઉ સ્ત્રીને પોતાની શેવા કરવા એવી આગના કરી કે તમારે બન્નેને હમેશાં મ્હારો એક એક ચરણ ચાંપવો. તે જૂની સ્ત્રીને જમણો ચરણ ચાંપવા સોંપ્યો ને નવી સ્ત્રીને ડાબો ચરણ શેવા કરવા સોંપ્યો. પછી તે બન્ને સ્ત્રીઓ હમેશાં પોતપોતાને સોંપેલો ચર્ણ ચાંપતી હતી; એવામાં એક દિવસે નવી સ્ત્રી પોતાને પીઅર ગએલી, ત્યારે જૂની સ્ત્રી પોતાના ભાગમાં જે જમણો ચરણ આવેલો તે ચાંપતી હતી તે ચાંપતાં ચાંપતાં જૂની સ્ત્રીના મનમાં એવો વિચાર આવ્યો કે આજ મારી શોકય નથી, તેથી એના ભાગનો જે આ ડાબો ચરણ તે મારી શોકય વિના સુનો છે માટે તે તરવાર લઇ કાપી નાંખ્યો હોય તો મારી શોકય મારા સામી બેસવા પામે નહીં. એમ સમજી પોતે ઉઠી ખીંટીએથી તરવાર લીધી, તે જોઈ તેના ધણીએ કહ્યું કે હે! રાંડ તેં તરવાર કેમ લીધી એટલે જૂની સ્ત્રી બોલી કે જે આ ડાબો પગ મારી શોકના ભાગમાં ગયો છે, તે અત્યારે મારી શોકય વિના સુનો છે માટે મારો અત્યારે લાગ છે તેથી તેના ભાગનો આ ડાબો પગ કાપી નાંખું. એવું પોતાની સ્ત્રીનું વચન સાંભળી ત્રાસ પામી તે બેઠો થયો અને કહ્યું કે અરે રાંડ એતે ચરણ મારો કે તારી શોક્યનો? ત્યારે જૂની સ્ત્રી બોલી તમારો તો ખરો પણ તમે તો એને સોંપ્યો છે તેથી એનો માટે મને કાપવા દ્યો અને તમે બોલશો નહીં. આવાં જૂની સ્ત્રીનાં વચન સાંભળી તે પુરૂષે એકદમ ઉઠીને તરવાર છીનવી લીધી ને જૂનીને કહ્યું કે જા રાંડ દુષ્ટ આજ તો તું ચરણ કાપવા ઉભી થઈ ને કાલે મેં નવીને શેવા કરવા મુસ્તક સોંપ્યું હોય તો તું મુસ્તક પણ કાપી નાંખે. એમ કહી કાહાડી મૂકી.

## સિદ્ધાંત.

આ દ્દષ્ટાંતથી એટલું સમજવાનું છે કે રામધર્મ, કૃષ્ણ ધર્મ, શિવધર્મ, વગેરે ઘણા ઘણા પ્રકારના ઈશ્વર સંબંધીના જે ધર્મ છે તે સઘળા પરમેશ્વરનાં અંગ છે. તેમાંનો જે પ્રાણી એક ભાગ ગ્રહણ કરિને એટલે એક ધર્મરૂપી પંથ ઝાલીને, બીજા અંગનો ભાગ એટલે બીજા ધર્મનો પંથ તેનું જુની સ્રીની પેઠે છેદન કરવા ચાહ્ય છે, તેને એ સ્રીના પુરૂશે જેમ જુનીને દુશ્મન જાણી કાઢી મૂકી તેમ પરમેશ્વરના અંગનો એક ભાગ માનનાર જે પ્રાણી તે બીજા ભાગનું નિંદા કરિ છેદન કરનાર છે તેને પરમેશ્વર પુર્ણ દુશ્મન જાણે છે.

વળી હે ! મોક્ષેચ્છુ ભાઈ જો હવે આટલી જે હકીકત કહું તે ધ્યાનમાં રાખી રહેજે. જો કોઈ જ્ઞાની પુરૂષ કોઈ પ્રાણીને જ્ઞાન કરવાના હેતુથી પ્રથમ આ કળયુગી પંથોનું ખંડન કરે તેથી તેણે પરમેશ્વરના કોઈ અંગ એટલે ધર્મનું છેદન કર્યું એમ સમજવું નહીં. કારણ કે જ્ઞાનીજન પ્રથમ શા કારણથી બીજા પંથનું ખન્ડન કરે છે, કે જેમ કોઈ પ્રાણીને આત્મ બુદ્ધિ કરાવવિ હોય તો તે પ્રાણીને જ્ઞાનીજન એમ કહે કે અલ્યા તારો હાથ છે તે તું નહીં, તે છે તે તું નહીં અને શરીર છે તે તું નહીં. એમ આખા અંગનું ખંડન કરી તે જીવની આત્મબુદ્ધિ કરાવે છે. હાથ તું નહીં; ને તે તારો. પગ તું નહીં; ને તે તારો. વળી પાછું એ રીતે અંગનું સ્થાપન પણ કરે છે. એમ જ્ઞાનીજન આ જગતના સર્વે પંથનું પ્રથમ ખંડન કરે તેથી તેણે ખંડન કર્યું એમ સમજવું નહિ તેમજ આ ગ્રંથમાં પણ પ્રથમ સર્વે પંથ વિશે શંકાઓ કરીને પછી તેમાંનો મુળ મતલબ બતાવી સર્વે પંથનું સ્થાપન રાખેલું છે.

મોક્ષેચ્છુ—હે ! માહારાજ ઘણી સારી વાત કહી હવે મને ટુંકામાં ટુંકુ કાંઈ બતાવો કે તેનાથી મારો જન્મ મૃત્યુ ટળી જાય ને અખંડાનંદની પ્રાપ્તી થાય.

વ્યાસજી—જો ભાઈ ટુંકામાં ટુંકું તો એજ છે કે આ સંસારનો વૈરાગ્ય ધરીને એટલે સંસાર ઉપર અરૂચી કરીને તું તારી કાયા વડે કષ્ટી વેઠીને શુભ કર્મ કર.

મોક્ષેચ્છુ—હે ! માહારાજ એવાં શાંશાં કર્મ કરૂં તે કૃપા કરીને કહો.

વ્યાસજી—વાહ ભાઈ ચિત્ત દઈને સાંભળજે.

### મનહર છંદ.

બૈરાગકી બાત સુન, તેરો મન દ્દઢ કર;
કાંહ્યકુ માનત મેરા, લડકા લુગાઈ હે.
ધામ પેસા તેરા કેસા, જાદુકા દેખાવ જેસા;
સ્વારથ કે માઈ બાપ, બેણુ ઓર ભાઈ હે.

દ્રવ્ય સબહી લેણેકા, તેરે સંગ ન દેણેકા.
માન માન મેરા કહ્યા, જગમેં લુચ્ચાઈ હે.
ઈતનો સમજકર, મોહ માયા દુર ધર.
કર તું કાયાકું કષ્ટ, તેરો કુછ નાહિહે.

---

મિથ્યા તું સંસાર જાણી, કર્મ કર હેત આણી.
ઝાડે ઝોળી બાંધી બેશ, કાંતો ઉંધે શીશરે;
પાવકથી દેંપ્રજાળ, રાત્રીએ જાગ્રણ કર.
કાંતો ઉઠ પરોઢમાં, કાં સંન્યાસી દંડલે.
કર દેવી મુરતીઓ, જટા ભસ્મ દાઢી રાખ્ય,
બા ભેરવ જવ મુની, થા કર્વત શીશદે
જળ શેવા સ્નાન કર, પય ફળ આરકર
કાં મૈથુની મુક્ય એમ, વિના કયાંથી થાયજે;

---

જો ભાઈ આ પહેલા છંદમાં કહ્યું. તે પ્રમાણે તું વૈરાગ્ય મનમાં આણી સંસારનિ અરૂચી કર. પછી આ બીજા છંદમાં કહ્યું તે પ્રમાણે કાયાથી કષ્ટ વેઠીને કર્મ કર. એ ત્હારે ટુંકામાં ટુંકું છે.

મોક્ષેચ્છુ—હે ! મહારાજ સંસારની અરૂચી કરૂં, ને ભસ્મ ચોળું, જટા વધારૂં, દાઢું રાખું, ને બાવો બની ત્યાગી થઈ જાઉં, અથવા દંડ ગ્રહી સન્યાશી થાઉં, તેણે મારૂં જન્મ મૃત્યુ ટળી જશે તે સત્ય કહ્યું કે કેમ ?

વ્યાસજી—જો ભાઈ તું સત્ય કહેવરાવે છે ત્યારે કહું છું કે તું સંસારની અરૂચી કરીને આખે અંગે ભસ્મ ધારણ કરે, જટા વધારે, દાઢી રાખે, ને બાવો બની ત્યાગી થઈ જાય, અથવા સન્યસ્ત લઈ દંડ ઝાલે, તો પણ જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તી થાય નહીં, જો એમ કરવાથી જન્મ મરણ ટળી અખંડાનંદની પ્રાપ્તી થતી હોય તો તને કહું તે સાંભળ.

### કુંડળીયો, ૧.

જટા વધારે જોરથી, તેણે મુકતી હોય,
તો પૃથ્વીમાં રે' નહીં, વડ વૃક્ષો સૌ કોય,
વડ વૃક્ષો સૌ કોય, મોક્ષ પદને તે પામે,
લક્ષ ચોરાશી દેહ, એક અવતારે વામે.
મુસ્તક ઉપર કેશ, વધારે સર્વે નારિ,
પણ પામે નહીં મોક્ષ, કામ સૌ કરો વીચારિ.

### કુંડળીયો. ૨.

દાઢું રાખે દાઢીયે, તેથી મુક્તી થાય,
તો બકરીની જાત તે, મુકતિ પામી જાય;

મુક્તી પામી જાય ઘણી માળાઓ નાંખે,
તો વેચી ખાનાર, હાથપર હરનિશ રાખે,
તેણે પણ નહીં મોક્ષ, મુમત મિથ્યાજ કરે છે,
કે'છે વલ્લભરામ, હઠીલા હઠે મરે છે,

**કુંડળીયો. ૩.**

ભસ્મ લગાવે અંગશું, કરે ભસ્મમાં વાસ,
તેણે મુકતી હોય તો, ખરનો ખુબ અભ્યાસ;
ખરનો ખુબ અભ્યાસ, કયાસ કરવાનો મનથી,
અનાજ રખ્ખેળાય, ફળી ઉગે તે તનથી.
મીથ્યા ફોગટ ફંદ, છંદ છે છેતરવાનો,
કદી ન પામે નાશ, ફરિ જનમી મરવાનો.

**કુંડળીયો. ૪**

દંડીજન બહુ થાય છે, દંડ ગ્રહે છે હાથ,
મુકતી મળશે મુજને, માને મનની સાથ;
માને મનની સાથ, નાથ જો મુક્તિ આલે,
તોતો સરવે અંધ, પંથ પળતાં દંડ ઝાલે.
તેની મુકતી થાય, જાય તે મોક્ષજ પામી,
કે'છે વલ્લભરામ, જુઓ ચક્ષુએ ચામી.

**કુંડળીયો. ૫**

ત્યાગી બહુજન થાય છે, ત્યાગ કરે સંસાર,
માત તાત ભ્રાતો તજે, તજે પુત્ર પરીવાર;
તજે પુત્ર પરીવાર, નારનો ત્યાગ કરે છે,
કરે દ્રવ્યનો ત્યાગ, ધામ છોડી નીસરે છે.
તેણે ન મુકિત થાય, ગાંઠીયાં સૌ છે ત્યાગી,
ત્યાગી મીથ્યા નામ, ચેત તું સપુત સભાગી.

---

જો ભાઈ જટા વધાર્યે, દાઢુ રાખ્યે, ભસ્મ લગાવ્યે, દંડ ઝાલ્યે, કે સંસારનો વ્યવહાર ત્યાગ કર્યે, જન્મ મૃત્યુ ટળતું હોય તો આ પાંચ કુંડળીઆમાં જે જે પ્રાણી કહ્યા તેનોજ ટળે.

મોક્ષેચ્છુ—હે ? મહારાજ તમોએ જે ત્યાગી વીશે કહ્યું તે સાંભળતાં મારૂ મન ખેદ પામે છે. શું આ જગતમાં ત્યાગીછે તેમણે ત્યાગી એવું મીથ્યા નામ ધર્યું છે !

વ્યાસજી—હા ભાઈ જો તને ત્યાગી વિશે સ્પષ્ટ સમજાય તેવું વિવેચનકરી કહું.

જો કે આ જગતમાં કોઈ પ્રાણી ત્યાગી નથી. જો કે જે પ્રાણી સાધુ બાવા થઈ જાય છે, તે પણ ત્યાગી નથી. માયાનો ત્યાગ કરે ત્યારે તેને ત્યાગી જાણવો; જો કે સાધુ બાવા જે ત્યાગી થાય છે. તેને કાયા છે તેજ માયા છે જો આ દેહ (કાયા) છે તે પંચ ભુતનો છે. ને જે પંચ ભુત છે તેજ માયા છે ને તે માયાની કાયા થઇ છે. માટે જો માયા ત્યાગ કરી નથી ને તેણે માયા ત્યાગી. ભાઈ આ જગતમાં કોઈ ત્યાગી નથી. કદી કોઈ કહેશે કે દેહ છે એટલી માયા નહીં ત્યાગેલો, પણ દેહની દસે ઇંદ્રીયોનો ત્યાગ કરેલો તેથી તેને અમો ત્યાગી માનીએ છીએ. જો એમ તું પણ માનતો હોય તો આપદ તને કહું તે તું સાંભળ એટલે તું નિરશંશય થઇશ.

### પદ, ૧

### રાગ સીંધુ.

અણુ સમજુ ભક્તો, ત્યાગી કહો છો તમે શાને,
લ્યો કર ન્યાય તક્તો, આ પદ સુણતાં મન માને. ટેક.
આ ઘર છોડયું છૈયાં છોડયાં, છોડી પરણી નારી,
માત તાત ને ભ્રાત છોડયાં, નાતજ છોડિ સારીરે. અણુ૦ ૧
દાઢી મુડાવી મુછ મુડાવી, શીશ મુડાવી બેઠો,
આ નાત છોડી પણ સાધુનિ, જમાતમાં જઈ પેઠોરે. અણુ૦ ૨
ધોળાં કપડાંઓ ઉતાર્યા, તે શું ત્યાગજ કીધો;
હતું તેથી બમણુ કીધું, રંગજ રાતો દીધોરે. અણુ૦ ૩
જન્મ દીધો તે પિતા છોડયો, પણ તે માપજ માપો,
ગાદી લેવા ગુરૂ કર્યો તે, કીધો બીજો બાપોરે. અણુ૦ ૪
આ તાતનું ઘર ગમ્યુ નહીં, તે આ ઘર મેલી ખશીયો;
ગુરૂ બીજો બાપજ કીધો, તેના મઠમાં વશીયોરે. અણુ૦ ૫
ત્યાગી ત્યાગી તે શું કોહોછો, વિચારો મનમાંહી,
જનેતાના જાયા છોડયા, કીધા ગુરૂભાઈરે. અણુ૦ ૬
જે જનેતાએ ઉછેર્યો, તેને અળગી કાઢી.
અભણુને કોઈ માને નહિ તે, કીધી વિદ્યા માડીરે. અણુ૦ ૭
કદિ કેહેશો ત્યાગી તેણે, છૈયા મેલ્યા છેટા;
પણ પાછા ચેલા મુડીને, કર્યા જણ્યાવણુ બેટારે. અણુ૦ ૮
મિલકત મેલી આ પિતાની, પણ લ્યો વાત વીચારિ,
વારસ ગુરૂની ગાદીનો, થયો ધન ભોગદારીરે. અણુ૦ ૯
પ્રકરતી રૂપી નારી તે, સદા રહી છે પાસે,
તે કરતાં મૈથુન તાગ્યો, તેટલુ કોઇ તપાસેરે. અણુ૦ ૧૦

પણ સંસારીને નારિ તે, પરશુ રંગ ન રમતો,
નાઠાને ભુખ નહી ભાગવાની, તેથી રે' જીવ ભમતોરે. અણુ૦ ૧૧
કદી સ્થિર રહ્યો ને મૈથુન, ત્યાગ કર્યું લ્યો ન્યાળી,
તે તાગ્યાથી મુકતી મળે તો, વ્યંઢળ ભાયગશાળીરે. અણુ૦ ૧૨
દસે ઇંદ્રિ તેહ તણિ છે, તે શું છોડી દીધી;
ગુદસ્થાન મળ ના કાહાડયો શું, લઘુ શંકા ના કીધીરે અણુ૦ ૧૩
હાથ ન હાલ્યો ચર્ણ ન ચાલ્યો, શું મોંઢે ન ભાંખ્યો,
કાંને શા દાટા માર્યા શું, ફોડી નાંખી આંખ્યોરે. અણુ૦ ૧૪
શું વાસના ન લે નાશીકા, શું સ્વાદ જીભ ન જાણે;
ચામડી શું સ્પર્શ ન વરતે, જો પ્રતક્ષ પ્રમાણેરે. અણુ૦ ૧૫
સંસારી હતો ત્યારે, ધંધાને અર્થે ફરતો;
સામા પાસે પૈસો લેવા, મીઠું મુખ ઓચરતોરે. અણુ૦ ૧૬
ત્યાગી થયો પણ તે રીતે, બોધ બીજાને દેતો;
પોતાના પંથમાં સરવે, પ્રાણીને તાણી લેતોરે. અણુ૦ ૧૭
કહો છો સંસાર છોડયો તે શું, સ્રષ્ટીમાંથી નાઠો;
રહી ક્ષુધા પીપાસા નીંદ્રા, આળશ મોહ ભય માઠોરે. અણુ૦ ૧૮
અજ્ઞાની આમાંથી બગડયો, બગડી વાળ્યો ગોટો;
તેથી અનિતિ તાગ્યો તો, સંસારી શો ખોટોરે. અણુ૦ ૧૯
હતુ તેવું બીજું કીધું, શો મોહ નાંખ્યો ભાગી;
વ્યાસ વલ્લભ પુછે ભકતોને, શાથિ સમજ્યા ત્યાગીરે. અણુ૦ ૨૦

પદ ૨.

રાગ ઉપરનો.

શું બેઠો ત્યાગી, હતી તે ફેરવી રૂઢી;
જોજો જગ જાગી, નજર રાખિને ઉંડી. ટેક.
કણબિ કોળિ કે કો બ્રાહ્મણ, કે હતો સંસાર વાશિ;
નાશિ ફેર કેહેવરાવે નામો, સાધુ કે સન્યાશિરે. શુ૦ ૧
નાત નામ છે સંસાર વિષે, તે નામને પરહરિયું;
વેશજ બદલિ સાધુ થઇને, જમાત નામજ ધરિયુરે. શુ૦ ૨
બાપ શબ્દ છે સંસારીનો, તે શબ્દો ઉલટાવા;
નાઠેલા બોલે નહીં બાપા, નામ ધરાવ્યું બાવારે. શુ૦ ૩
સંસારિ એ બેટા શબ્દ, સંસારમાં રાખેલો;
નાઠેલા તે બેટા શબ્દ, મુકિ કેહે છે ચેલોરે. શુ૦ ૪
ઘરમાંને ઘરમાં રેહેછે પણ, ઘર શબ્દ ફેરવિયો;
ન ફેરવે તો ન બદલાયો, ઘરને મઠ ઠેરવિયોરે. શુ૦ ૫

આવા સૌ શબ્દો ફેરવિયા, તેથી તે શું ત્યાગી;
વ્યાસ વદે છે સમજો શાણા, શિ ખોટિ લ્હે લાગિરે. શું૦ ૫

---

જો ભાઈ આ બે પદ સાંભળતાં તને એમ ભાસે છે ! ? કે કોઇ પ્રાણી ત્યાગી છે કે ઇંદ્રિયોનો ત્યાગ કર્યો છે ?

મોક્ષેચ્છુ—ના મહારાજ હવે તો મને એમ લાગે છે, કે આ જગતમાં કોઇ ત્યાગી નથી; તેમજ કોઇએ કશાનો ત્યાગ કર્યો નથી. અને સર્વે પ્રાણી ગૃહસ્થી છે.

વ્યાસજી—જો ભાઈ તું સર્વે પ્રાણીને ગૃહસ્થી કહે છે. પણ આ જગતમાં કોઈ ગૃહસ્થીએ નથો જો આ દેહરૂપી ગ્રહ ( ઘર ) છે તે ઘરમાં જીવની સદા સ્થિતિ રહેતી હોય તો, તે જીવને ગૃહસ્થી કહેવાય પણ દેહ રૂપી ઘરમાં જીવે થોડો વખત સ્થિતિ કરિ છે, માટે તે ગૃહસ્થી કહેવાય નહીં. કેમકે આ દેહરૂપી ઘર તેમાંથી નીકળી બીજા દેહમાં, ને બીજાથી ત્રીજા દેહમાં જવું પડે છે. તેથી આ દેહમાં સદા અચળ સ્થિતિ રહેતી નથી. વળી દેહ છે તે પંચ ભૂતની છે તે; પોતાની નથી. જો પોતાની હોયતો પોતે ગૃહસ્થી કહેવાય, તેમ તે છુટે નહીં, પણ છુટે છે માટે પોતાનિ નથી જો પોતાની નથી ત્યારે પોતે દેહનો માલિક થયો નહીં. ને માલિક નહિ ત્યારે તેને ગૃહસ્થી કહેવાય નહીં. જેમકે કોઇ પ્રાણી પોતે ધામ બાંધે છે. તે બાંધનાર ધામનો માલિક છે. તોજ તેને માલકી પણાને લીધે, ધામી કહેવાય છે, તેમ આ દેહ જીવની નથી પંચ ભૂતની છે. માટે દેહરૂપી ઘર તેનો માલિક જીવને કહેવાય નહીં, તો તેને આ દેહરૂપી ઘરનો ગૃહસ્થી કહેવો સંભવતો નથી. માટે જો ભાઇ આ જગતમાં કોઇ પ્રાણી ગૃહસ્થી પણ નથી.

મોક્ષેચ્છુ-હે ! મહારાજ હવે મારાથી. ત્યાગી અને ગૃહસ્થી વિશે યથાર્થ સમજાયું. પણ પુરાણોમાં ઘણાએક તથા ઘણાએક મહત્મા પુરૂશો એમ કહેછે કે કામ, ક્રોધ, મોહ, ને લોભ, આ ચાર સર્વે પ્રાણીને નર્કમાં નાખનાર છે. તેથી તેનો ત્યાગ કરવો, ત્યારે જુઓ મહારાજ ઘણાં પ્રાણી ઘરબાર તથા સ્ત્રી પુત્ર, છોડી કામ, ક્રોધ, મોહ અને લોભ, ત્યાગ કરવાના હેતુથી સાધુ કે બાવા થઇ જતા રહે છે. તે ત્યાગ કહેવાય એમ મને લાગે છે.

વ્યાસજી—જો ભાઈ પુરાણોમાં અથવા મહાત્મા પુરૂશો કામ, ક્રોધ, મોહ અને લોભ ત્યાગ કરવાનું કહે છે તે કેવી રીતે ત્યાગ કરો એમ કહે છે ? એ કહેનારાનું તો કહેવું ખરૂં છે. પણ આજના અજ્ઞાનિ પ્રાણી કહેનારે શા હેતુથી કહ્યું છે ! તે સમજતા નથી; ને ઘરબાર, સ્ત્રી, પુત્ર, છોડી નાશી જાય છે. વળી કામ, ક્રોધ, મોહ ને લોભ ત્યાગ કરવા સંબંધી જો અમો પ્રશ્ન પુછીએ

છીએ. પછી તેનો ઉત્તર પણ અમો કરીશું. એટલે તારાથી સ્પષ્ટ સમજાશે. કે કામ, ક્રોધ, મોહ અને લોભ, કયે સ્થળે ત્યાગ કરવાનું. પુરાણોએ તથા મહાત્મા પુરૂશોએ કહ્યું છે તે તારા શમજવામાં બરોબર આવશે.

## પ્રશ્ન.

( નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ રાગ )

જુઓ એક છે ઘુંચવણની ઘાંટી;
જ્ઞાનીજન છોડી આપે આંટી. જુઓ એક૦ ટેક.
કામ ક્રોધને મોહ લોભ એ, જીવ તણા ચોર ચારે;
કુબુદ્ધિ દેઇ નર્કમાં નાખે, વેદ પુરાણો પોકારે. જુઓ૦ ૧
તો તે ચારને ઉત્પન્ન કીધા, જગ્તપતિએ શું જોઈ;
કરીને પાછા જીવોને સોંપ્યા, લબ્ધ થયા સૌ કોઈ. જુ૦ ૨
કામ આપ્યો તો થયો કામાતુર, કામ જવળ મન જાગે;
તો પછી નીત્ય ક્રીડા કરતાં, કહો ભાઈ શું પાપ લાગે. જુ૦ ૩
કાંઈ જીવે નથી ઉત્પન્ન કીધો, કામ જવર આપ હાથે;
હરીએ સોંપ્યો સૌ સુખ લે છે. શું નહોતું જાણ્યું નાથે. જુ૦ ૪
ક્રોધ આપ્યો ત્યારે ક્રોધ વાપ્યો, શુણી ન શકાય મ્હેણું;
તે કરતાં શીખવવું નોહોતું, કોઇને વાયક હેણું. જુ૦ ૫
શીખવ્યું તો તેને મુખ બોલે, શીદ દીધું સુણવાનું;
કાન કર્યો તો સુણી ક્રોધ કરીયે, તેમાં કહો પાપ શાનું. જુ૦ ૬
મોહ દીધો માટે મોહજ લાગે, નવા નવા રંગ જોઈ;
એક રંગી સરખું કરવું'તું, તો નવ મોહત કોઇ. જુ૦ ૭
કોઇ કાળું ને કોઈ રૂપાળું ન કર્યાં એક પ્રમાણે;
તે કરતાં નેત્રો ન મુકયાં હોત, તો મોહ લાગત શાણે. જુ૦ ૮
મોહ મુકયો કાન્તિ કરી જુદી, પાછી જોવા આંખ આપી;
તો પછી મોહની લાગે ભાઈ, તેમાં કહો શા પાપી. જુ૦ ૯
લોભ આપ્યો ત્યાહારે લોભ લાગ્યો, સુખ રૂપે લોભ કરીએ,
ગરીબ ઘણા બનાવ્યા માટે, લોભ રાખી ઘર ભરીએ. જુ૦ ૧૦
સીખીએ ગ્રસ્થ થવા ચોરી ચાડી, છળ પડપંચની છરીયો,
સર્વને સરખું દ્રવ્ય દીધું હોત, તો શીદ ડોહોળત દરીયો. જુ૦ ૧૧
એકને કાસદનું કામ આપ્યું, એકને ગાડી મેંના,
મેનાવાળાને દેખી લોભ લાગે, તેમાં તે પાપી શેના. જુ૦ ૧૨
આ ચાર ચીજો શીદને આપી, આપી તો તેહ કરીયે,
નગમતું તો ન્હોતુંજ દેવું, દીધું તો કયાં પરહરીએ. જુ૦ ૧૩

કામી ન હોઇએ તો ઘરમાં ઘરૂણી, બ્યંઢળ કહી છેડો વાળે,
ના પરણું તો કુંઆરો કહીને, સાથ સહોદર બાળે. જુ૦ ૧૪
કડુ વચન કોઇ જનનું સાંભળી, કદાપિ બેશી રહ્યો,
તોપણ સૌલોક ગોદાજ ઘાલે, કેહેશે શું મુંગો થયો. જુ૦ ૧૫
મોહ છાંડુ તો રૂડુ ન રૂચે, ફરે થઈ મુંઢ મેલો,
તોપણ દુનીયાં કરે દંતૈયા, કેહેશે થયો ગાંડો ઘેલો. જુ૦ ૧૬
લોભ ન રાખુ ને લાલચ છાંડુ, મુકુ પેંદાશોનું પડતું,
તો જગ્ત કેહેશે છે નીરભાગી, રળતાં નથી આવડતું. જુ૦ ૧૭
માટે આચારને દુર કરૂં કેમ, કરૂ તોયે કેમ જાયે,
ઇશ્વરનું વળગાડેલું વ્યસન, કોનાથી નવ મુકાયે. જુ૦ ૧૮
શાસ્રી વેદાન્તી અને પુરાણી, વિપ્રકો વિદ્યાવાળા,
ભક્ત કવિજન જોગીને જતી, સોધોદો ભાવાર્થ ગાળો. જુ૦ ૧૯
આચારને ચોર જીવના કોહોછો, તો હરીએ કેમ મુકયા,
શું સૌને નાંખવાતા નરકમાં, કાંતો શું ભાંખ્યા તે ચુકયા. જુ૦ ૨૦
એમ ન જાણશો જગ્તને બોળવા, પદ બાંધ્યું છે હાવું,
જ્ઞાની જનોનુ જ્ઞાનજ જોવા, ઉલટ અંતર લાવું. જુ૦ ૨૧
ન્યાય નીતી વિવેક વહેવારે, રહીને કરો ખુલાસો,
વ્યાસ વલ્લભ વદે ભેદ ભાગે, તેનો છે વઈકુંઠ વાસો. જુ૦ ૨૨

## ઉત્તર.

જુઓ આંટી ઘુંટી ઘુંચાએલી કાહાડું,
કેહેનારાનો ભાવાર્થ દેખાડું. જુઓ. ટેક.
સ્રષ્ટી લીલા જોવા ઈશ્વર ઇચ્છા, ઉત્પન્ન થઈ જેવારે,
પોતાના પ્રાણીને પુછવા માટે, હરીએ તેડયા તેવારે. જુ૦ ૧
બેઉ કરજોડી સહુ જીવ ઉભા, અંતર ઉલટ આણી,
તે પ્રાણિને પુછવાને વધ્યા, વિશ્વપતિ મુખ વાણી. જુ૦ ૨
કહો તમે જીવ શાના છો ભોગી, વિશયના કે અમારા,
તે સાંભળિને સહુ જીવ બોલ્યા, અમે તો ભોગી તમારા. જુ૦ ૩
તેવું સુણી કહ્યું વિશ્વપતિએ, થાશો માં વચને ઢીલા,
સાચું જુઠું જોવાને માટે, રચી મોહ જાળ લીલા. જુ૦ ૪
દેહ રૂપી ઘણા દેશ બનાવ્યા, તેમાં મુકયા ચોર ચારે,
કામ ક્રોધને મોહ લોભ એ, વાશ્યા મહિ વિશ્વાધારે. જુ૦ ૫
તે ચાર ચાડીયા ડાંડીયા ધુત્તા, લુચ્ચા લફંગા ઠગણા,
કુમારગી કુલક્ષણી કુબુધ, નીચા નઠારા ને નગણા. જુ૦ ૬

એવી લિલા કરી કહ્યું જીવોને, સંચરો સંસારી હોવા,
ત્યાગી ન થાવું ને ના લપટાવું, ઈછુછું સુધ્ય જોવા. જુ૦ ૭
સાચું જુઠું જણાશે તમારૂં, બહાર ચોરો સંગ જાવો,
ડાગ ન લાગે ને દુર ન રેહેવું, લાભ લેઈ હાંઈ આવો. જુ૦ ૮
સંસાર રીતીને શાસ્ત્રની નીતિ, રાખજો તેમાં દેહી,
ચાર ચોરોના શત્રુ ન થાશો, રેહેજો તે સંગ સનેહી. જુ૦ ૯
ચોરની ચોરીમાં ન ચોરાશો, ઠગોથી નવ્ય ઠગાશો,
તેવું સુણી શરવે શીશ નામ્યું, કીધો દેહી દેશ વાસો. જુ૦ ૧૦
ગયા ગર્ભમાં ગોવિંદ ગાયા, પ્રશવીયા પછી પોતે,
હુંહાં તુ ત્યાં કરવા લાગ્યા, ફરીયો જીવ હતો તે. જુ૦ ૧૧
રમતાં જમતાં યોબન આવ્યું, થયો કામીને ક્રોધિ;
લોભ લાગ્યોને મોહમાં પડિયો, દુરગુણ સાહ્યા સોધિ. જુ૦ ૧૨
પરદારાને કામજ આપ્યો, કંગાલશું ક્રોધ કીધો,
પ્રપંચ પાપને છળની છરીયો, દૈ લોભે લ્હાવ લીધો. જુ૦ ૧૩
મોહ્યો જુદા રંગની માન્યની જોઈ, મોહ્યા મ્હોટાને વાદે,
વ્હેરી હોટીને દેહ દીપાવિ, ફાટયો નઠારાને નાદે. જુ૦ ૧૪
એક એવો ચારે ચોર તણો ચોર, થઈ વધી પડયો આપે,
મુળનો નિશ્ચેય ભુલી ગયોને, પુરણ ભરાયો પાપે. જુ૦ ૧૫
બીજા જીવે કરી બહુ ચતુરાઈ, ચોર ઠગોને ન ગાંઠયો,
કામ ક્રોધ મોહ લોભને તજવા, ભસ્મ ચોળી વન નાઠો. જુ૦ ૧૬
ત્રીજો જીવડો થયો સંસારી, પરણીને લ્હાવ લીધો,
લોભ નીતિનો મોહ નીતિનો, ક્રોધ નિતીસર કીધો. જુ૦ ૧૭
જળના કમળ વત રહ્યાએ, થયો ધ્યાનિને દાની,
પછી ત્રૈણે પળ્યા જ્યાં હતા ત્યાં, લીધિ હરીએ જુબાની. જુ૦ ૧૮
કહો તમે જઇ શું કરી આવ્યા, તો પેહેલો પ્રાણી ભાંખ્યો,
તમે કહ્યુંતું ચોર તણો સ્નેહ, રાખજો માટે મેં રાખ્યો. જુ૦ ૧૯
બીજો કહે ના ન્હોતું કહ્યું એમ, તું તાહારી સુધ્ય ચુકયો,
હુ ઠગનાથી ઠગાયો નહી ને, અરન્ય જઈ દેહ મુકયો. જુ૦ ૨૦
ત્રીજો કહે મુજ કામજ વ્યાપ્યો, પરણ્યો પ્રેમદા સાથે,
ઉદર પોષણ લોભ કર્યોને, કુડ છોડી રળ્યો હાથે. જુ૦ ૨૧
કુમારગી પર ક્રોધજ કીધો, સ્વચ્છતાનો મોહ રાખ્યો;
તેવી ત્રૈણેની જુબાની લેને, પેહેલાને નરક નાંખ્યો. જુ૦ ૨૨
બીજો જીવડો ત્યાગી થયેલો, તેહ તણો બોજ માર્યો,

નાશી કોરો રહ્યો તે શી નવાઇ, માટે ફરી દેહ આપ્યો. જુ૦ ૨૩
ત્રીજો જીવડો રીતી નીતિનો, તે પર પ્રેમજ કીધો,
શ્રી અવિનાશી દેઇ શાબાશી, બોલાવી સરણુ લીધો. જુ૦ ૨૪
આ દ્રષ્ટાન્તનું શીધાન્ત સોધો, ચારે ને ત્યાગ ન કરવા,
ભાસે અનિતી શાસ્ત્ર આધારે, ત્યાં તેને પરહરવા. જુ૦ ૨૫
પરણી નારી સદા બ્રહ્મચારી, પરણ્યો પતી તે સતી,
તે શું કરે કામ ક્રીડા તો તેને, શાસ્ત્રથી પાતક નથી. જુ૦ ૨૬
સ્ત્રી સુતને શઠશું ક્રોધ કરવો, શુભ પંથે રહે શોભી,
કપટ રહિત ઉદ્યોગ કરે તો, તેને ન ગણાય લોભી. જુ૦ ૨૭
પરણી પત્નીને પોશાગ ઉપર, રીતે રહે મન મોહી,
વિપ્ર દેવસ્થાન જુજવા ઝંખે, તેને ન કહે મોહ કોઈ. જુ૦ ૨૮
તરછટ ત્યાગે તો સષ્ટી ભાગે, લપટાયે લાગે લુણો,
ગીતાજીના બીજા અધ્યાયનો, ચોસટમો શ્લોક સુણો. જુ૦ ૨૯
તેમાંથી સારો સાર જણાસે, ગુણની કેહેણી કેહેવું,
બત્રીસ દંતુમાં જીભ્યા રહે છે, તેવિ રીતિસર રેહેવું. જુ૦ ૩૦
તે જીભ દંતુમાં નથી દબાતીને, દંતુથી કાર્ય કરે છે,
તેવી રીતિથી જે જીવ રેહે તે, ભક્ત હરિનો ઠરે છે. જુ૦ ૩૧
કામ ક્રોધ ને મોહ લોભએ, હરીએ કર્યાં ઘણા ઘાટે,
છે જીવડા ધર્મિ કે અધર્મી, તે ખેલ જોવાને માટે. જુ૦ ૩૨
હક્ક હોય ત્યાં રાખવા બીજે તજવા, એ છે કેહેનારાનો હેતુ,
બ્યાસ વલ્લભ વદે સહુ પ્રાણીચેતો તમે હું ચેતુ. જુ૦ ૩૩

જો ભાઇ આ પ્રશ્નોત્તરનો ભાવ ( હેતુ ) તારાથી સમજાયો કે નહીં તે તું કહે.

મોક્ષેચ્છુ—હા મહારાજ બરાબર છે. શાસ્ત્રના આધારે કામજ્વરની ક્રીડા કરવાનો જ્યાં અધિકાર મળ્યો હોય ત્યાં કામજ્વર રાખે તો દોશ નથી.

સ્ત્રી, પુત્ર તથા દુષ્ટ પ્રાણી ઉપર ક્રોધ કરે, તેથી ક્રોધનો દોશ નથી. નાહવા ધોવાની સ્વચ્છતા ઉપર તથા પોતાની સ્ત્રી ઉપર મોહ રાખે તો તેનો પણ દોશ નથી.

ઉદર પોષનને માટે પ્રપંચ રહિત ઉદ્યમનો તથા શુભકીર્ત્તિનો લોભ રાખે તો તે લોભનો પણ દોશ નથી.

ઉપરની ચારે બાબત મારાથી સ્પષ્ટ રીતે સમજાઈ.

વ્યાસજી—જો ભાઇ રામચંદ્રજી જેવા તો કોઇ બીજા પુરૂષ નહોતા ? તે રામજીએ પણ સીતા પરણી કામજ્વર રાખ્યો હતો. તથા રાવણાદિ જે

દુષ્ટો, તેને પોતે યુદ્ધ કરિને માર્યા. તે વિચારી જો કે ક્રોધ વિના કોઇને મરાય નહીં, ને માર્યા તેથી રામે ક્રોધ પણ રાખ્યો હતો. તથા નાહાવા ધોવાની સ્વચ્છતા રામજી રાખતા હતા, તે મોહ વિના સ્વચ્છતા રખાત નહીં; તથા સીતા ઉપર મોહ પામ્યાં ન હોત તો સીતા-સીતા-સીતા કરી વનમાં શોધવા ફરત નહીં, ને ફર્યા માટે રામે મોહ પણ રાખ્યો હતો. તથા પ્રપંચ રહીત રામજીએ રાજ્ય કર્યું. રાજ્ય ચલાવવું એ રાજા માત્રનો ઉદ્યોગ છે. તેથી કપટ રહીત ઉદ્યોગનો લોભ રામે રાખ્યો હતો. તેમ શુભ કાર્ય કરી શુભકીર્ત્તિનો પણ રામે લોભ રાખ્યો હતો. તેમ શુભ કાર્ય કરી શુભકીર્ત્તિનો લોભ રાખ્યો નહોત તો, સારી નીતિઓ પળાતજ નહીં, પણ નીતિઓ પાળી છે માટે લોભ રાખ્યો હતો. એમ સિદ્ધ થાય છે.

માટે જો ભાઈ કામ, ક્રોધ, મોહ, લોભ, તરછટ ત્યાગ કરી બાવા થઈ જવું એવો હેતુ કેહેનાર પુરૂષનો નથી. વળી અનીતિનો જે પ્રાણી ત્યાગ કરે છે. ને અનીતિ ઉપર અરૂચી રાખે છે તે સંસારમાં રહ્યો થકો પણ ત્યાગીજ છે. એ વિશે તું સાંભળ—

## પદ ૩.

### રાગ સીંધુ.

ત્યાગી છે જેણે, અનીતીને ત્યાગ કીધી;
ઇંદ્રિયો તેણે, નીતી પુર્વક કામે લીધી. ટેક.
કાનવડે સુણે સઉ શાસ્ત્રો, પરનિંદ્યા ન સુ ,
કરણ ઇંદ્રિ તે જન તાગ્યો, સત્ય મારગ સદગુણેરે. ત્યાગી. ૧
નેત્રવડે જ્ઞાનીને નીરખે, મંદીર ને મોરારી,
કુડુ કેત નજરે ન નીરખે, નેત્ર ત્યાગ નરનારીરે. ત્યાગી. ૨
રસનાથી રૂડા સ્વાદો લે, પણ મન મોહ ન પામે,
તો તે રસના ઇંદ્રિ ત્યાગ્યો, નાવે પાતક નામેરે. ત્યાગી. ૩
નાસીકા ઇંદ્રીવડે લે, યજ્ઞ હોમની વાશા;
ચંદન પુષ્પ પ્રભુ ચરણનાં, તે જન ત્યાગ્યો નાશારે. ત્યાગી. ૪
ત્વચા સ્પર્શ કરે સુભ જનથી, ગુરૂ ચરણે લાગી,
અસુર શુ સ્પર્શ કરે નહીં, તે ત્વચાનો ત્યાગીરે. ત્યાગી. ૫
મોઢેથી ન બોલે જુઠું, નીંદ્યા પરહરે છે,
સાચુ સદા બોલે મોઢે. મ્હોં ઇંદ્રિજીત તે છેરે. ત્યાગી. ૬
ગુદસ્થાને મળ ત્યાગ કરતાં. કોની નજરે નાવે;
કોનું દલ દુભાય નહીં તે, ગુદા ત્યાગી કહાવેરે. ત્યાગી. ૭
પાતક કામે પગ દે પાછા, ધરમ આગળ ધાયે;
તેને પગ ઇંદ્રિનો ત્યાગી, રામજીના દાદાયેરે. ત્યાગી. ૮

હાથ વડે હિંસા ન કરવી, પરધનને ન હરવું;
હાથેથી સુભ દાનો દેવાં, તેજ ત્યાગ આચરવુંરે. ત્યાગી. ૯
મૈથુન ઇંદ્રિયે કૃત કરવા, પરણી શું સ્નેહ લાગ્યો;
પરદારા શું સ્પર્શ કરે નહી, તે મૈથુની તાગ્યોરે. ત્યાગી. ૧૦
એવી સહુ ઇંદ્રીયો રાખે, અનીતીથી આઘી,
વ્યાસ વદે અનીતી તાગ્યો, તે જન જાણો ત્યાગીરે. ત્યાગી. ૧૧

જો ભાઈ આ ઉપરના પદમાં કહ્યું. તે પ્રમાણે દશે ઇંદ્રિનો નીતિસર ભોગ કરે ને અનીતિ ત્યાગે તે સાદા ત્યાગીજ છે. પણ હાલના જે ઘરબાર છોડી નાશી જાય છે, તેવાઓ એમ કહે છે કે અમે ત્યાગી છીએ. તે તરછઠ ખોટું છે, વળી જો ભાઇ હાલના જેવા ત્યાગીને પ્રત્યક્ષ ઇશ્વર મળ્યા એવું કોઈ પુસતકમાં લખાયું નથી, ને સંસારનાં એટલે ઘરબાર માંડીને રહેલા પ્રાણીઓ ને ઈશ્વર મળ્યા છે તે તું સાંભળ.

## પદ ૪.

### રાગ ઉપરનો.

સંસારીને શું, પ્રતક્ષ પ્રભુ નથી મળીયાં;
મળીયા છે જેશુ, તેના લખાયા કાગળીયા. ટેક
હરીશ્ચંદ્રે પ્રતક્ષ દીઠા, દીઠા રાજા કરણે;
વીદુરજીને દરશન દીધાં, જે પોતાને શરણે રે. સંસારી. ૧
પ્રલાદજી ને સુધનવા તે, સુભ હતા સંસારી;
તે સઉને દર્શન દીધાં છે, તે લ્યો વાત વિચારીરે. સં. ૨
મોરૂધ્વજને સગાળશાને. દરશન દીધાં સ્વામી;
નરસઈ મેહેતાને મળીયાછે, પ્રતક્ષ અંતરજામીરે. સં. ૩
એવા એવા ઘણા જનને, મળીયા છે મોરારી;
જનક વિદેહી મહા જ્ઞાની તે, પણ હતો સંસારીરે. સં. ૪
સંસાર તાગે મોક્ષ મળે તો, સંસારને સઉ છાંડે;
રામ સરીખા જગસ્વામી સીતા શું ઘર ના માંડેરે. સં. ૫
પાંન્ડવ સતીયા તે સંસારી, નળરાજા પણ તેવો;
કૃષ્ણ બળદેવ અકરૂડ ઉદ્ધવ, તે સહુનો સાર લેવોરે, સં. ૬
નંદ વસુદેવ દશરથ રાજા, જુઓ સહુ સંસારી;
તેવા સંસારીની સેવાથી. જનમ્યા શ્રી મોરારીરે. સં. ૭
રૂશી લોકો રણમાં રહેતા, પણ પતનીયો પાસે;
ત્યાગ કરે મુક્તિ મળે તો, સઉ સંસારી નાસેરે. સં. ૮

અહસ્તી તુલ્ય ત્યાગીને મળીયા, નથી જણાતું કાંઈ;
મળ્યા છે સઉ સંસારીને, લેખ પુરાણો માહીરે. સં. ૯
જો જીવડા હોય સંસારી તો, રળે રૂડી રીતે;
ધર્મશાળા ધામ દેવનાં, બાંધે પુરણ પ્રીતેરે. સં. ૧૦
પુન્ય કરે પરજીવને પોસે, સંસારી સુખકારી,
વ્યાસ વદે સવળું સમજે તો, ઉત્તમ છે સંસારીરે. સં. ૧૧

---

જો ભાઇ આ બધુ કહ્યું, તે તારા સમજવામાં પુર્ણ રીતે આવ્યું હશે. માટે જે સંસારી ઘરબાર, સ્ત્રી, પુત્ર. રાખી રહેલા તેમને જ પ્રતક્ષ ઇશ્વર મળેલા છે. વળી યાજ્ઞવલ્ક ને ઉદ્દાલક રૂષી જે બ્રહ્મવેત્તા હતા, તે પણ ગૃહસ્થાશ્રમી હતા. અને આજના જેવા નાશી ગએલા ત્યાગીને ઈશ્વર મળ્યા. એવો કોઈ ઠેકાણે દાખલો મળી આવતો નથી. માટે હે ! મોક્ષેચ્છુ તું ઘરબાર, સ્ત્રી, પુત્ર, ત્યાગ કરીશ, તેણે તારૂં જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થવાની નથી.

મોક્ષેચ્છુ—વાહ ! મહારાજ હવે મારો સઘળો સંશય નીવારણ થયો. ને જટા વધારવાથી, દાઢું રાખવાથી, ભસ્મ ચોળવાથી, દંડી થયાથી, કે ઘરબાર, સ્ત્રી, પુત્ર ત્યાગ કરવાથી તથા કામ, ક્રોધ, મોહ, લોભ ત્યાગ કરવાથી મારૂં જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થાય એમ મને ભાસતું નથી પરોઢીએ ઉઠવું, રાત્રીનાં જાગરણ કરવાં, એવાં એવાં કાયાને કષ્ટી કરવાના કર્મ આપ આગળ કહી ગયા છો, તે કર્મો કરૂં તો મારૂં જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થાય કે નહીં ? સત્ય કહો.

વ્યાસજી—જો ભાઈ સત્ય કહેવરાવે છે તો એવાં કર્મથી પણ જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થાય નહીં જો થતી હોય તો તને કહું તે સાંભળ.

## કુંડળીયો.

કર્વત અંગે લીજીએ, મુક્તિ લેવા આપ,
તો જાય આરશ બ્હાણનો, જન્મ મરણ ઉત્તાપ.
જન્મ મરણ ઉત્તાપ, કાષ્ટ પણ કરવત લેછે;
તોહે ન મળિયો મોક્ષ, સદા જગમાં તે રે'છે.
દુખી કરવત ચાહ્ય, થાય મુક્તિ જો તેનિ;
કે'છે વલ્લભરામ, જગતમાં કો જન રે'ની.

---

ભેરવજવ ખાધા કહે, તેનો સોધો સાર;
તલપી પડતું નાંખવું, એજ અર્થ નિરધાર.
એજ અર્થ નિરધાર, મળે જો મુક્તિ તેથી;

તો વાન્નરનિ જાત, પડે છે બહું ઉંચેથી.
તે તણી મુક્તિ થાય, ખાય ભેરવ જવ નીત્યે;
કે'છે વલ્લભરામ, પડે સૌ પ્રાણી પ્રીત્યે.

---

તપે ચોરાશી ધુણીઓ, તેણે પામે મોક્ષ;
દાજીને મરે ઘણા, તો પણ રહે પરોક્ષ.
તો પણ રહે પરોક્ષ, મોક્ષ કો એમ ન જાયે;
પતંગ બાળે કાય, મોક્ષ તે તણોજ થાયે.
ચકોર પક્ષી આગ, તણા અંગારા ખાતો;
કે'છે વલ્લભરામ, મુક્ત તોયે નહી થાતો.

---

ભોમી મહી પેશી રહે, મુક્તિ આપે ઇશ;
તો તમરૂ ભોમી મહી, તુહી તુહી કરે હરનિશ.
તુહી તુહી કરે હરનિશ, મોક્ષ મારગ નવ મળિયો;
જન્મ મરણનો ફેર, ગફા પેઠે નવ ટળીયો.
બહુ ભોમીના જીવ, મોક્ષ જો મળતો હોયે;
કે'છે વલ્લભરામ, રહે ભુમાં સૌ કોયે.

---

એક જગે આશન કરે, રહે સદાયે સ્થિર;
ક્રોધ વિના સ્થંભી રહે, તરૂવર ગુણ ગંભીર.
તરૂવર ગુણ ગંભીર, મળે મુકતીનો દહાડો;
તો તો મુકતજ થાય, રહે નહિ પરવત પહાડો.
સ્થાનકથી ડગ એક, ભરે ન આયુષ સુધી;
તેણે ન મુકિત થાય, વ્યાસ વિચારે બુદ્ધિ.

---

પામે મુકિત સ્નાનથી, તો મચ્છ કરતાં સ્નાન;
મઘર જેવા જીવડાં, થાયે બ્રહ્મ સમાન્ય.
થાયે બ્રહ્મ સમાન્ય, સારસ જળ શેવી લેતાં;
ઢીમ્મર કેરિ જાત, જનમ જળ સાથે રે'તાં.
ન્હાવણ જળ શેવાય, દેહ રક્ષણની જુકિત;
કે'છે વલ્લભરામ, નહી નાહેથી મુકિત.

---

આર કરે ફળ દુધનો, કૈંક જમે એક ભુક્ત;
તો ભોરીંગની જાતના, ઘણાક થાયે મુક્ત.

ઘણાક થાયે મુકત, જન્મને મરણજ નાસે;
બાળ કરે પયપાન, રહિ જનનીની પાસે.
કે'છે વલ્લભરામ, થવાનુ ભ્રમીત ભાઇ;
ફળ ખાધેથી મોક્ષ, લખ્યો કયાં શાસ્ત્રો માહી.

---

મુનિવ્રત લીધા થકી, મળે મોક્ષનો ઠામ;
તો તો મુગા સર્વનું, સે'જે સુધરે કામ.
સે'જે સુધરે કામ, નામ કોનું મુખ નાલે;
બહુ અવાચક જીવ, તેહને મુકિત આલે.
ઝાડ પ્હાડ તરી જાય, થાય મુકિત જો તેથી;
વ્યાસ વદે નહી મોક્ષ, મુનિવર વ્રત્ત કરેથી.

---

રાત્રિના જાગ્રણ થકી, મળે મોક્ષનું દ્વાર;
તો ઘુઅડને ચીબડી, તરી ઉતરે ભવ પાર.
તરિ ઉતરે ભવ પાર, બહુ જાગ્યાના લક્ષી;
ન રહે ચીબડી એક, રહે નહી ઘુઅડ પક્ષી.
એવા જીવ અનેક, જાગવે મુકિત પામે;
કે'છે વલ્લભરામ, રહે નહિ કો આ ઠામે.

---

પાછલી રાતે ઉઠિયે, તેણે મુકિત થાય;
તો તો આખા જગ્તનાં, કુકડાં મોક્ષે જાય.
કુકડાં મોક્ષે જાય, પરોઢે વ્હેલાં જાગે;
કરે ઘણો પોકાર, મોક્ષ પદ જાગ્યે માગે.
પણ નવ પામે મોક્ષ, ચાહય તો ઉઠે વ્હેલા;
કે'છે વલ્લભરામ, ઘણા કુટાયા ઘે'લા.

---

કં મૃત્તીકા લેઇને, ચુંથે દિવસ રાત;
રચે શીવલીંગ પારથી, મ્હોરતિયો બહુ જાત.
મ્હોરતિઓ બહુ જાત, મોક્ષ પદ મળવા માટે;
તો પરજાપત સર્વ, મોક્ષ પામે પુરપાટે.
મ્રત્તીકાના ઘાટ, કરે દિવસને રે'ણી;
વ્યાસ વદે નહિ મોક્ષ, વેદની જુઓ કે'ણી.

---

ઉંધે શીશ રહયા થકી, મોક્ષ મળે અતોલ;
તો તો ઉંધે મસ્તકે, રે'છે વડ વાગોલ.
રે'છે વડ વાગોલ, દાખલો તેનો તે છે;
ચામાચીડિયાં જાત, સદા ઉંધાંજ રહે છે.
તેણે મુકિત થાય, રહે ઉંધો જગ સારો;
કે'છે વલ્લભરામ, નથી તેણે તરનારો;

---

ઝાડે ઝોળી બાંધીને, ભોમી ન મુકે ચર્ણ;
તો હરીવન પક્ષી તણું, ટળે જનમને મર્ણ.
ટળે જનમને મરણ, ધરણ તે ચરણ ન મુકે;
વસે સદાયે વ્યોમ, ચતુરાઈ ના ચુકે.
જ્યારે પામે મરણ, ધરણ પડે તે વારે;
તો પણ ઉંચા ચરણ, વ્યાસ મુકિત નવ ધારે.

---

મૈથુન ઇંદ્રી ત્યાગથી, મોક્ષજ મળતો હોય;
તો મુકિત પામી જશે, બળદ જાત સૌ કોય.
બળદ જાત સૌ કોય, મોર મૈથુને ત્યાગી;
વ્યંઢળ પામે મોક્ષ, પુરૂષ સરવે નિર્ભાગી.
ઇંદ્રિ છેદી સર્વ, હરીને મળવા માગે;
કે'છે વલ્લભરામ, મોક્ષ નહિ ઇંદ્રિ ત્યાગે.

---

જો ભાઈ ઉપર જે દેહદમનનાં કર્મ કહ્યાં, તે વગેરે ઘણાં ઘણાં દેહ દમનનાં કર્મો છે. પણ તેવાં કર્મો કરવાથી જો જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તી થતી હોત તો ઉપરના કુંડળીઆમાં ઘણા ઘણા પ્રાણી કહ્યા, તેમનુંજ જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થાત, ને હાલ પણ થાય.

મોક્ષેચ્છુ—હે ! મહારાજ તમોએ આગળ એમ કહ્યું હતું કે ટુંકામાં ટુકું જન્મ મૃત્યુ ટાળવા માટે તું કર્મ કર. ને હવે કહો છો કે કર્મ કરવાથી જન્મ મૃત્યુ ટળતું હોય તો, ઉપરના પ્રાણીઓ કહ્યા, તેમનુંજ ટળે. ત્યારે હે ગુરૂ મહારાજ કર્મથી જન્મ મરણ નથી ટળતું તો શાણેથી ટળે છે; ને અખંડાનંદની પ્રાપ્તિ શાણેથી થાય છે તે કૃપા કરીને કહો.

વ્યાસજી—ભાઈ એકલાં કર્મથી જન્મ મુત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થતી નથી. જો કર્મ છે તે વેદનો પ્રથમ કાન્ડ છે; અને બીજો ઉપાસના કાન્ડ છે. માટે ઉપાસના એટલે અખંડાનંદ જે પરમેશ્વર છે તેનું આરાધન એટલે

**સ્મરણ, સ્મરણ એટલે ભજન, કરે તોજ મોક્ષપદની પ્રાપ્તિ થાય. તે વિના એકલાં કર્મથી પ્રાપ્તિ થાય નહીં. માટે હે ભાઈ "ભકિત વિના મુકિત નથી" અને ભકિત કર્મ કરતાં શ્રેષ્ટ છે. તેથી તું ભક્તિ કર. તેવિશે અમારો બોધ છે, તે તું સાંભળ.**

### ઈંદ્રવિજય છંદ.

મ્હોટમ મુકી દે મરતાં મૂરખ, ગોવીંદના ગુણ ગાને તું ઘેડા;
દાંત પડયા, પળીયાં ગળીયાં હાડ, કે'ડ ખુંધી વળી નીકળ્યા એડા.
ઘેડાપામાંથી તું હાથ ન કાઢે તે, ઈશ્વરને ઘેર લખાય ખેડા;
વલ્લભ કે' કહ્યું માન્ય કંગાલનું, ટેક તારો તું મેલી દે એ ટેડા.

### મનહર છંદ.

ચેતીલ્યો ચાતુર નર, શાને ચુકો સત્ય સાર,
આશાએ આશાએ બધો, આવરદા ખુટશે;
માથે મોટી મોત ઘાંટી, કાયા કુંભ કાચી માટી,
પીંન્ડ રૂપિ પરપોટો ફટ દેઈ ફુટશે.
પછી તારો લીંગ દેહ, જમ લેઇ જાશે તેહ,
મો'માયાનાં કૃત્ય જોઈ, ચામડીજ ચુંટશે;
માટે ભૈની ભલાશથી, ભજો તજો દુરમતી,
કોણ વ્યાસ જેવો નવરો તે માથું કુટશે.

### મનહર છંદ.

ભારજા ભજન વેળા, શર્માઈ કર્માઈ જાય,
પણ થાય ટંટો ત્યાંતો, હુંકારાથી ઉઠતી;
વીવા'માં ફટાણાં ગાય, ભુડું બોલે ન શર્માય,
વેવણે વેવણો સામા, સામી લ્હાવો લુંટતી.
માત ભ્રાત તાત નાત, જાતની મર્યાદા મુકે,
ભજનમાં તાળી દેતાં, શર્મ નથી છુટતી;
વદે વ્યાસ કરી કયાસ, ન કુટે જે નારી તાળી.
તેવી નારી સદા રે'છે, કુદતી ને કુટતી.

### મનહર છંદ.

બેદનકો ભેદ લીયો, પુરાન કો પારલીયો,
શાસ્તરકો સાર લીયો, જ્ઞાન સબ પાયોહે;
દુધનકો દધિ કિયો, દધિકો માખન કિયો,
માખનકો ગ્રત કિયો, એહી તત્વ આયોહે.
સબહીમેં ભેદ ભેદ, મન ન ધરનો ખેદ,
એકુ બાતન નીશેધ, હરીગુન ગાયોહે;

વલ્લભ કહત સબ, સારહીમે સાર દેખો,
કલીયુગે બડો ફલ, નામકો બતાયોહે.

જો ભાઈ આ ચારે છંદ સાંભળીને તું તારા મનને વિશે ભકિત શ્રેષ્ટ જાણી ભકિત દ્દઢ કર, ને રાત દિવસ હરીનું ભજન લઈ બેશ. વળી હરીમંદિરોએ જઈ દર્શન કર, હરીની શેવા કર, ને પુરણ પ્રેમથી ભકિત કર.

મોક્ષેચ્છુ—હરી દર્શન કરવાથી, હરી શેવા કરવાથી, ને પુરણ પ્રેમની ભકિત કરવાથી મારૂં જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થશે કે નહીં તે સત્ય કહો.

વ્યાસજી— મનહર છંદ.

મનને વૈરાગ ધરી, કાયાને તો કષ્ટી કરી,
જાણ્યા વિના જપે હરી, છુટવા જંજાળમાં;
પગે પળવામાં પુરો, પણ સત્તામાં અધુરો,
બેઠી પુરો પણ અંધ, કેમ ચઢે માળમાં.
ચઢયા વિના શાંતિ શાની, સમજજો સત્ય માની.
કષ્ટીને ભકિતથી મુકિત, નથી લખી ભાળમાં;
ભલે કાયા કષ્ટી કરે. ભલે હરી ધ્યાન ધરે;
પણ જ્ઞાન વિના મુકિત, નહીં કોઈ કાળમાં.

---

વળી જો ભાઈ સત્ય કહેવરાવે તો હરીદર્શન કરવાથી, કે હરીની શેવા કરવાથી, કે પુરણ પ્રેમથી ભજન કરવાથી, જ્ઞાન વિના જન્મ મૃત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થતી નથી. જો જ્ઞાન વિના હરીના દર્શનથી, હરી શેવાથી, કે નામ ભજનથી, જન્મમુત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તિ થતી હોય તો તને કહું તે તું સાંભળ.

કુંડળીયો.

દરશણથી મુકતી મળે, તેનો સોધો સાર;
તો તો આગળ થૈ ગયા, રામ કૃષ્ણ અવતાર;
રામ કૃષ્ણ અવતાર, થયા હરીના જેવારે;
કર્યાં હુતા દરશણ, સરવ જીવે તેવારે,
પણ નવ મળીયો મોક્ષ, રહ્યા પુન્નીને પાપી;
કે'છે વલ્લભરામ, ઘણા અવગતે અદાપી.

---

શેવાથી મુકિત મળે, ભળે ભાગ્ય ભરપુર;
તો ઉદ્ધવ શ્રીકૃષ્ણથી, જરા ન રે'તા દુર;
જરા ન રે'તા દુર, ઉરથી શેવા કરતા;

ઉદ્ધવ પ્રત્યે કૃષ્ણ, ગયા છેવટ ઓચરતા;
લ્યોને ઉત્તમ જ્ઞાન, મોક્ષ મુકિત તેમાં છે;
કે'છે વલ્લભરામ, શેવવે મુકિત ક્યાં છે.

---

પ્રેમવડે ભકિત કરે, દે મુકિત ભગવાન;
તો હરીજન વિદુરજી, શા સારૂ લે જ્ઞાન;
શા સારૂ લે જ્ઞાન, ભાવથી ભજન જ ભાવ્યું;
કૃષ્ણે કરી કરૂણાય, જ્ઞાન લેવાનું કા'વ્યું;
ત્યારે લીધું જ્ઞાન, મોક્ષ તેણેથી મળીયો;
વ્યાસ વદે છે પ્રેમ, ભજનથી શોદન વળીયો.

જો ભાઈ પહેલા કુંડળીઆમાં કહ્યું કે દર્શનથી મુકિત મળતી હોય તો જે યુગોમાં રામ કૃષ્ણ હતા તે યુગોમાં રામ કૃષ્ણનાં ઘણાએક પ્રાણીએ દર્શન કર્યાં હતાં; તો તે દર્શન કરનાર સઘળા પ્રાણી મુકત થવા જોઇએ. પણ તે સઘળા પ્રાણી મુકત થયા નથી; અને જો મુકત થયા હોય તો તે હરીના અવતારો થયા તે પછી જગતમાં કોઈ પ્રાણી રહેવો જોઇએ નહિ. કદાપિ સૌ મુક્ત થયા હતા એમ કહિએ તો જગત રહ્યું છે તે હોય જ નહિ. વળી દુર્યોધને શ્રી કૃષ્ણનાં દર્શન મરતી વેળા કરેલાં હતાં, તેમ છતાં તે મુકત થયો નહોતો. અને તે પોતાના પાપ કર્મવડે નર્કવાસ પામ્યો હતો. માટે જો કે જ્ઞાનવિના દર્શનથી મુકિત થાય છે; એમ માનીએ તો દુર્યોધન નર્કમાં જવો જોઇએ નહિ.

વળી બીજા કુંડળીઆમાં કહ્યું કે શેવાથી મુકિત થાય. તો ઉદ્ધવજી શ્રી કૃષ્ણની શેવામાં રહેતા હતા; તો તેથી જ તેમની મુકતી થાત, પણ શેવાથી મુકિત થતી નથી. માટે ઉદ્ધવજીને શ્રી કૃષ્ણજીએ શ્રીમંદ ભાગવતના એકાદશ સ્કંધનું જ્ઞાન કર્યું. ને પાછું કહ્યું કે મૈત્રી રૂશી પાસે તમો જ્ઞાનોપદેશ લેજો; તેણે તમારી મુક્તિ થશે. આ ઉપરથી જો ભાઇ એમ સિદ્ધ થાય છે, કે એકલી શેવાથી જ્ઞાનવિના મુકિત હોય તો શ્રી કૃષ્ણજી ઉદ્ધવને જ્ઞાન કરે નહિ, ને જ્ઞાન લેવાનું કહે જ નહિ. તેમજ શ્રી રામચંદ્રજીની માતા કૌશલ્યાજીએ શ્રી રામચંદ્રજીને નાહાનેથી મોટા થતા સુધી નવરાવ્યા, ધવરાવ્યા, જમાડયા, રમાડયા, વસ્ત્ર ભુષણ પેહેરાવ્યાં, ભીનેથી કોરે કર્યા, લાડ લડાવ્યાં, ખોળે બેસાડયા વગેરે ઘણી શેવા કરી. તેમ છતાં રામચંદ્રજીએ માતાની મુકિત થવા સારૂ જ્ઞાનોપદેશ કર્યો. માટે જો શેવાથી મુકિત હોત તો જ્ઞાન કરવાનું રામજીને કાંઇ કારણ નહોતું; ને જ્ઞાન કર્યું માટે એમ સીદ્ધ થાય છે, કે જ્ઞાન વિના શેવાથી મુકિત થતી નથી.

ત્રીજા કુંડળીઆમાં કહ્યું કે પ્રેમપુર્વક ભક્તિથી મુક્તિ હોય તો વીદુરજી તથા વીદુર પત્ની. ભગવાનનો ઘાંટો સાંભળી વસ્ત્રનું ભાન ભુલી નગ્ન સ્વરૂપે સામાં ગયાં, એવાં ઘણાંજ પ્રેમી હતાં. તો તેથીજ તેમની મુકતી થાત પણ તેથી મુકતી નહી થવાની માટે શ્રીકૃષ્ણે વીદુરજીને મૈત્રી રૂશી પાસે જ્ઞાન લેવાનું કાહાવ્યું છે. એકલી ભગતીથી મુકતી હોત તો જ્ઞાન લેવાનું કાહાવત નહી.

માટે જો ભાઈ દર્શનથી, સેવાથી કે ભકિતથી જ્ઞાનવિના મુકિત નથી. વળી શ્રી કૃષ્ણજીએ શ્રીમદ ભાગવતના એકાદશ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં કહ્યું છે કે યોગ, યાગ, વેદાધ્યયન, તપ, ત્યાગ, દક્ષણાવૃત, નિયમ, યમ, યજ્ઞ, આટલા ધર્મ આચરવાથી પણ હું પ્રસન્ન થતો નથી ને સત્યસંગથી પ્રસન્ન થાઉછું. એ રીતે સત્યસંગ પ્રસન્ન કર્યો. હવે સત્યસંગ તે સત પુરૂષનો સમાગમ તેજ સત્યસંગ છે, ત્યારે જો કે કોઈ પ્રાણી સત્ય પુરૂષનો સમાગમ કરતા હશે એ સમાગમ તે શું ? સમાગમ એટલે સત્ય પુરૂષની સાથે જ્ઞાનની વાતો કરે, તેથી તેને જ્ઞાન થાય, માટે ભગવાને સત્યસંગ કરવાનું કહ્યું છે. ને તેનું નામજ સત્યસંગ છે. જો ભાઈ આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જ્ઞાન સર્વથી શ્રેષ્ટ છે. તેમ છતાં જે જ્ઞાનવિના કર્મ તથા ઉપાસના કરે છે. તેનું કોઈ કાળે આવાગમન એટલે જન્મ મૃત્યુ ટળતું નથી ને અખંડાનંદની પ્રાપ્તિ થતી નથી.

મોક્ષેચ્છુ—હે મહારાજ ! મુકિત શાને કહો છો ? અને મોક્ષ શાને કહોછો ?

વ્યાસજી—આ લોકથી છુટી ઉત્તમ સ્થળે જાય તેનું નામ મુકિત અને જન્મ મુત્યુ ટળી અખંડાનંદની પ્રાપ્તી થાય તેનું નામ મોક્ષ.

વળી સમજ જે કે અખંડાનંદની પ્રાપ્તિ થઈ એટલે તે જન્મમુત્યુ ટળ્યા વિના થતી નથી. એ રીતે મુકિત અને મોક્ષ છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ ! ઉપર આપ એમ કહી ગયા, કે જ્ઞાન વિના કર્મથી કે ઉપાસનાથી એટલે ભગવાનના નામની ભકિત કરવાથી મુકિત નથી. ત્યારે આજ ઘણા પ્રાણીઓને જ્ઞાન હોતું નથી. ને પ્રભુના નામની ભક્તિ કરે છે તે ભકતોની શું મુકતી થતી નહીં હોય ?

વ્યાસજી—ના તેમ દરેક મનુશજાતી પોતપોતાના ધર્મમાં રહી પરમેશ્વર જે નામથી પોતાના ધમમાં કેહેવાતા હોય તે તેનું નામ સ્મર્ણ સર્વ કરે છે. જો કે યુરોપીયન પોતાનિ ભાશામાં, મુસલમાન પોતાનિ ભાશામાં, ઈશની કાબુલી, કાવડી વીગેરે સર્વ પોતપોતાની ભાશામાં નામ સ્મરણ કરે છે. જો તે નામ સ્મર્ણથી મુકત થઇ મોક્ષ પદની પ્રાપ્તી થતી હોત તો. આ જગતમાં કોઈ મનુશ હોત નહીં. માટે કેવળ નામ સ્મર્ણથી મુકત થઈ મોક્ષને પામતા નથી. વળી જે પ્રાણી ભગવાનનાં નામ દઇ જ્ઞાન વિના ભકતી કરે છે તે ભકિત કરનારા નામના ભક્ત છે તે નામ ભકત કહેવાય નામ ભકત એટલે ભકત

એવું તેમનું નામ પડેલું એટલું એજ. જો એકલું નામ બોલવાથી મુક્તિ થાય તો માહારોગી ઔશધ ઔશધ બોલ્યા કરે તેથી કોઇ કાળે રોગ મટે નહિ તેમજ એકલું ભગવાન ભગવાન કહે તેથી મોક્ષ થાય નહિ. માટે નામની ભક્તિ કરનાર નામ ભકત છે અને તેવા નામ ભકતનો મોક્ષ નથી. વળી વિચારી જો કે પ્રભુનું નામ દઇ જ્ઞાન વિના ભક્તિ કરનારને મોક્ષ પદની પ્રાપ્તિ થાય તો પછી પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન મેળવીને જે ભક્તિ કરે તેને કયા પદની પ્રાપ્તિ થાય. જો કે મોક્ષ પદથી તો પછી બીજું એકે ઉત્તમ અને શ્રેષ્ટ પદ નથી ત્યારે બોલ ભાઇ નામી ભકતને મોક્ષ પદ મળે. ત્યારે જ્ઞાની ભકતને શું મળે? વળી વિચારી જો કે જેણે રાત દિવસ જ્ઞાની પુરૂષોનો સંગ કરીને તથા વેદ, શાસ્ત્ર, પરાણોમાં, વીચાર કરીને પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન મેળવી પરમેશ્વરની ભકતી કરી તેને અને જ્ઞાન વિના એકલું નામ દઇ ભક્તિ કરી તે બંન્નેને સરખો લાભ મળવો જોઇએ કે ન્યુનાધિક જોઇએ.

મોક્ષેચ્છુ—હે મહારાજ! જ્ઞાન સંપાદન કરી પરમેશ્વરનું ભજન કરનારને નામીભક્ત કરતાં અધિક લાભ મળવો જઇએ.

વ્યાસજી—જો ભાઈ શ્રેષ્ટમાં શ્રેષ્ટ એટલે સારામાં સારૂં ને વધારેમાં વધારે તે તો મોક્ષપદ છે. એથી વધારે બીજું કોઈ પદ નથી. ત્યારે તે પદ નામી ભકતને મળે તો પછી જ્ઞાની ભકતને એથી બીજું શું શ્રેષ્ટ પદ રહ્યું કે તેને મળે.

મોક્ષેચ્છુ—હે મહારાજ! હવે મારાથી સમજાયું કે જ્ઞાની ભકતનેજ મોક્ષ મળે છે ને નામી ભકતને મોક્ષપદ મળતું નથી. એટલે નામી ભકતોનો મોક્ષ થતો નથી ને મોક્ષ થતો નથી એટલે તે નામી ભકત આ જગતમાથી છુટતા નથી. અને કોઈ પ્રાણીની જ્ઞાનવિના મુક્તિ થતી નથી એમ મને યથાર્થ ભાસ્યું.

વ્યાસજી—જો ભાઈ જ્ઞાન વિના મુક્તિ નથી એમ અમે તો શું પણ વેદે કહ્યું છે કે—

ऋतेज्ञानान्नमुक्तिः ॥ श्रुती ॥

અર્થ—જો ભાઈ જ્ઞાન રહિત મુક્તિ નથી. એમ કહે છે તેમ છતાં જે જ્ઞાન વિના ભક્તિ કરે છે તેણે ભકત એવું મિથ્યા નામ ધર્યું એમ જાણવું, ને તેવો જ ભકતનામ કેટલાંક જગતમાં કહેવાય છે તે સાંભળ.

### કુંડળીયો.

ભકત ભયા સો કયા ભયા, ભકત બળદ ભમરાળ;
જ્ઞાન રહીત ભક્તિ કરે, કુટત જુઠ કપાળ;
કુટત જુઠ કપાળ, લવારી મુખસેં કરતા;
ખોટા રૂપીયા ભકત, જગત એસાં આચરતા;

જ્ઞાન ભજન બૈરાગ, સમજ મન કોમળ રે'વે;
કહેત વલ્લભરામ, ભકત તબ મુખસે કે'વે.

જો ભાઇ ભમરાળા બળદને અને ખોટા રૂપિઆને પણ લોક ભગત કહે છે, તેવાજ જ્ઞાનવિનાના ભક્તિ કરનાર ભકત છે.

**કુંડળીયો.**

માળા પકડી હાથમે, ફીરતા ઠામો ઠામ;
દ્વાદશ તીલક તાનકે, મુખસેં બોલે રામ,
મુખસેં બોલે રામ, નામકા બોધજ દેવે;
જ્ઞાન બચાબીન ભકત, જાય જ્યું મ્રગજલ લેવે;
ચંદ્ર બીના જ્યું જામ, રવિ બીન જ્યું અજવાલા;
કહેત વલ્લભરામ, જ્ઞાન બીન એસી માલા.

**મનહર છંદ.**

બજાવત બાજીંતર, કુટાવત કાંસી તુંબા;
પડાવત તાલી તોબી, ભગત ન માનીયે;
કાટી શીખા કરી ટીકા, છોડે સુંદરીકો સંગ;
રહે બન બાસ તોબી, સચ્ચા કબ જાનીએ;
ઇશ્વરકો ઘર કાંહાં, ઇશ્વરકો ગુન કાહા;
ઇશ્વરકો રૂપ કહે, જબહી પ્રમાનીયે;
કહેત વલ્લભરામ, જપે સબ હરી નામ;
પણ જ્ઞાન કાન્ડ મુખ, કથેતો બીખાનીયે.

**ઇંદ્રવિજય છંદ.**

જગતમેં ભકત કેલાણે કે કારન, કંઠમેં કંઠી માલા ખુબડારે;
ભસ્મ તીલકકો ઠાઠ કરી ધરી, આતે જાતે હરનામ પુકારે;
તાલી પડાવત ધુન મચાવત, નાચત ગાવત દીન હઝારે;
થકેગો પછેગો બ્યાસ કહત હે, જ્ઞાનકો અંગ પીછેસેં બીચારે.

**કુંડળીયો.**

ઈશ્વર ઇશ્વર બોલ કે, ઢુંડત દેશ પ્રદેશ;
જાનેન રૂપ ગુન ધામકું, પોકારત હંમેશ.
પોકારત હંમેશ, બુમસેં હાથન આતા,
મુકિત કાંસે હોય, જનમ ઝઘડામેં જાતા,
જ્ઞાન હુઆ બીન બહોત, બકેસેં જ્ઞાની હસ્તા;
બ્યાસ કહત નહીં ભકત, બહોતયું પોપટ ભસ્તા.

જો ભાઈ આ કુંડળીઆનો મતલબ એજ છે કે જ્ઞાનવીના નામ દીધે મોક્ષ પદની પ્રાપ્તિ થતી નથી.

**મનહર છંદ.**

જાતરા પુખાતરાકો, તીરથ યગન કીયે;
કાંહું નર આપ જાકે, હીમાચળ ચડો હે;
સ્નાન કીયે નામ લીયે, દેવદરશણ ગીયે;
કાંહું નરકાશી ઠામ, કર્વત લે પડો હે;
કાંહું નર સુર્ય સંગ, કાંહું નર ભીષ્મું સંગ;
કાંહું શીવ શકિત સંગ, રાતદીન અડો હે;
તોબી જન્મ નાશ નાહી, શેવનાસેં સુખ સહી;
કથે વ્યાસ મોક્ષ મેં તો, જ્ઞાન પંથ બડો હે;

**કુંડળીયો.**

રામ કૃષ્ણ કે'વા થકી, દે' બંધન દુર થાય;
તો તો સરવે પોપટો, રહે ન પીંજર માંય;
રહે ન પીંજર માંય, જાય બંધ તેનો ટુટી;
અજબ જનાવર જાત, રામ કહે નિત્ય ઉઠી;
કે'છે વલ્લભરામ, નામથી હોયે મુકિત;
તો ન રહે શુક કેદ, ગ્નાન વણુ મીથ્યા મુકતી.

---

જો ભાઈ જ્ઞાનવિના મુકિત થતી હોય તો દેહના બંધનથી મુકત થવાનું તો ઘણુ દુર્લભ છે, જો પોપટને પાંજરાનું બંધન છે. તેજ છુટતું નથી, તે વીશે સાંભળ.

**દ્રષ્ટાંત.**

એક ગામમાં એક વાણીઆને ઘેર પાંજરામાં પાળેલો પોપટ હતો. તે પોપટ કૃષ્ણ ગોપી કૃષ્ણ, રાધા, અચરે અચરે રામ. એવાં એવાં ઈશ્વરનાં નામ દિવસમાં હજારો વખત દેતો હતો. તે વાણીઆને ઘેર એક બ્રાહ્મણ કથા વાંચતો હતો. તે કથા પોપટ પણ સાંભળતો હતો. એવામાં એક દિવસ પેલા કથાવાળા બ્રાહ્મણે કથા વાંચતાં કહ્યું કે જે પ્રાણી ઈશ્વરનું નામ રટણ કરે, તેની મુકિત થાય. એટલે જે આ લક્ષ ચોરાશી દેહનું બંધન છે તે છુટે ને તેનાથી મુકતી થાય.

એવું સાંભળી પોપટ બોલ્યો ?! હે મ્હારાજ તમે કહ્યું કે. ઈશ્વરનું નામ રટણ કરે તેના દેહનું બંધન છુટે છે, તો હું દેહ બંધનમાં તો જ્યારથી જનમ્યો ત્યારથી છઉંજ. પણ આ વાણીઆએ પ્રથમ મને લાવીને પાળવા સારૂ ભાગલા તુટલા પાંજરામાં રાખ્યો. પછી હું રામકૃષ્ણ કેહેતાં શીખ્યો. એટલે વાણીઆએ

જાણ્યું કે પોપટ બોલતાં શીખ્યો. હવે વખત છે ને આ ભાગલા પાંજરામાંથી ઉડી જશે તો ભણેલો પોપટ ખોઈ બેશીશું. એમ સમજી મને મજબુત પાંજરામાં નાખ્યો. માટે મ્હારાજ તમને પુછુછું કે ઇશ્વરનું નામ દીધે દેહ બંધન છુટતું હોય તો, હું નામ દેતાં શીખ્યો. ત્યારે ભાગલા પાંજરામાંથી મજબુત પાંજરાના બંધનમાં પડયો. તમે તો કહોછો કે ઇશ્વરનું નામ સ્મર્ણ કરે તેના દેહનું બંધન છુટી જાય. તો મારા દેહનું બંધન છુટવાનું તો આઘુ રહ્યું પણ પાંજરાનુંજ બંધન કેમ છુટતું નથી, તે કહો. એવાં પોપટનાં વચન સાંભળીને પેલો બ્રાહ્મણ ગભરાયો. કારણ કે વીદ્યા ભણેલો પણ જ્ઞાન નહીં તેથી તે બ્રાહ્મણ બોલ્યો કે ભાઈ મેં ભણી જાણ્યું છે પણ મને જ્ઞાન નથી. માટે હું મ્હારા જ્ઞાની ગુરૂને પુછીને તને કહીશ. એમ કહી બ્રાહ્મણ પોતાના જ્ઞાની ગુરૂ પાસે ગયો તે વેળા ગુરૂ પોતાના ઘરના ચોકમાં બેઠા છે, ત્યાં આવી પેલા કથાવાળા બ્રાહ્મણે જ્ઞાની ગુરૂને પુછયું કે, મ્હારાજ આજ હું ફલાણા વાણિઆને ઘેર કથા વાંચતો હતો તે કથા કેહેતાં કથામાં એટલો વીશય આવ્યો કે જે પ્રાણી પ્રભુનું નામ લે છે નેભજન કરે છે તેનું દેહનું બંધન છુટી જાય છે. એટલે એના ઘર વીષે એક પાંજરામાં પુરેલો પોપટ હતો તેણે મને એવું પ્રશ્ન પુછયું કે. હે મ્હારાજ, પ્રભુનું નામ દેવાથી દેહનું બંધન છુટી જાય છે તો મ્હારૂ આ પાંજરાનુંજ બંધન કેમ છુટતું નથી ? એવું પોપટના પુછવાથી હું ગભરાયો ને મ્હારાથી જવાબ દેઈ શકાયો નહી. ત્યારે તેનો ખુલાસો આપવા હું આપને પુછુછું કે પ્રભુનુ નામ દીધે દેહનું બંધન છુટતું હોય તો એ પોપટ નીત્યાન પાંજરામાં ક્ર્ષ્ણ રાધા, અચરે અચરે રામ, એવાં એવાં ઘણાં પ્રભુનાં નામ દે છે તો તેથી દેહનું તો કયાં રહ્યું પણ પાંજરાનું બંધન કેમ છુટતું નથી. તે ક્રપા કરીને કહો. એવાં કથાવાળા બ્રાહ્મણનાં વચન સાંભળી ગુરૂએ વિચાર કર્યો કે. એ પોપટ ને દેહ બંધનથી છુટવાની ઈચ્છા જણાતી નથી, પણ પાંજરાનું બંધન છુટવાની ઈચ્છાજણાય છે. માટે એને દેહ બંધનથી છુટવાનું જ્ઞાન કરવાની કાંઇજ જરૂર નથી. અને તેનું પાંજરાનું બંધન છુટે એવું એ પોપટને મ્હારે જ્ઞાન કરવું જોઇએ. કારણ કે જ્ઞાન વીના દેહનું કે વ્યવહારનું બંધન એકલા નામથી છુટે નહી. માટે એને પાંજરેથી છુટવાનું જ્ઞાન કરે એમ સમજી ગુરૂ કથાવાળા બ્રાહ્મણની સાથે કાંઇ બોલ્યા ચાલ્યા નહી ને એકદમ પોતાના ઘરમાં હાથ પગ પોહોળા નાંખી ચતાપાટ પડયા. એટલે પેલો કથાવાળો બ્રાહ્મણ ગભરાઈને ગુરૂની આંખે હાથ દઈ થોડીવારે ગુરૂને બેઠા કર્યા તેવાજ ગુરૂ ઉઠીને ઘરની બ્હાર નાશી ગયા. એટલે કથાવાળો બ્રાહ્મણ સમજ્યો કે, અરેરે આ પ્રશ્ન પોપટનું જાદુંવાળું છે. તે મેં મ્હારા ગુરૂને પુછયું માટે મ્હારા ગુરૂ બેભાન થઇ ચતાપાટ પડી ગયા. અને મેં બેઠા કર્યા ત્યારે. ગાંડાની પેઠે ઘરની બ્હાર નાશી ગયા. માટે આ પ્રશ્ન ગુરૂને નહીં પુછતાં વાણીઆને ઘેર જઇ પોપટને ઠબકો દેઉં એમ ધારી કથા-

વાળો બ્રાહ્મણ પેલા વાણીઆને ઘેર પોપટ પાસે ગયો. એટલે પોપટે તે બ્રાહ્મણને પુછયું. કહો મ્હારાજ પેલું જે મેં પ્રશ્ન પુછયું હતું તેનો ઉત્તર તમારા ગુરૂને પુછી લાવ્યા કે નહી. એટલે કથાવાળો બ્રાહ્મણ બોલ્યો કે જા જા મુર્ખ તારૂં પ્રશ્ન મેં મહારા ગુરૂને પુછયું તેવાજ મારા ગુરૂ પોતાના ઘરમાં પોતાના હાથ પગ પહોળા નાંખી ચતાપાટ પડયા. પછી મેં બેઠા કર્યા એટલે ઉઠીને ઘરની બહાર ગાંડાની પેઠે નાશી ગયા. એ રીતે થયું માટે હવેથી એવું પ્રશ્ન તારે મને પુછવું નહી. એવાં બ્રાહ્મણના વચન સાંભળી પોપટે વીચાર કર્યો કે એ ગુરૂએ મને પાંજરામાંથી છુટી જવાનું સાનમાં જ્ઞાન કર્યું. એમ સમજી પોપટ તે દિવસે ચુપાચુપ બેસી રહી. બીજે દિવસે પોતાના પાંજરામાં પાંખો પહોળી નાંખી દઈને ચતાપાટ પડયો. એટલે પોપટના પાળનાર વાણીઆએ બુમ પાડી કહ્યું કે અરેરે પોપટને કાંક થયું એમ કહી પાંજરૂં ઉઘાડી સાચવી પોપટને પાંજરાની બહાર કહાડી પોતાના હાથમાં બેઠો કર્યો એટલે પોપટ એકાએક વાણીઆના હાથમાંથી ઉડીને જતો રહ્યો.

## સિદ્ધાંત.

જો ભાઇ આ પોપટ ઇશ્વરના નામનું રટણ કરતો હતો તેને દેહનું તો શું પણ પાંજરાનું બંધન છુટયું નહિ. પણ જ્યારે જ્ઞાની ગુરૂએ પાંજરાનું બંધન છુટવા ચતાપાટ પડી સાનમાં જ્ઞાન કર્યું. તે જ્ઞાનથી પોપટ પાજરાનાં બંધનથી છુટવા પામ્યો. પણ જ્યાં સુધી છુટવાનાં ચરીત્ર કરવાનું જ્ઞાન ન્હોતું ત્યાં સુધી છુટયો નહી. ને જ્યારે જ્ઞાની ગુરૂએ જ્ઞાન કર્યું ત્યારે તે પોપટનું બંધન છુટયું. માટે જો ભાઈ કોઇ પ્રાણી જ્ઞાન, વિના ઇશ્વરનું નામ લીધા કરે તેણે મુકત થતો નથી. કદી કોઈ એમ કહેશે કે પોપટને તો ઇશ્વરનું જ્ઞાન નથી ને ઇશ્વરનું નામ શિખવ્યાથી નામ દે છે. તેથી તેની તો મુકતી થાય નહિ પણ મનુષ્યની તો થાય. હેવું જે કહે તેને અમે કહીએ છીએ કે, પોપટને ઇશ્વરનું નામ શીખવવા આપણ બોલી પોપટને શિખવાડીએ છીએ. તેથી તે શીખી બોલે છે. તેમજ નામી ભક્ત એક બીજાનું બોલવું સાંભળિ નામ દેઇ ભજન કરે છે. પણ જ્ઞાન મેળવિ કરતા નથી માટે પોપટ જેવા નામી ભકત છે. ને ઇશ્વરનું જ્ઞાન એટલે ઇશ્વરના સ્વરૂપને યથાર્થ સમજીને પુરણ પ્રેમ લક્ષણાથી ઇશ્વરનું સ્મર્ણ કરતો હોય. તો તેને અમે જ્ઞાની ભક્ત કહીએ છીએ. વળી જેમ આપણા બાપ રામ રામ કેહેતા હોય તેનો રીવાજ જોઈ આપણ રામ રામ કહિએ તેથી કોઇ કાળે મુક્તિ થાય નહિ ને જ્ઞાનથીજ મુકતી થાય. માટે અમારૂં કહેવું એવું છે કે.

## કુંડળીયો.

મુળસ્વરૂપ સમજ્યા પછી, દો પરમેશ્વર નામ;<br>
તો ત્યાં જઇ ચોટ લાગશે, ત્યારે સરશે કામ.

ત્યારે સરશે કામ, નામ મુળનું દો સોધી,
કરે જ્ઞાન વણુ ધ્યાન, થાય તે વેદ વિરોધી.
ન ઓળખે દે નામ, નામ વાળો નહિ બોલે,
માટે વલ્લભરામ, જ્ઞાનની વાતો ખોલે.

---

મોક્ષેચ્છુ—કદી કોઇ એમ કહેશે કે વગર ઓળખે કોઈ પ્રાણી કોઈ મનુષ્યને નામ દેઈ બોલાવે તે મનુષ્ય તો એમ જાણે કે મને અથવા કોઈ મારા નામના માણસને બોલાવતો હશે એમ જાણી કોઇ મનુશ તો બોલે નહિ. પણ પરમેશ્વરનું તો કાંઇ અજાણ્યું નથી. માટે તે પરમેશ્વર તો એમ જાણેજ કે મ્હારૂ નામ દેઇ મને બોલાવે છે.

વ્યાસજી—હા ભાઇ પરમેશ્વર તો જાણે છે પણ જ્ઞાન વિના જે નામ દે છે તેને પરમેશ્વર મ્હારૂ નામ દે છે એમ માનતા નથી. કારણ કે વેદ છે તે નારાયણનાજ મુખના છે. તેમાં એમ કહ્યું છે કે ऋतेज्ञानान्नमुक्तिः એટલે જ્ઞાન વિના મુક્તિ નથી. હવે વિશ્વંભર જાણે છે કે નામ દે છે. પણ તે નામ દેનારો તો મ્હારૂં વચન ઓલંગન કરી નામ દે છે માટે પરમેશ્વર માનતા નથી કેમકે જ્ઞાનવિના મુક્તિ નથી એ સાક્ષાત વેદ નારાયણે કહ્યું છે તે એવા હેતુથી કે સરવે પ્રાણી જ્ઞાન લે તોજ તેને મુકતી મળે એમ હેતુ રાખી કહ્યું કે ऋतेज्ञानान्नमुक्तिः હવે હાવિ પરમાત્માની જ્ઞાન સંપાદન કરાવવાની વતી તેમ છતાં જે પ્રાણી જ્ઞાન સંપાદન કરે નહી ને એકલું દેખા દેખી નામ દે તે પરમેશ્વર કેમ માની લે કદાપિ માનિ લે પણ શું કરે, જો નામી ભકતને નામ દેછે એમ જાણી પરમેશ્વર મોક્ષપદ દે તો પછી જ્ઞાની ભકતને શું દેઃ માટે જે જ્ઞાનવિના નામ દે છે તેને મોક્ષપદની પ્રાપ્તિ થતી નથી. તેની ને જ્ઞાનવિના નામ દેનારાએ વિશ્વંભરના વચનનું ઓલંગન કર્યું તેથી તેનિ ભકિત પરમેશ્વર માની લેતા નથી. માટે તેવા નામી ભકતનો મોક્ષ કોઈ કાળે થતો નથી.

મોક્ષેચ્છુ—હે માહારાજ હવે મેં નિસ્ચે જાણ્યું કે જ્ઞાન વિના મોક્ષ થાય નહિ પણ હે મહારાજ તમોએ પહેલું મને કર્મ કરવાનું કહ્યું. પછી મને ઉપાસના એટલે ભકિત કરવાનું કહ્યું ને હવે જ્ઞાનની વારતા કહી. તે કરતાં મને પેહેલેથીજ જ્ઞાનની વાત કરવી હતી.

વ્યાસજી—જો ભાઇ પાયાં અડધાં કે પુણાં બાળક શીખ્યું હોય નહી ને કહીએ કે પોણા બે કેમ થાય? તે લખી લાવ્ય, જો ભાઇ તે બાળક શું લખે. એમ તને કર્મ તે શું ઉપાસના તે શું એ બધુ સમજાવ્યું ના હોય ને જ્ઞાનની વારતા સમજાવવા જઇએ તે તારા સમજવામાં આવે નહી માટે પહેલી જ્ઞાનની વારતા કરી નહી.

## ઈંદ્રવિજય છંદ.

બાલકકી સંગ બાલક હોકર, બાલકકું બડાઇ સીખલાના;
અજ્ઞાનીકું જ્ઞાની કર્નેં કે કારન, પ્રથમ અજ્ઞાની બાત ઉઠાના.
કુપંથીકુ શુભ પંથલાના જબ, આગુસે કુપંથકા ગુન ગાના;
વ્યાસ કહત સુનો સબ બોધીક, જેસા જો હોવે તેસા બન જાના.

---

જો ભાઇ આ છંદનો મતલબ એવો છે:કે જ્ઞાનના કરનારાએ પ્રથમ જેવો જે પ્રાણી જ્ઞાનનો લેનારો હોય તેની જોડે તેના જેવા બની જઇને જ્ઞાન કરવું જેમકે બાળકને પીવાનું પાણી કેહેતાં શિખવાડવું હોય. ત્યારે પ્રથમ આપણે તે પાણીનું નામ ભુ કહીએ છીએ તે બાળક જેવા થઇને બાળકને ભુ શીખવાડી પછી પાણી એવું નામ શીખવાડીએ છીએ. તેમ તને પણ અમોએ જ્ઞાન કરવા યુક્તી કરેલી છે. માટે હે ભાઇ તું જ્ઞાન લે.

મોક્ષેચ્છુ—ઘણી રૂડી કૃપા કરી હવે મ્હારાજ હું તમને ત્રણ પ્રષ્ણ પુછુછું.

૧. જે વેદશાસ્ત્ર ને પુરાણ, પુસ્તકો છે તે જ્ઞાન કેહેયાય કે નહી.

૨. જે વેદશાસ્ત્રને પુરાણ ના ભણેલા તે જ્ઞાની કેહેવાય કે નહી.

૩. વેદશાસ્ત્ર ને પુરાણ ના ભણેલાંનો ભણવાથી મોક્ષ ખરો કે નહી.

વ્યાસજી—જો ભાઇ તારા પેહેલા પ્રષ્ણનો ઉત્તર એ છે કે જે વેદશાસ્ત્ર ને પુરાણ છે તે જ્ઞાન નથી જો તે પુસ્તકો જ્ઞાન હોત તો તેનું નામ જ્ઞાન એવું ધારણ થાત. પણ તે પુસ્તકો જ્ઞાન નથી માટે, વેદ પુસ્તકનું નામ વેદ છે શાસ્ત્રનું નામ શાસ્ત્ર છે ને પુરાણનું નામ પુરાણ છે પણ જ્ઞાન નામ નથી. માટે તે જ્ઞાન નહી.

જો ભાઈ તારા બીજા પ્રષ્ણનો ઉત્તર એ છે કે વેદશાસ્ત્રને પુરાણના ભણેલા તેમનું નામ જ્ઞાની હોતું નથી. વેદના ભણેલાનું નામ વેદાન્તી, શાસ્ત્રના ભણેલાનું નામ શાસ્ત્રી પુરાણના ભણેલાનું નામ પુરાણી છે પણ તેમનું નામ જ્ઞાની નથી હોતું તેથી ભણેલા ભણવાથી જ્ઞાની નહી.

જો તારા ત્રીજા પ્રષ્ણનો ઉત્તર એ છે કે. વેદશાસ્ત્રને પુરાણના ભણેલાનો જ્ઞાન વીના કદી મોક્ષ થતો નથી. જો તે પુસ્તકો ભણવાથી મોક્ષપદની પ્રાપ્તી થતી હોય તો શીવગીતામાં માહદેવજીએ પાર્વતી પ્રત્યે કહ્યું છે કે.

### શ્લોક.

नवेदाध्ययनान्मुक्ति र्नशास्त्रपठनादपि ।
ज्ञानादेवभवेन्मुक्तिर्नान्यथाममभाषितं ॥

અર્થ—વેદનુ અધ્યયન કરે તેણે મુકતી થતી નથી તેમ શાસ્ત્રોનું પઠણ કરે તદપી પણ મુકતી નથી. ને જ્ઞાનથીજ મુકતી થાય છે.

હવે જો ભાઈ ઝીણી બુદ્ધિ રાખી સાંભળજે; કે જે, આ શ્લોકમાં મ્હાદેવે કહ્યું કે વેદાધ્યયન કરે તથા શાસ્ત્ર પઠણુ કરે તેણે મુકતી નહી. ને જ્ઞાનથી મુકતી થાય છે. એમ કહ્યું.

ત્યારે જો ભાઈ વેદશાસ્ત્રના પુસ્તકો છે તેજ જ્ઞાન હોય અથવા જ્ઞાનનાં હેતું હોય તો ભણુનારાને જ્ઞાન થવું જ જોઇએ. કદી કહીએ કે ભણુનારાને જ્ઞાન થાય છે તો જ્ઞાનથી મુકતી થવી જોઇએ જો મુકતી થાય છે એમ કહીએ તો માહાદેવજીનું વચન ખોટું પડે છે વળી જો વેદશાસ્ત્ર જ્ઞાન હોય કે જ્ઞાનનો હેતુ હોય તો વેદના તથા શાસ્ત્રના ભણુનારાને જ્ઞાન થવું સંભવે છે. ત્યારે મ્હાદેવજીએ તો વેદના કે શાસ્ત્રના ભણવાથી મુકતી નહિ એમ કહ્યું માટે જો ભણુનારને જ્ઞાન નહિ થતું હોય ત્યારેજ કહ્યું હશે કે મુકતી નહિ. તેમ વેદશાસ્ત્ર તે જ્ઞાન કે જ્ઞાનનો હેતું નહી હોય માટેજ વેદશાસ્ત્ર ભણવાથી મુકતી નહી એમ કહેલું હશે. જો વેદશાસ્ત્ર જ્ઞાન છે કે જ્ઞાનનો હેતુ છે એમ કહીએ તો તેના ભણુનારને જ્ઞાન થવુંજ જોઇએ ને તે ભણુનારની મુકિત પણ થવી જોઇએ. પણ માહાદેવે તો સ્પષ્ટ કહ્યું કે વેદશાસ્ત્રને ભણવાથી મુકિત નહી ને જ્ઞાનથી મુકિત છે. માટે જો ભાઈ વેદશાસ્ત્રથી જ્ઞાન કાંઇ જુદુજ છે. એમ નીસ્ચે થયું. તેમ તેના ભણુનારાની મુકિત નહી ત્યારે તે વેદશાસ્ત્રના ભણેલા જ્ઞાની નથી ને જ્ઞાનીજન તો તેનાથી જુદા છે એમ નિસ્ચે થયું. માટે હે ભાઈ વેદશાસ્ત્રથી જે જુદુ જ્ઞાન તે અને તે જ્ઞાનના જાણુનારા તે જ્ઞાની. અને જ્ઞાની ભણેલા છે કે નહી તે જોવાનું માહાદેવના વચનથી રહ્યું નથી. ને ભણેલા બધા જ્ઞાની નથી તે સત્ય છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ વેદશાસ્ત્રના જાણુવાવાળા પુરૂશો જ્ઞાની નહી ત્યારે શાના જાણવાવાળાને જ્ઞાની કેહેવા.

વ્યાસજી—હે ભાઈ તે હું તને આગળ સમજાવીશ પણ આ મતલબને આ નીચેના આખા શ્લોકમાંથી થોડો ભાગ મળતો આવે છે તે તને કહું તેથી તું પુર્ણ રીતે સમજીશ કે વેદ ભણે છે તે વેદનો ભણેલો વેદ જાણવાથી જ્ઞાનિ નહિ ને શું જાણવે જ્ઞાની જાણવો તે સમજાશે.

**श्लोकः**

**जन्मना जायते शूद्रःसंस्काराद्विज उच्यते ।**
**वेदाभ्यासे भवेद् विप्रो ब्रह्म जानातिब्राह्मणः ॥**

જો ભાઈ આ શ્લોકનું ત્રીજુ ને ચોથુ ચર્ણ તેનો અર્થ એવો છે કે વેદાભ્યાસથી વિપ્ર છે. ને બ્રહ્મને જાણુનાર બ્રાહ્મણુ છે. જો હવે આ બે ચરણમાં કહ્યું છે કે તે બેઉ ચરણનો મતલબ એવો દેખાય છે કે વેદાભ્યાસનો કરનારો છે તે વિપ્ર છે. ને બ્રહ્મને જાણુનારો તે બ્રાહ્મણુ છે હવે જો વિપ્ર કરતાં બ્રામણુ

તે ઉત્તમ ગણાય છે. હવે આ ઉપરના વચનથી જો કે વેદ છે તેનો ભણનાર જ્ઞાનિ નહિ ને વિદ્વાન ખરો માટે તેને વિપ્ર કહ્યો. ને બ્રહ્મને જાણનારાને એટલે બ્રહ્મના સ્વરૂપનું જેને જ્ઞાન છે તેને બ્રાહ્મણ કહ્યો માટે જો ભાઈ જેને બ્રહ્મના સ્વરૂપનું જાણપણું છે તેજ જ્ઞાની છે. ને બ્રહ્મના સ્વરૂપને યથાર્થ જાણવું તેનું નામ જ્ઞાન છે તેવા જ્ઞાનવાળો તે જ્ઞાની છે. ને જ્ઞાનીનું જે જાણેલું તે જ્ઞાન છે. માટે જો ભાઈ જે જ્ઞાન છે તેજ મોક્ષનો હેતુ છે.

મોક્ષેચ્છુ—હે માહારાજ તમે જે બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન કહ્યું તે જ્ઞાન શાથી થતું હશે.

વ્યાસજી—એ જ્ઞાન ત્રણ પ્રકારે થાય છે એક તો સેહેજમાં થાય છે. જેમકે ધ્રુવજીને નારદથી ગયા જન્મના શુભ સંસ્કાર દ્વારાએ સેહેજમાં જ્ઞાનનિ પ્રાપ્તી થઇ તેમ થાય છે. બીજુ જ્ઞાની પુરૂશના સમાગમથી. ને ત્રીજુ વેદશાસ્ત્ર પુરાણો તથા આગળ થઇ ગયેલા જ્ઞાનીના વચનોના ભાવાર્થ સમજવાથી જ્ઞાન થાય છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ તમો આગળ એમ કહી ગયા કે વેદશાસ્ત્ર પુરાણો તે જ્ઞાન નથી ને જ્ઞાનનો હેતુ પણ નથી. ને હવે તો તમોએ એમ કહ્યું કે વેદશાસ્ત્રને પુરાણોના વચનોથી જ્ઞાન થાય છે એમ કેમ કોહો છો.

વ્યાસજી—જો ભાઈ વેદશાસ્ત્રને પુરાણોના પુસ્તક તથા તેના વચનો છે તે જ્ઞાનનો હેતુ નથી એમ હજી પણ કહીએ છીએ. ને વેદશાસ્ત્ર પુરાણોના વચનોનો જે ભાવાર્થ છે તે જ્ઞાનનો હેતુ છે. જો ભાઇ આગળ પણ અમે તો ખરૂં કહ્યું છે કે વેદશાસ્ત્રને પુરાણોથી જ્ઞાન થતું નથી ને તેનાં વચનોના ભાવાર્થથી જ્ઞાન થાય છે, એમ કહ્યા છતાં તારૂં સમજવું અવળું થયું. માટે ચીત દેઈ પાછો સાંભળ ? હવે જો અમે જે ભાવાર્થ કહીએ છીએ તે વેદશાસ્ત્ર કે પુરાણોના ભણેલા જે વિદ્વાનો છે તે વેદશાસ્ત્રોના ને પુરાણોના વચનોના અર્થ કરે છે પણ ભાવ સમજીને અર્થ કરતા નથી, તેથી તેમને જ્ઞાન હોતું નથી. માટે તેમને અમે જ્ઞાની કહેતા નથી જો કે.

## કુંડળીયો.

શાસ્ત્ર પઢા સો કયા હુઆ, કયા હુઆ પઢે બેદ,
પુરાન પઢી પંડિત ભયા, કછું ન પાયા ભેદ;
કછું ન પાયા ભેદ, ખેદ કરતા સબ જનકું,
સંસ્કૃત કરતા ભાસ્ય, જ્ઞાનીસેં બાથ ભીડનકું.
કછ્યુ ન લીયા સાર, નકામા પડીયા પોથા,
કહેત વલ્લભરામ, જ્ઞાન બિન ખાવે ગોથા.

---

## મનહર છંદ.

ઘણા પાસે ચાર વેદ, ઘણા પાસે શાસ્ત્ર ખટ,

ઘણા પાસે વૈદકીને, જોતિશ ગણિત છે;
ઘણા પાસે જ્ઞાન કાન્ડ, ઘણા પાસે કર્મ કાન્ડ,
ઘણાને તો અષ્ટાદસ, પુરાણોમાં પ્રીત છે.
એવું એવું ઘણા ભણ્યા, ભણ્યા પણ કૈ ન ગણ્યા,
ગણ્યા પણ યથારથ, જાણ્યામાં ક–રીત છે;
તેથી ભલો વણ ભણ્યો, અનુભવી જાણે ઘણો,
વદે વ્યાસ બ્રહ્મને જે, જાણે તે પંન્ડિત છે.

જો ભાઈ આ છંદનો મતલબ એવો છે કે કદી ભણનારા ભણ્યા પણ વેદશાસ્ત્ર પુરાણોના વચનોના ભાવ એટલે હેતુ સમજ્યા નહી. ત્યારે તેવાને છતે વિદ્યાભ્યાસે પણ ભણેલા સમજવા નહીં. ને જે ભાવાર્થો નથી સમજતા તેવા ભણેલાના કરતાં તો જે પ્રાણી વચનોના ભાવ સવળા સમજી સવળા અર્થ કરતો હોય. તેનેજ પંન્ડિત જાણુવા. તે કરતાં વેદશાસ્ત્રના ભણેલા હોય છે તે યથાર્થ ભાવ સમજે છે એમ જો ભાઈ તું માનતો હોય તો અમો તે વિદ્વાનોને પુછીએ છીએ.

**ઈંદ્રવીજયછંદ.**

વેદ ભણો શટ શાસ્ત્ર ભણો વળિ, અરાઢ પુરાણ શ્રુતી સમર્તિ,
તે સર્વ વિદ્યાનું તત્વ જુઓ તેમાં, બ્રહ્મ સ્વરૂપની વાત નીસર્તિ.
તે વણ બીજી ન નિકળે વારતા, વાત બીજી હોય તો કહો ફુર્તિ;
વ્યાસ વદે સર્વનો સાર બ્રહ્મ છે, તેનું સ્વરૂપ કહો વિદ્યા વર્તિ.

જો ભાઇ આ છંદનો ટુંકામાં ટુંકો એટલોજ મતલબ છે કે વેદશાસ્ત્ર શ્રુતી સ્મૃતિ ઉપનીશદો તથા પુરાણો એ સર્વ વિદ્યાઓમાં તત્વ વાત બ્રહ્મ વીના બીજી નથી. માટે અમે બીજી એકે વાત નહિં પુછતાં ફક્ત બ્રહ્મ સ્વરૂપનીજ વાત પુછીએ છીએ તેનો જવાબ દો. ને તે વિના બીજી વાતો મોક્ષપદની નથી માટે અમે બ્રહ્મના સ્વરૂપ સબંધી પુછીએ છીએ.

**મનહરછંદ.**

વેદશાસ્ત્રને સમૃતિ, શ્રુતીને ઉપનીશદ,
તે સૌ વિદ્યામાં કહો શો, જાણવાનો સાર છે;
માયા તણુ રૂપ અને, બ્રહ્માના સ્વરૂપ વિના,
જુઓ વિદ્યા વાળા નર, બીજો શો વિસ્તાર છે.
તત્વ વણ બીજુ મુકી, વાત એક કરો ટુંકી,
પુછુ પ્રશ્ન મુળ ધણીનો કેવો આકાર છે;

નીરાકાર કે સાકાર, વ્યાપક કે ન્યારો કહો.
નિર્ગુણ સગુણ કહો, કેવા વિશ્વાધાર છે.

માયામાં કે માયા તીત, દ્વૈત કે અદ્વૈત બ્રહ્મ,
આણંદીકે ચીંતાતુર, કેવે પરકાર છે,
કર્તા કે અકર્તા કહો, વિદ્યા ભણી કેવા લહો,
વર્ત્યા હોતો વદો મ્હારે, જાણવા વિચાર છે.
ન જાણો તો જ્ઞાન હીન ભણ્યા ભૈ પોપટ જેવું,
જ્ઞાન વિન મુક્તિ નથી, તીનો પોકાર છે,
બ્રહ્મ વણુ બીજી વાત, જાણવેથી નહી મુકતી.
વ્યાસ વદે વદો ટુંકું, ભણ્યાને શી વાર છે.

જો ભાઇ આ છંદોમાં જે જે પુછયું છે તેનો જવાબ દેવો ઘણોજ મુશ્કેલ છે. કારણ કે પંચરાત્ર શાસ્ત્રમાં પરમેશ્વરને નીરાકાર નિરગુણ ને અકરતા કહ્યા છે. અને તેને તેજ શાસ્ત્રમાં સાકાર સગુણ ને કરતા કહ્યા છે. તેવીજ રીતે વેદમાં તથા બીજા શાસ્ત્રોમાં પણ પરમેશ્વર સંબંધી એક એકથી વીરૂધ વાતો છે. ત્યારે તેમાંની કીઇ વાત સત્ય માનીએ. અથવા શું સત્ય માનીએ. આ જવાબ જ્ઞાન વિનાનો વિદ્વાન કોઇ કાળે આપી શકનાર નથી કારણ કે જો નિરગુણ નિરાકાર ને અકરતા કહેશે તો સગુણ સાકારને કરતા કહ્યાં છે તે વચન તેને તે શાસ્રનું જુઠુ થાય છે. જો કદી સગુણ સાકાર ને કરતા કહેશે તો નિરગુણ નિરાકાર ને અકરતા તેને તે શાસ્ત્રમાં કહ્યા છે તે વચન જુઠું થાય છે. હવે જો એ બે વચનમાંથી એક વચન સત્ય માનીએ તો બીજુ વચન જુઠુ થયું. જુઠું છે એમ મહોઢેથી કહે નહી પણ જુઠુંજ મનાયું. જો સગુણ માનીએ તો નીરગુણ અસત્ય થાય છે ને નિરગુણ સત્ય માનીએ તો સગુણ અસત્ય થાય છે. ત્યારે આ વચનો કાંઇ જેવા તેવા પુરૂષના નથી માટે તેમાંનું એક માનવાથી બીજુ અસત્ય થાય છે તેથી એક વચન માનનારને મહા દોષ લાગે છે. કારણ કે વેદશાસ્ત્રનાં વચન બધાં એક અંગ છે તે અંગનો એક ભાગ માનીએ ને બીજો ભાગ ન માનીએ તો દોષ લાગેજ. હવે જો નિરગુણે ખરા ને સગુણે ખરા એમ માનીએ તો સંભવતું નથી, કારણ કે એક ધણીની વાત છે. તેને નિરાકાર એટલે આકાર વીનાના આકાર વિનાના, એટલે તેમનો આકાર નથી. ને સાકાર એટલે આકાર સવર્તમાન. હવે જુઓ આ વાત કેમ માનવામાં આવે, જેમકે કોઈ કહેશે કે અડધી રાત છે ને કોઇ કહેશે કે દિવશનો મધ્યાન કાળ

છે. આ છેટુ કેમ ભાગે, જુઓ આ નિરાકારને સાકારમાં આટલું બધું છેટું છે. એટલે ઘણી વિરૂદ્ધ વાત છે, તેમ છતાં બેઉ વચન ખરાં છે એમ કેમ માનવામાં આવે. જો કે દિવસનો મધ્યાનકાળ એકજણે કહ્યો તે પણ ખરો છે ને મધ્યરાત્રી કહી તે વાતે ખરી છે એવું તો તરછટ આંધળા વિના કોઈ દેખતો પુરૂષ આએ ખરૂં છે ને આએ ખરૂં છે એમ કદી કહેશેજ નહીં. તેમ છતાં નિરગુણે ખરાને સગુણે ખરા એમ બેઉ વચન માનીએ તો અદબદ રહ્યું ગણાય. અને એક પ્રકારનો નીસ્ચે થયો નહી. ત્યારે તે અદબદ રહ્યું અને અદબદ રહ્યું ત્યારે તેનું યથાર્થ જ્ઞાન થયું કેહેવાય નહીં. અને યથાર્થ જ્ઞાન થયા વીના મુક્તિ થાય નહીં. માટે જો ભાઇ આ જે જે ઉલટ સુલટ પ્રશ્ન પુછયાં તેનો ઉત્તર જ્ઞાની વિના વિદ્વાનોથી દેઇ શકાય નહી. અને આ પ્રશ્નનો ઉત્તર એકે વચનથી વિરૂદ્ધ નહિ પડતાં યથાર્થ આપે તેને અમો જ્ઞાની માનીએ છીએ.

અને જ્ઞાન વિનાના વિદ્વાનો વિદ્યા ભણીને આંધળા રૂપી અજ્ઞાનીઓને શ્રુતી સ્મૃતિ તથા વેદના વાકયો બોલી પોતાનું બોલેલું પોતે યથાર્થ સમજ્યા વિના સંસ્કૃત ભાષા બોલી જીતે છે.

### કુંડળીયો.

અંધાઓના ગામમાં, કરે રાણીયો રાજ;
તેમાં શી નવાઇ છે, વિચારી લ્યો આજ;
વિચારી લ્યો આજ, અંધ જેવા અજ્ઞાની;
તેમાં કોઈ વિદ્વાન, તેહને સૌ લે માની;
કાંણા સ્થળ વિદ્વાન, જાણવો એકાંખાળો;
ધરમીષ્ટ લોચન ચાર, અનંત જ્ઞાનીને ભાળો;

---

### શ્લોક.

द्री द्री लोचन सरवाणां, विद्या नाम त्रीलोचनं;
चतुर्थ लोचन धरमाणां, ज्ञानी अनंत लोचनं.

વળી જો ભાઈ વિદ્વાનો જ્ઞાનીના સામા પણ થાય છે ને મુદ્દાની વાત મુકીને એની વિદ્યાની લાહ્યરીમાં સંસ્કૃત શ્લોકો કે વાકયો શ્રૃતીઓ બોલી પોતાની જીત બતાવે છે પણ મુદ્દાની વાત કરતી વેળા આડીઅવળી જુદી જુદી વાતોના દ્રષ્ટાંતો આપે છે ને શ્લોક ઠોકે જાય છે અને જે વાતનો તેનાથી ચટ દેઇને ઉત્તર અપાય તેવું નહિ હોય તે વાત ઉડાવી મુકશે. કદાપી કોઇ તેજ વાતનો યથાર્થ જવાબ લેવા કેડો લેઇ પુછશે ત્યારે તે શું કહેશે કે ભાઇ હજી તમને કાંઇ વિદ્યાભ્યાસ નથી. ને તમે શું માથું ઝીકાવતા હશો. વળી તમને

નિરગુણ સગુણ કે દ્વૈત અદ્વૈતમાં શંકાઓ થાય છે તે તમે હજી કોઇ પુસ્તકો જોયાં નથી માટે થાય છે. તે સારૂ તમે ફલાણાં પુસ્તક ભણો. જુઓ. આવા જવાબનો દેનારો જ્ઞાની હોય તો તેને ફલાણા પુસ્તક ભણો એવો જવાબ દેવાનું કાંઈ કારણ નોહોતું; તરતજ પોતે પ્રશ્નોના ઉત્તર કરત. કેમકે કોઈ મહેતાજીને કોઈ છોકરૂ પુછે કે સોળચોક શું. એટલે તે મેહેતાજી એમ કહે કે આંકની ચોપડી જો. કોહો ભાઇ આ મેહેતાજીને જો આવડતું હોત તો ચોપડી જો એમ શા સારૂ કેહેવું પડત. નજ કેહેવું પડત. પણ તેને તે નથી આવડતું ત્યારે પોતાની મ્હોટાઈ રાખવા સારૂ મોઢું હસ્તુ કરીને કેહે છે કે ચોપડી જો એટલે બીજા અજ્ઞાનીઓ શું જાણે જે આ પુછનારમાં બુદ્ધી નથી ને મેહેતાજીને પુછયું તેથી મેહેતાજીએ હશીને ચોપડી જોવાનું કહ્યું વળી મેહેતાજી એનો ઉત્તર તો આપે પણ કયાં એવાં માથાં ઝીકે. હાવું અજ્ઞાની છોકરાં સમજે છે તેમ કાણીઆ રૂપી વિદ્વાનો તેના આંધળા રૂપી અજ્ઞાની શિષ્યો તે આ છોકરાંની પેઠે સમજી પેલા વિદ્વાનની જોડે હસવા લાગે છે. પણ તે અજ્ઞાનીઓ એમ નથી કેહેતા કે મહારાજ એ પુછનારને પુસ્તક જો એમ શા સારૂ કોહોછો ને તે પુછનારો પુસ્તક જોશે ત્યારે તમારી પાસે આવીને શું કામ પુછશેજ એમ કેહેતા નથી ને આંધળાઓ કાણીઆની હાએહા કહે જાય છે વળી પુછનારાને મ્હાત્મા થઈ બેઠેલા એમ કહે કે તમે ફલાણા પુસ્તકો ભણો જો ભાઇ હવે પુછનારાને મુળ તો પુછવા જેવું જ્ઞાન અડધી ઉમ્મરે થયું હોય તે પછી તે પુસ્તકકો ભણે તો વેદશાસ્ત્રના ને પુરાણોના એટલાં તો પુસ્તક છે કે ભણનારના બે જન્મ પુરા થાય પણ પુસ્તકો પુરાં થાય નહી. ત્યારે જુઓ ભણનારો આખી ઉમ્મર કાહાઢે પણ તે બીચારાને જ્ઞાન થાયજ નહી. માટે ફલાણા પુસ્તકો ભણો અથવા જુઓ એવું કહેનારને વિદ્યા ભણયો હોય તો વિદ્વાન જાણવો પણ જ્ઞાની સમજવો નહી. વળી મતવાદી વિદ્વાનો હશે તે પોતાના મતને મળતું હશે તે પુસ્તક બતાવશે. વળી હાલના વિદ્વાન પુરૂષો પુસ્તકો રચે છે તે પોતાના મતને અનુસરીને રચે છે જેમકે દ્વૈત મતવાળા વેદમાંથી કે શાસ્ત્રોમાંથી કે સૃતિઓમાંથી ને બીજાં ઘણાંક પુસ્તકોમાંથી પોતાના દ્વૈતમતને પ્રતીપાદન કરે તેના શ્લોકો કે વાકયો લેઇ લેઇ દાખલ કરે છે ને એમ બતાવે છે કે ફલાણું શાસ્ત્ર, ફલાણી સૃતી તે પણ, દ્વૈત છે એમ કહે છે માટે દ્વૈત સત્ય છે. વળી અદ્વૈતવાળા વેદશાસ્ત્ર સૃતી ઉપનીશદોમાંથી જે જે શ્લોકો તથા જે જે વાકયો પોતાના અદ્વૈત મતનું પ્રતીપાદન કરે તેવાં તેવાં ખેંચી લઇ અદ્વૈત સીદ્ધ કરી પુસ્તકો રચે છે. એટલે અજ્ઞાની પ્રાણી દ્વૈતમાં કે અદ્વૈતમાં જેમાં પડયો તેમાંનું તે સઘળું સત્ય માની બેસે છે. આ રીતે ઘણાક પ્રાણી જગતમાં અજ્ઞાની રહી ગયા છે. પણ જે પ્રાણીના ઉપર પ્રભુ કૃપા થાય છે તેને તો સઘળાના મતનું યથાર્થ જ્ઞાન થાય છે. ને તેવા પુરૂષ સર્વે

પ્રાણીને યથાર્થ જ્ઞાન કરે છે. અને સરવેના મતને અનુસરીને જે તત્વ નીકળી આવતું હોય તેવું જ્ઞાન તો કોઇ અનુભવી જ્ઞાની ગુરૂથી થાય અથવા.

**શ્લોકઃ**

**गुरु ब्रह्मा गुरु विष्णु गुरु देव माहेश्वरः**
**गुरु शाक्षात परब्रह्म तस्मै श्रीगुरुवेनमः**

અર્થ ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ગુરૂ માહેશ્વર ને ગુરૂ પરબ્રહ્મ એ જેને પ્રેરણા કરી જ્ઞાન કરનાર ગુરૂ હોય, તેજ પ્રાણીને સર્વના મતને અનુસરતું જ્ઞાન થાય છે. ને વીદ્વાનોને તો જે પોતે ભણ્યો તેજ ખરૂ છે એમ એક દેશી જ્ઞાન થાય છે. માટે ભાઇ વીદ્વાનોને જ્ઞાનિ જાણવા નહિ. ને જ્ઞાનિ તો કોને જાણવો કે વેદના ભેદને યથાર્થ સવળા સમજી શકે તેને જાણવો. બાકી વીદ્વાનો વેદશાસ્ત્રના વચનોનો અર્થ કરી જાણે પણ ભાવાર્થ કરી જાણે નહી. એટલે તે વીદ્વાનો વેદના ભેદ જાણી શકે નહી. તેમ છતાં કેવળશાસ્ત્રનાં વચનો પર જે કોઇ આસ્તા રાખે છે તેને જ્ઞાન થતું નથી, ને ઉલટી ધર્મની હાનિ થાય છે તે વીશે.

**શ્લોકઃ**

**केवलं शास्त्रमास्रीतो नकर्त न्योहि निर्णय;**
**युक्तिहिन विचारेतु धर्महानी प्रजायत.**

અર્થ એકલાં વચનોને ગ્રહી રહી યુકતી વડે વચનોને નિર્ણય કરતા નથી તેના ધર્મની હાની થાય છે. વળી.

**ઇન્દ્રવિજય.**

વેદનો ભેદ ભણ્યા પરખે નહી, અનેક અર્થનું એકેકું વાયક;
માટે મતિલા મતો મત તાણીને, દુનિઆને કરે છે દુખ દાયક.
પણ જ્ઞાની જન નિતીમાં પ્રીતીથી, લાવે છે વિવેકે વાયક લાયક;
કે' વ્યાસ સંશે વિનાનું કરે જ્ઞાન, તેને જ્ઞાની જાણવો શુભ સાયક;

---

આ છંદનો એવો મતલબ છે કે વેદશાસ્ત્રોનાં તથા પુરાણોના એક એક વચનના અનેક અનેક અર્થ થાય છે જેમકે ક્ષમા, આ શબ્દનો અર્થ શાંતી પણ થાય; ને ક્ષમા એટલે પૃથ્વી પણ થાય છે. વળી સીંધવ એટલે ઘોડો થાય છે ને સીંધવ એટલે મીઠું પણ થાય છે. એવા એક એક શબ્દના ઘણા ઘણા અર્થ થાય છે. તે શબ્દોને વિદ્વાન લોકો અર્થ કરીને જેમ લેઇ જવો હોય તેમ લેઈ જાયછે, પણ શબ્દનો ભાવ સમજીને અર્થ કરે તો જરા પણ આઘો પાછો અર્થ ખસે નહી. વળી આસપાસના સબંધને સમજીને શબ્દોનો અર્થ કરે તો અર્થ અવળો થાય નહી, પણ વિદ્વાનો જેમ

ફાવે છે તેમ અર્થો કરી કરી દુનીયાના પ્રાણીઓને ભરમાવી મારે છે, વળી વેદશાસ્ત્ર પુરાણોનાં તથા મ્હોટા પુરૂષોનાં ઘણાંએક વચનો ત્રણ પ્રકારનાં હોય છે, તે સમજવાં જોઇએ તેમાં જે યથાર્થ શબ્દો હોય છે તેનો ભાવ સમજવો જોઇએ, તે ખરેખર શબ્દો સમજાય તેથીજ યથાર્થ જ્ઞાન થાય છે.

### કુંડળીયો.

અર્થ ભાવ વણુ વ્યર્થ છે, હેતુ સમજો સાર;
રચના છે સૌ શબ્દમાં, શુભ સરળ વિચાર.
શુભ શરળ વિચાર, ધાર્ય ભાવાર્થો એમાં;
ખરી ખુંચને ખોડ, બતાવી બધીએ તેમાં.
શાસ્ત્ર વેદ પુરાણ, વાણુમાં ભેદ ભર્યા છે,
મતવાદીએ ભાવ, જાણુ વણુ અર્થ કર્યા છે.

---

મોક્ષેચ્છું—હે મહારાજ તમે ત્રણ પ્રકારનાં વચન કહ્યાં તે કેવાં.

વ્યાસજી—ભયાનક, રૂચક ને, યથાર્થ. આ ત્રણ પ્રકારનાં વચનો છે. ભયાનક એટલે ખોટું વચન બોલીને ભય પમાડવો તે ભયાનક. જેમકે કોઈ માણસ બાળકને ભય પમાડવાના હેતુથી એમ કહે કે ચાલ તને મંકોડાની કોઠીમાં નાખું. જુઓ હવે મંકોડાની કોઠી હોતી નથી ને ખોટું બોલી ભય પમાડે છે. તેનું નામ ભયાનક. બીજુ વચન રૂચક. એટલે કોઇને કોઈ વાત ઉપર પ્રીતિ થાય એવું વચન તે રૂચક જેમ કે કોઈ માણસ બાળકને પ્રીતિ લગાડવાના હેતુથી એમ કહે કે ભાઇ તું પહેલી ચોપડી ભણીશ એટલે તું મેહેતાજી થઈશ. જો ભાઇ પહેલી ચોપડી ભણે એટલામાં કાંઈ મેહેતાજી થતો નથી. પણ ભણવા ઉપર પ્રીતિ લગાડવાના હેતુથી તું મેહેતાજી થઈશ એવું કહે તેનું નામ રૂચક વચન છે. ત્રીજુ યથાર્થ એટલે જેવું હોય તેવુંજ વચન સત્યેસત્ય બોલવું તેનું નામ યથાર્થ વચન છે. પણ તે વચનોના ભાવાર્થ સમજવા.

મોક્ષેચ્છુ—હે મહારાજ હવે હું ત્રણે પ્રકારના વચન સમજ્યો પણ તમો એમ કહી ગયા કે, વચનોના ભાવાર્થ સમજવા. તે ભાવાર્થ એટલે શું ? તે મુને કૃપા કરીને સમજાવો. ને તે ભાવાર્થો સમજવાથી શું થાય છે. તે કહો.

વ્યાસજી—ભાવાર્થ એટલે વેદશાસ્ત્ર સૃતિ સ્મૃતિ ઉપનિષદો પુરાણોના તથા મોહોટા પુરૂષોના વચનનો ભાવ શો છે. એટલે હેતુ શો છે. તે સમજી અર્થ કરવો તેનું નામ ભાવાર્થ. વળી વચનો કે વાકયોનો અર્થ તો ગમે તે વ્યાકરણથી ગમે તે થતો હોય, પણ તે અર્થ ઉપર નહી જોવું ને વચનના હેતુ ઉપર જોઇ અર્થ કરવો, તેજ ભાવાર્થ.

મોક્ષેચ્છુ––હે મહારાજ ભાવાર્થ સમજાય તેવું કાંઈ દ્રષ્ટાંત આપો કે જેથી ભાવાર્થને સ્પષ્ટ સમજી શકું.

વ્યાસજી––જો ભાઇ સ્પષ્ટ સમજાય તેવું હું તને દ્રષ્ટાંત કહું છું.

### દ્રષ્ટાંત.

જેમકે ઝાલાવાડ દેશની એક સ્ત્રી પોતાના ગામ બાહાર કુવો હતો ત્યાં પાણી ભરવા ચાલી, એટલે તે સ્ત્રીની સાથે તે સ્ત્રીનો નહાની ઉમ્મરનો છોકરો રડતો રડતો પુંઠે પડીને ગયો. તે છોકરાનું નામ ગુણવંત હતું. પણ નહાનો હતો માટે તે છોકરાને ગુણીયો ગુણીયો કહી આખુ ગામ બોલાવતું હતું. તે ગુણીઓ ને તે ગુણીઆની મા બંને જણુ ગામ બહાર કુવાપર ગયાં. પછી તે કુવામાંથી પાણી કાહાડવાને પેલી સ્ત્રીએ કુવામાં ઘડો ફાંસ્યો તેવોજ દોરડાના ગાળામાંથી નીકળી ઘડો કુવામાં પડયો. તે દેશમાં ઘડાને ગુણીઓ કેહે છે, તેથી તે સ્ત્રી ગુણીઓ કહાડવાના હેતુથી છોકરાને કુવા ઉપર રહેવા દેઇ લોઢાની બીલાડી લેવા નાઠી નાઠી ગામમાં જાય છે. ને બુમ પાડે છે કે મારો ગુણીયો કુવામાં પડયો. મારો ગુણીઓ કુવામાં પડયો એમ કહેતી દોડે છે. એટલે સાધારણ બુદ્ધિના માણસોએ એમ જાણ્યું કે, એનો દીકરો ગુણીયો એની સાથે રડતો રડતો ગયો હતો. તે ઘણો સતપતિઓ હતો તે કુવામાં પડેલો. એવો અર્થ સ્ત્રીના મુખના વચન ઉપરથી કર્યો. એવામાં વિચારવંત પુરૂષોએ વિચાર કર્યો કે દીકરો કુવામાં પડયો હોય તો એ સ્ત્રી ઘણીજ રડતી ને કુટતી જાય પણ એ સ્ત્રીનો બોલવાનો ભાવ ત્રાસ ભરેલો એટલો બધો જણાતો નથી. માટે પાણી ભરવાનો ગુણીયો એટલે ઘડો કુવામાં પડેલો હશે. એમ અર્થ કર્યો. તેનું નામ ભાવાર્થ.

### સિદ્ધાંત.

આ સ્ત્રીનું વચન કેવા રૂપનું નીકળ્યું તે નહી જોતાં સાધારણ બુધીવાળાઓ વચનનો અર્થ સમજ્યા, કે ગુણીયો છોકરો પડયો. હવે જો ભાઇ ગુણીયો પડયો એતો સ્ત્રીના વચનથી અર્થ પણ તેજ છે. એટલે ગુણીયો પડયો એમ અર્થ સમજ્યા તે અર્થ તો ખરો છે, પણ મતલબ ખોટો છે. માટે એ અનર્થ થઇ ગયો. ને વીચારવંતોએ સ્ત્રીના બોલવાની રીતભાત ઉપરથી તેમણે અર્થ કર્યો કે ગુણીયો પડયો. પણ ગુણીયો છોકરો પડયો નથી એમ એમને ખરી વાત માલમ પડી. માટે જો ભાઇ વીચારવંતોએ ભાવ સમજીને અર્થ કર્યો તેજ ખરો છે. આ સાધારણ બુદ્ધિવાળાએ જેવો અર્થ કર્યો તેવા અર્થો જે જ્ઞાન વીનાના વિદ્વાનો હોય છે તે કરે છે. અને વીચારવંતોએ સ્ત્રીના બોલવાનો ભાવ જોઇને ભાવાર્થ કર્યો તેમ જ્ઞાની પુરૂષો વેદશાસ્ત્ર પુરાણોના વચનોનો ભાવ સાથે અર્થ કરે છે તેજ સત્ય હોય છે.

## દ્રષ્ટાંત ૩.

એક પીતાએ પોતાના પુત્રને કહ્યું કે હું બજારમાં જાઉં છું માટે આપણા ઘરના બારણાની અંદરની સાંકળ દેઈ ઘરમાં બેસી રહેજે અને કોઈનો બોલાવ્યો બોલીશ નહી ને બારણાં ઉઘેડીશ નહી. એવી શીખામણ દેઈ પીતા પોતાને કામે ગયો, પછી પુત્ર પોતાનાં બારણાં અટકાવી અંદરની સાંકળ દેઇ ઘરમાં બેઠો તે પછી થોડી વારે તે પુત્રનો પીતા બજારમાંથી ઘેર આવ્યો ને બારણા ઉઘડાવવા પુત્રને પોકાર કરવા લાગ્યો, ને કહેવા લાગ્યો કે હે પુત્ર બારણાં ઉઘેડ ! તેવો પીતાનો પોકાર સાંભળી પુત્રે વિચાર કર્યો કે મારા પીતા આવ્યા છે ને તેજ મને પોકારે છે, પણ મને તે પીતાએ ઘરમાંથી જતાં એમ કહ્યું છે કે કોઇનો બોલાવ્યો બોલીશ નહિ ને ઘરનાં બારણાં ઉઘેડીશ નહી, એમ કહ્યું છે માટે ચાહ્ય તેટલું મને બોલાવે પણ માહારે બોલવું જોઇએ નહી ને બારણાં ઉઘેડવાં જોઇએ નહી એમ પીતાજીના વચનનો અર્થ સમજી બેસી રહ્યો, પછી તે છોકરાનો પીતા બારણા ભંગાવી ઘરમાં ગયો, પછી પુત્રને કહ્યું કે મેં તને બોલાવ્યો તોપણ કેમ બોલ્યો નહી, ને બારણા કેમ ઉઘેડયાં નહિ, ત્યારે પુત્રે કહ્યું તમે મને કહ્યું હતું કે કોઇનો બોલાવ્યો બોલીશ નહી, બારણા ઉઘેડીશ નહી, એમ તમારા કહ્યાથી હું બોલાવ્યો બોલ્યો નહી, ને બારણાં ઉઘેડયાં નહી. પછી પીતાએ કહ્યું કે હે મુરખ ! મારો કહેવાનો હેતુ એટલે ભાવ તું સમજ્યો નહી. મ્હારો કેહેવાનો ભાવ એવો હતો કે મ્હારા વીના બીજા કોઇને બોલાવ્યે બોલીશ નહી, ને બારણાં ઉઘેડીશ નહી. તેવા હેતુથી કહેલું તેમ છતાં તું મ્હારા વચનનો ભાવ સમજ્યા વીના ફક્ત વચનને પકડી રહ્યો. માટે તું કેવળ મૂર્ખ છે. એમ કહી મુર્ખ તુલ્ય ગણી કાહાડયો.

## સિદ્ધાંત.

ઉપરના દ્દષ્ટાંત પ્રમાણે વેદશાસ્ત્ર તથા પુરાણોના વચનોનો હેતુ સમજ્યાવીના વચનને ઝાલી રહે છે એટલે તે વચનનો અર્થ તેજ થાય છે. પણ ભાવાર્થ થતો નથી ને ભાવાર્થ વિના યથાર્થ વાત જણાતી નથી. એટલે આ પુત્રની પેઠે અજ્ઞાની વિદ્વાન મુર્ખમાં ખપે છે. જો ભાઇ વિદ્વાનો ભાવાર્થ સમજ્યા વિના અર્થ કરે છે તેથી તેમના જાણવામાં ખરી વાત આવતી નથી. વળી વિદ્વાનો જે વચનોના ભાવાર્થ કરવાના તેના અર્થ કરે છે. ને જે વચનનો અર્થ યથાર્થ ઉઘાડો હોય છે તે વચનના અર્થ બદલે અનર્થ કરે છે. વળી

## દ્રષ્ટાંત.

એક ગામનો મુર્ખ માણુસ બીજે ગામ પોતાની માશીને ઘેર જવા નીકળ્યો તે વખત મુરખાની માયે મુરખાને કહ્યું જો ભાઈ રસ્તે જતાં રાત

પડે ત્યાં રહીએ ને કોકનો વનો વહીએ એટલે કોકનું કામ કરી છુટીયે, વળી કોઇ કહે તેનું કહ્યું કરીએ એમ કહી વિદાય કર્યો. એટલે તે મુરખો રસ્તે રમતો રમતો જાય છે. એવામાં રસ્તામાંજ રાત પડી એટલે મુરખો શેંમાડામાં ખમચાઈને ઉભો અને તેણે વિચાર કર્યો કે મહારી માયે કહ્યું છે કે રાત પડે ત્યાં રહીએ. માટે માહારે આજ રાત હાંઈ જંગલમાંજ રહેવું જોઇએ. એમ ધારી એક ઝાડ નીચે બેઠો. પછી પોતાની માનું બીજું વચન યાદ આવ્યું કે માહારી માયે એમ કહ્યું છે કે કોકનો વનો વહીએ એટલે કોકનુંએ કામ કરી છુટીયે. માટે આ કોકનું ખેતર છે ને તે ખેડુતે આ ખેતરમાં જુવાર વાવેલી છે. તે જુઆર જ્યારે ત્યારે પણ તેને વાઢવી એટલે કાપવી પડશે. માટે હું આખી રાત નવરો બેસી રહીશ તે કરતા એની જુઆર માહારા ચાકાવતી વાઢી મુકુ તો બીચારા ગરીબ ખેડુતને મેહેનત ઓછી પડે. એમ સમજી મુરખાએ કાચીને કાચી જુઆર આખી રાત કાપ કાપ કરી ખેતર ખલાસ કર્યું. એવામાં સવાર થતાં તે ખેતરનો ધણી ખેતરમાં આવ્યો તેણે તમામ જુઆર કાપી નાંખેલી જોઇ ઘાંટો કાહાડયો કે અરે આ જુઆર કોણે કાપી નાંખી એટલે મુરખો બોલ્યો અરે ખેડુત ભાઈ મેં કાપી છે. એટલે પેલા ખેડુતે તેને બહુજ માર માર્યો ને મુરખ જાણી મુકી દીધો. અને કહ્યું કે મુરખા હુડો હુડો કરીને પંખીઓ ઉરાડી મુકીયે પણ વાઢી નાંખીએ નહી એટલે મુરખો કહે છે ભાઈ હવે તમારૂં વચન નહી ભુલું એમ કહી આગળ ચાલ્યો તે હુડો હુડો કહી પક્ષીઓને ઉરાડતો ચાલ્યો જાય છે એવામાં એક પારધી પક્ષીયો પાડતો હતો ત્યાં પણ પેલા મુરખાયે હુડો હુડો કહી પક્ષીને ઉરાડી મુકયાં. તેથી તે પારધીએ મુરખાને બહુજ માર માર્યો, એટલે મુરખે કહ્યું અરે ભાઈ મને તો એક ખેડુતે કહ્યું હતું કે જ્યાંથી ત્યાંથી હુડો હુડો કહી પક્ષીયો ઉરાડી મુકીએ. તેના વચનને પકડી રાખીને મેહેતો આવું કામ કર્યું છે. માટે હવે જેમ તમે કહો તેમ કરૂં. એટલે પારધીએ કહ્યુ અરે મુરખા મેં એક પક્ષી પાડયું હતું ને એક બે પાડત એટલામાં તેં ઉરાડી મુકયાં. પણ આજ પછી એવું કરીશ નહી ને હુડો હુડો બોલતો જઇશ નહી. એટલે મુરખો કહે એમ ના બોલું ? ત્યારે શું બોલુ ? ત્યારે પારધીએ કહ્યું. એમ બોલીયે કે એક પડયું ને બીજું પડો એવું બોલીયે. પછી પેલો મુરખો ત્યાંથી ચાલ્યો તે પોતાની માશીના ગામની ભાગોળે આવ્યો એટલામાં તે ગામની ભાગોળના કુવામાં એક જુવાન છોકરો પડીને મરી ગયેલો હતો તેને ગામના લોક બહાર કાઢતા હતા. ત્યાં પેલો મુરખો એમ બોલ્યો કે એક પડયું ને બીજું પડો. એ રીતનું મુરખાનું બોલવું સાંભળી ઘણા લોકોએ એને માર માર્યો ને કહ્યું કે જાજા મુરખા આજ પછી આવું બોલીશ નહી એટલે મુરખો કહે ત્યારે કહો ભાઈ શું બોલું ? એટલે લોકોએ કહ્યું—એમ બોલીયે કે આવું તમારે ના

હશો. એવું સાંભળી મુરખો એમ બોલતો બોલતો ગામમાં ચાલ્યો. એવામાં ગામમાં એક જણને ઘેર લગ્ન હતું ત્યાં એમ બોલ્યો કે આવું તમારે ના હશો. આવું તમારે ના હશો. તેથી ત્યાંના લોકોએ પણ માર્યો ને કહ્યું કે એમ બોલીયે કે આવું તમારે સદા હજો આવું તમારે સદા હજો એટલે મુરખો એમ બોલતો બોલતો ગયો એવામાં એક જણના ઘરમાં આગ લાગેલી ત્યાં મુરખો એમ બોલ્યો કે આવું તમારે સદા હજો આવું તમારે સદા હજો એટલે ત્યાંના લોકે પણ માર માર્યો ને કહ્યું કે તું આવું કેમ બોલે છે. ત્યારે મુરખાયે કહ્યું કે પ્રથમ મારી માયે એમ કહ્યું હતું કે કોઇપણ જેમ કહે તેમ કરીયે. તેથી મને જેણે જેણે જેમ જેમ કહ્યું તેમ તેમ બોલતો આવું છું ત્યારે કોઈ ડાહ્યા માણસે એમ કહ્યું કે તેં સર્વ ઠેકાણે માર ખાધો તેનું કારણ કે તું જેના તેનાં વચનો ને ઝાલી રહ્યા પણ તે વચનો કીયા કીયા સમાનાં ને કીયા કીયા સ્થળનાં ને કીયા કીયા ભાવથી એટલે કીયા કીયા હેતુથી બોલવાનાં કહેલાં પણ તું મુરખો છે તેથી કેહેનારાના વચનોનો ભાવ સમજ્યો નહી ને ફક્ત વચનોજ બોલ બોલ કર્યાં તેથી તું મુરખમાં ગણાયો, માટે હવે તાહારે કાંઈ પણ બોલવું નહીં ને મુન્ય રહી ચાલ્યા જવું, અને કોઈ ઠેકાણે આવું સળગતું હોય તેનું હોલવવું, એમ શીખામણ દેઇને કાહાડી મુકયો, પછી તે મુરખો ત્યાંથી ચાલ્યો એટલામાં આગળ જતાં એક કુંભારનો નેમો સળગતો હતો ત્યાં જઇ એકદમ તે નીમો હોલવવા મચી પડયો તેથી ત્યાં પણ માર પડયો, એ રીતે સરવે ઠેકાણે માર ખાધોને મુરખમાં ખપ્યો.

## સીદ્ધાંત.

ઉપર પ્રમાણે જે માણસ અગર જે વિદ્વાન વેદશાસ્ત્ર પુરાણ કે મોહોટા પુરૂષોનાં વચનનેજ પકડી રહેશે ને બોલનો તોલ નહી કરે તે મુરખમાંજ ખપશે. કારણ કે વચનના કેહેનારનો શું હેતું છે. ને તે કીયા ભાવથી કહે છે; એવું જ્યાં સુધી અનુમાન પ્રમાણવડે સમજ્યામાં નથી આવ્યું ત્યાં સુધી તે વિદ્વાનમાં ગણાશે પણ જ્ઞાનવાનમાં ગણાશે નહી. ને પોપટ જેવા ભણેલા કેહેવાશે.

## દ્રષ્ટાંન્ત. ૪

કોઈ એક તોફાની છોકરો ગધેડાં દોડાવતો ને કુદતો કુદતો જતો હતો, તે જોઈ કોઇ એક માણશે બીજાને બોલાવાની ઢબ પ્રમાણે એમ કહ્યું કે આ છોકરો બહુજ નબળો છે, હવે જો ભાઈ એ શબ્દનો અર્થ કરીયે તો નબળો એટલે બળ વિનાનો થાય છે પણ તે શબ્દ બોલનારના બોલવાના બોલનો તોલ કરીયે ને તેની ભાવના એટલે ભાવાર્થ સમજીએ તો તેનો અર્થ નઠારો યા તોફાની એવો અર્થ થાય છે, કારણ કે જો તે બળ વિનાનો હોય તો ગધેડાં દોડાવાની શકિત તેનામાં હોય નહી માટે નબળો એ શબ્દનો ભાવાર્થ તે છોકરો નઠારો છે. બોલનાર તો બોલવાની ઢબ પ્રમાણે બોલે પણ તેના બોલવાનો ભાવ સમજી અર્થ કરે તેનું નામ ભાવાર્થ છે માટે ભાવાર્થથી જે મતલબ અથવા વસ્તુ નીકળે તેજ સાચી છે, બાકીતો શબ્દોના અર્થથી અનર્થ થઈ જાય છે.

## સિદ્ધાંત.

ઉપર કહ્યા પ્રમાણે વિદ્વાનો અર્થ કરે છે પણ ભાવાર્થને સમજતા નથી. ભાવાર્થને તો કેવળ જ્ઞાનવાનજ સમજે છે.

## દ્રષ્ટાંન્ત ૫.

દલપતરામ કવીની બીજી ચોપડીમાં એક ચકલા ચકલીની વાત લખી છે, તેમાં એમ કહ્યું છે કે એક હતો ચકલો ને એક હતી ચકલી, ચકલી લાવી દાળનો દાણો ને ચકલો લાવ્યો ચોખાનો દાણો તે ભેગાં કરીને બેઉ જણે એક તપેલામાં ખીચડી ઓરી હવે જુઓ આ દલપતરામ કવીનો ભાવ મનુષ ઉપર કહેવાનો હતો, તેને અજ્ઞાની એમ કહે કે નાના માણસ પર નથી કહ્યું એતો ચકલા ચકલી પરજ કહ્યું છે; તે કરતાં જુઓ આ ચોપડીમાં સાફ લખેલું છે. એમ કહી લખાણનો ડર દેખાડે છે. પણ તે મુરખ એમ નથી સમજતો કે ચકલાને ચુલો હોય નહી તેમ તપેલું પણ હોય નહી. માટે આ વાત ચકલા ચકલીનું નામ આપી મનુશને શીખામણ આપેલી છે, એમ સમજે નહી ને લખાણ દેખાડ દેખાડ કરે.

## સિદ્ધાંન્ત.

ઉપર પ્રમાણે અજ્ઞાની વિદ્વાનો લખાણ બતાવી બતાવીને મરી પડે છે. પણ બોલના તોલ કરતા નથી. તેથી વિદ્વાનો અજ્ઞાની ગણાય છે. અને જ્ઞાનવાન વચન માત્રનો વિચાર કરી અનુમાન પ્રમાણ વડે સીદ્ધ કરી અનુભવે છે તેનેજ જ્ઞાનવાન કહેવાય છે, માટે હે મોક્ષેચ્છુ ભાઇ ભાવાર્થ છે તેજ જ્ઞાન છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ ! વિદ્વાનો કીઆ વચનને ઝાલી રહે છે ને તે વચનનો ભાવાર્થ કરતા નથી. તેવું ગમે તે એક દ્રષ્ટાન્ત આપો.

## વ્યાસજી—પ્રશ્નનો કુંડળીયો.

શંકા મુજ મનને પડી, જોતાં ભાગવત સાર;
ત્રીજા અધ્યાયમાં કહ્યા, કૃષ્ણ પુરણ અવતાર;
કૃષ્ણ પુરણ અવતાર, થયા અવનીપર જ્યારે;
ગૌલોક અક્ષર ધામ, રહયું ખાલી તે ત્યારે;
નહી ખાલી તો કૃષ્ણ, નહી પુરણ અવતારી;
પુરણ કહો તો ભેદ, વલ્લભને ભાસે ભારી.

---

અર્થ—જો ભાઇ ભાગવતના પ્રથમ સ્કંધના ત્રીજા અધ્યાયમાં શ્રી કૃષ્ણને વ્યાસજીએ પુરણ અવતાર કહ્યા છે. આ વચનથી વિદ્વાન લોકો એમ કહે છે કે નંદજીને ધામ શ્રી કૃષ્ણચંદ્ર થયા તે પુર્ણ પુરૂષોત્તમ થયા. પુરણ એટલે પુરે પુરા પરમેશ્વર નંદ ધામે થયા. હવે જો એ વિદ્વાનોના વચનથી એમ મા-

નીએ કે નંદ ધામે પુરણ પરમેશ્વર થયા, તો ગૌલોક વૈકુંઠ ધામ અક્ષર ધામ સઘળું પરમેશ્વર વિના ખાલી પડયું એમ સંભવે છે. જો ખાલી પડેલું ન માનીએ તો શ્રી કૃષ્ણ પુરણ પરમેશ્વર નંદ ધામે થયા તે સંભવતું નથી. પુરણ પરમેશ્વર નંદ ધામે થયા એમ માનીએ તો ગૌલોક વૈકુંઠ ધામ અક્ષર ધામમાં પરમેશ્વર રહયા હોય એમ સંભવતું નથી કદી એમ કહીએ કે નંદધામ પુરણ પરમેશ્વર થયેલા નહી, તો ભાગવતના કરતા વ્યાસજી તેમનું વચન જુઠું થઈ પડે છે, ને વ્યાસનાં વચનનો ભાવાર્થ સમજ્યા વિના સાચુ માનીએ છીએ તો ઉપર કહેલાં ધામો વીશે પરમેશ્વર રહેલા છે તે માનવું સંભવતું નથી. આ શંકાનો ઉત્તર; હવે જો ભાઈ વ્યાસજીએ શ્રીકૃષ્ણને પુરણ અવતાર કહ્યા છે તે એવા હેતુથી કે સોળ કળાએ એટલે સોળે કળાથી પુરણ શ્રીકૃષ્ણ ચંદ્ર થયા છે. એવા ભાવથી પુરણ અવતાર કહ્યા છે. કેમકે અક્ષરધામ વાશી પ્રભુમાંથી જે અવતારો થાય છે. તે તે સઘળા કળાઅંશ અવતારો થાય છે. કોઈ અવતાર પાંચ કળા, કોઈ દશ કળા, કોઈ પંદર કળાના એવા એવા કળા અંસ અવતારો થાય છે. તેમાં શ્રી કૃષ્ણજી સોળ કળાના થયા માટે સોળે કળાએ સંપુર્ણ છે. એમ જાણીને પુરણ અવતારી કહ્યા છે. વળી પુર્ણ કળાઓનો ભાવ લઈને પુર્ણ કહ્યા છે. વ્યાસજીનો પુર્ણ પુરૂષોત્તમ કહેવાનો ભાવ એજ છે. તે ભાવ સમજી શ્રી કૃષ્ણને પુરણ અવતાર કેહેવા તે ભાવાર્થ થયો, ને એજ વ્યાસજીના વચનનો ભાવાર્થ સમજાયો. એનું નામ ભાવાર્થ છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ કળાઓથી વ્યાસજીએ પુરણ કહ્યા છે એમ તમે કોહોછો પણ પુરણ અવતારથી જ પુરણ કહ્યા હશે ત્યારે ?

વ્યાસજી—જો ભાઈ વેદમવ્યાસજીએ શ્રી કૃષ્ણ પુર્ણ પરમેશ્વર છે. એમ કહ્યું હોય અથવા એમ કહેવાનો એમનો હેતુ હોય તો. તેના તેજ વ્યાસજી મ્હાભારતમાં તેના તેજ શ્રીકૃષ્ણને અપુર્ણ કહે નહી. જો કે, જ્યારે શ્રીકૃષ્ણ ને અર્જુન હસ્તીનાપુરથી દ્વારીકાં જતા હતા તે વારે એક વિપ્રના પુત્ર મરણ પામ્યા હતા તે વિપ્રે આવી મારગમાં શ્રીકૃષ્ણને ને અર્જુનને યાચના કરી કહ્યું કે હે માહારાજો મ્હારા પુત્રો મરી ગયા છે તે લાવી આપો. પછી શ્રી કૃષ્ણ ને અર્જુનજી બંને તે વિપ્રના પુત્રો લેવાને ભોમાનારાયણ પાસે ગયા ત્યાં ભોમાનારાયણનાં દર્શન કર્યા પછી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું. હે માહારાજ આ સ્વરૂપ કોણ ? ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે એ અખન્ડ ભોમાનારાયણ છે. ત્યારે અરજુને કહ્યું હે મહારાજ તમો આ સ્વરૂપને અખન્ડ બ્રહ્મ કહોછો તો આ નારાયણ સ્વરૂપ વાલભર ખંડિત કેમ છે. એટલે શ્રીકૃષ્ણે કહ્યું હે અર્જુનજી જેટલું એ સ્વરૂપ ખંડિત છે તેટલો હું છું. અરજુનજી બોલ્યા હે માહારાજ ખંડિત છે તેટલા તમે છો તે વાત હું કેમ સત્ય માનું. હાવાં અરજુનના વચન

સાંભળી શ્રીકૃષ્ણ તે સ્વરૂપમાં સમાઈ ગયા. એટલે તે સ્વરૂપ પુર્ણ થયું પછી શ્રીકૃષ્ણજી પોતે પોતાના કૃશ્ણ સ્વરૂપે થયા ને અરજુનને કહ્યું કે આ સ્વરૂપના કેશ જેટલો હું છું પછી અરજુનજી નિરશંશય થયા, હવે જો ભાઇ ભાગવતમાં વેદમ વ્યાસજીનો શ્રીકૃષ્ણને પુરણ ઇશ્વર છે એવું કહેવાનો હેતુ હોય તો મ્હાભારતમાં પાછા તેને તેજ વ્યાસજી શ્રીકૃષ્ણને અપુર્ણ કહેત નહી. ને અપુર્ણ કહ્યા છે તે સ્વરૂપથી અપુર્ણ કહ્યા છે. ને ભાગવતમાં કળાઓથી પુર્ણ પુરૂષોત્તમ કહ્યા છે. વળી જો ભાગવતમાં શ્રીકૃષ્ણજી છે તે સ્વરૂપે પુર્ણ ઇશ્વિર છે એમ વ્યાસજીને કહેવાનો હેતુ હોત તો ભારથમાં તેના તે વ્યાસજી અપુર્ણ કહેત નહી. માટે પુર્ણ સ્વરૂપે પુર્ણ પુરૂષોત્તમ કહ્યા નથી, ને પુર્ણ કળાએ પુર્ણ પુરૂપોતમ કહ્યા છે. આ રીતે જે સમજાણું તેજ વ્યાસજીના વચનનો ભાવ સમજાણો આ ભાવ સમજીને કહીએ કે સોળ કળાઓથી પુર્ણ પુરૂષોત્તમ. તે ભાવ સમજી અર્થ કર્યો તેનું નામ ભાવાર્થ છે.

મોક્ષેચ્છુ—વાહ મહારાજ હવે માહારાથી યથાર્થ ભાવાર્થ સમજાયો. ને તમોએ જે વેદમવ્યાસજીના વચનનો ભાવ સમજી અર્થ કર્યો તેજ ભાવાર્થ સત્ય છે. તેવો ભાવાર્થ વિદ્વાન લોકો નથી સમજતા તેનો મને અનુભવ છે. ફક્ત એ લોકો તો વચનોને બાઝી રેહે છે ને તે વચનોનો અર્થ પણ જે ભણાવનારે શીખવ્યો હોય છે તેજ અર્થ કરે છે. પણ ભાવાર્થ કરતા નથી. તે સત્ય છે. હવે આગળ આપ એમ કહી ગયા છો કે અજ્ઞાની વિદ્વાનો કોઇ કોઇ વચનના અર્થ કરવાના તેના અનર્થ કરે છે. તે કીયાં વચનનો અનર્થ કરે છે તેવું એકાદ વચન કહી મને સમજાવો.

## કુંડળીયો.

વ્યાસજી— પુછુ પુરણ પ્રેમથી, પરમારથનો અર્થ;
પુન્ય કરે તે પામવા, કે' પરમાથ વ્યર્થ;
કે' પરમારથ વ્યર્થ. સહુ સ્વારથનું કરતા;
કેંક કહે નિશ્કામ, પર્મારથ તે આચરતા;
અર્થ વિના થયું તેહ, કર્યાનુ કારણ શું છે;
સ્વારથ ને નિરાર્થ, વ્યાસ પરમારથ પુછે.

---

જો ભાઈ આ પ્રશ્ન અમારૂં તું કોઇ વિદ્વાનને પુછજે કે પરમાર્થ તે શું? ત્યારે વિદ્વાન લોકો એમજ કહેશે કે નિશ્કામનાથી, જે કાંઇ કરવું તેનું નામ પરમાર્થ છે, આ રીતે વિદ્વાન લોકે પરમારથના અર્થનો અનર્થ કરેલો છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ નિષ્કામના તે પરમારથ નહિ. તો તમો પરમારથ શાને કહોછો તે સમજાવો,

વ્યાસજી—જો ભાઈ નિષ્કામના એવો વિદ્વાન લોકો પરમારથનો અર્થ કરેછે તે અર્થ સહિત તો ચાર અર્થ થાય છે. ૧ સ્વાર્થ–સ્વારથ એટલે. સ્વદેહે. સ્વદેહે એટલે આ દેહે જે કાંઈ અર્થ સરે તેનુ નામ સ્વાર્થ છે. જેમકે નાગર બ્રાહ્મણોમાં કોઇને પુન્ય મારગે ખરચવું હોય તો પોતે પોતાનાને આપે ને પોતાનાં પોતાને આપે એટલે તે આપેલુ તેને તે દેહે પાછા પામે છે ને સ્વદેહે પામવાના હેતુથી આપે છે તેનુજ નામ સ્વાર્થ છે. ૨ પરાર્થ–પરાર્થ એટલે પુન્ય મારગે આપનારો પોતે પોતાનાને નહી આપતાં પરાયાને આપે છે ને પરજનમે એટલે આ જનમ પછીના બીજા જનમે પામવાના હેતુથી આપે છે તેનું નામ પરાર્થ છે ૩ નીરાર્થ–નીરાર્થ એટલે વિદ્વાનો નિશ્કામના પુન્ય કરવાનું કેહે છે. તેજ નીરાર્થ છે. કારણ કે પુન્ય કરવું ને કામના રાખવી નહી. તે પુન્ય કરેલું અર્થ વિનાનું થયું માટે તે નિરાર્થ છે તેનું નામ વિદ્વાનો પરમાર્થ કહે છે. એજ અર્થનો અનર્થ કરે છે કે જોકે જગતમાં કોઇ પ્રાણી લાભ વિનાતો કાંઈ પુન્યદાન કે શુભ કર્મ કરેજ નહી વળી કરીને કોઈ પ્રકારનું ફળ લેવાની આશા ન રાખે તો પુન્ય કે શુભ કર્મ કરવાનું પ્રયોજન શું! ને પુન્ય કે શુભ કર્મ કરવાનુ પ્રયોજન નહી તો કેઈ કાંઇ પુન્ય કે શુભ કર્મ કરે પણ નહિ ને પુન્ય કે શુભ કર્મ કરે નહી તો પછી પુન્યાદીક શુભ કર્મોનો મારગ જુઠો પડશે.

હવે જો ભાઈ પુન્યથી કે શુભ કર્મથી કોઈ પ્રકારનો અર્થ સરવાની એ-ટલે લાભ લેવાની ઈચ્છા રાખે નહિ ત્યારે પુન્ય કે શુભ કર્મ કરવાનું કાંઈજ કારણ નથી તેમ છતાં કોઈ પ્રકારનો અર્થ સરવાની ઇચ્છા નહી રાખતાં પુન્ય કરે તે કશા અર્થનું નથી માટે તેનું નામ નિરાર્થ છે ૪ પરમાર્થ—પ માર્થ એટલે આ શબ્દમાંજ ઉઘાડો અર્થ પરમાર્થનો છે જો કે [1]પરમ અને [2]અર્થ આ બે શબ્દો ભેગા મળવાથી પરમાર્થ શબ્દ થયો છે, હવે જો ભાઈ કહે-નારા કહે છે કે ભાઇઓ સહુ પરમાર્થ કરો એટલે પરમ અર્થે કરો, જો ભાઈ પરમ એટલે શ્રેષ્ટ જો હવે શ્રેષ્ટમાં શ્રેષ્ટ જન્મ મૃત્યું ટળી અખંડાનંદની પ્રાપ્તી થવી એટલે પર્મપદ પામવું તેજ સર્વથી શ્રેષ્ટ છે, તે પર્મપદ પામવાને અર્થે જે કાંઈ કરે તે પરમાર્થ કર્યું કહેવાય, વળી પરમ અરથે કરે તેજ પરમાર્થ છે, જો ભાઈ પરમાર્થ શબ્દનો અર્થ એજ ઉઘાડો છે. તેમ છતાં વિદ્વાન લોકો પરમાર્થનો અને નીશકામના કરે છે; તેજ અનર્થ થાય છે. આ રીતે વિદ્વાન લોકો અર્થના અનર્થ કરે છે. ને જે વચનોના ભાવાર્થને સમજવાના તેના બદલે વિધાની રીતે અરથ કરે છે. પણ વચનોના ભાવ સમજીને ભાવાર્થ કરતા નથી માટે હે મોક્ષના ઈચ્છનારા મોક્ષેચ્છુ, જે જ્ઞાન વિનાના વિદ્વાનો છે. તેમના સમજાવ્યા પ્રમા તું સમજીશ તો વેદશાસ્ત્રો

તથા પુરાણોનાં તથા મ્હોટા પુરૂષોનાં વચનોના ભાવ નહી સમજતાં અવળું સમજીશ તેથી તું લક્ષચોરાશીને ભોગવીશ.

વળી વિદ્વાન લોકો જે જે વેદમાં કે શાસ્ત્રમાં કહેલું છે તેજ ખરૂં છે. એમ માની ભાવાર્થને સમજતા નથી ને એમ કેહે છે કે વેદમાં વા તો જે આ વ્યાકરણથી અર્થ થાય છે તેજ મતલબ ખરો છે. ને તમે જુદી મતલબ બતાવો છો તે વ્યાકરણથી કયે ઠેકાણે કહેલું કે લખેલું છે. એમ કહી ભાવાર્થી એટલે ભાવ સમજીને અર્થના કરનારા ભાવાર્થી જે જ્ઞાની તેને જુઠા પાડવા વળગે છે, પણ જો ભાઇ વેદ શાસ્ત્રોના હાલના વ્યાકરણી અર્થથી જે મતલબ નિકળે છે તે સત્ય હોય તો જે વેદશાસ્ત્રના ભણેલા છે તો યથાર્થ તે લોક સમજ્યા એમ ગણાયું ને થયા એમ ગણીએ તો તેમને યથાર્થ જ્ઞાન થયું ગણાય અને યથાર્થ જ્ઞાન થયું ગણીએ તો મહાદેવજીએ જો કહ્યું છે કેઃ—

### श्लोक.

**नवेदाध्ययनान्मुक्ति, नेशास्त्रपठनादपी ।**
**ज्ञानादेवभवेन्मुक्ति, नान्यथाममभाषितं ॥**

હવે જો ભાઈ મહાદેવજીએ કહ્યું છે કે વેદાધ્યયન કરે તેણે મુક્તિ નહિ, શાસ્ત્રનું પઠણ કરે તોપણ મુક્તિ નથી. ને જ્ઞાનથી મુકિત થાયછે. એમ મહાદેવજીએ પાર્વતી પ્રત્યે કહેલું છે, માટે જો ભાઇ જે વેદ સાસ્ત્રોના વચનોના અર્થ કરવાથી જે મતલબ દેખાય છે તેજ ખરો હોય તો, તે વેદશાસ્ત્રના ભણનારાના જાણવામાં ખરૂંજ આવ્યું, ને ખરૂં જાણવામાં આવ્યું એમ માનીએ તો તેને યથાર્થ જ્ઞાન થયું એમ ગણાય. ને યથાર્થ અજ્ઞાન થયું ગણીયે તો મહાદેવજીનું વચન ખોટું છે એમ ગણાય; ને મહાદેવજીનું વચન ખરૂં છે એમ માનીએ તો વેદશાસ્ત્રથી મુક્તિ નથી એવું મહાદેવને કહેવાનો હેતુ એડલોજ છે કે, વેદશાસ્ત્રોના વચનો છે તેનો અર્થ કરતાં પરમાત્માના સ્વરૂપ સબંધી જે મતવબ નીકળે છે તે ખરો નથી નીકળતો. માટે મહાદેવજીએ વેદશાસ્ત્ર ભણવાથી મુક્તિની ના કહિ છે જો ખરો મતલબ અર્થ કરવાથી નીકળતો હોત તો વેદશાસ્ત્ર ભણવાથી મુકિત નથી થતી એમ મહાદેવજીને કેહેવાનું કાંઇજ કારણ નહોતું. જો આ ઉપરથી એમ થયું કે જે વેદશાસ્ત્રોના અર્થથી મતલબ નીકળે છે તે મતલબ ખરો નથી ને ભાર્થથી જે મતલબ નીકળે છે. તેજ જ્ઞાન છે. અને તેજ ખરૂં છે. માટે મહાદેવજીએ કહ્યું કે જ્ઞાનથી મુકિત છે. તે માટે વિદ્વાન લોકો જે વેદશાસ્ત્રના અર્થ કરે છે ને તે અર્થથી જે મતલબ નીકળે છે તે જ્ઞાન નહી. ને જે વેદશાસ્ત્રના વચનોના ભાવાર્થ કરવાથી તથા ભાવાર્થ સમજવાથી જે મતલબ અર્થની મતલબ કરતાં ભાવાર્થની જે જુદી મતલબ નીકળે છે તેજ જ્ઞાન છે. જો વેદશાસ્ત્રનાં વ્યાકરણી અર્થની ખરી મતલબ નીકળતી હોત તો

તેથીજ અજ્ઞાન થયું ગણાત. તો પછી વેદશાસ્ત્ર ભણવાથી મુકિત નહી તેવું માહાદેવજી કહેત નહીં પણ વેદશાસ્ત્રના વચનો તથા તેના અર્થ તે જ્ઞાન નથી. ને જ્ઞાન તો તેથી જુદું છે. એટલે વેદશાસ્ત્રોના વચનોને અનુસરીને સમજવાનું જે જુદુ છે તેનુ નામ જ્ઞાન છે. માટે વિદ્વાનોના વ્યાકરણી અર્થોનું જ્ઞાન છે, પણ ભાવાર્થીજ્ઞાન નથી. વળી વેદશાસ્ત્રના વચનોથી જે જુદું સમજવાનું છે તેજ જ્ઞાન છે. અને તે વચનોના ભાવ સમજી જુદું સમજાય છે તેથી ખરી મતલબ જણાય આવે છે. કેમકે જે વેદસાસ્ત્રોના વ્યાકરણી અર્થથી જે મતલબ નીકળે છે તેનાથી ભાવાર્થનો મતલબ જુદો નીકળે છે ને તે મતલબ ખરો પડે છે. તે વિશે શ્રી રામદાસ બાવાના પંચીકરણમાં છાંયા શીખરનું દ્રષ્ટાંત આપેલું છે. તેમાં એવો મતલબ છે કેઃ—

## દ્રષ્ટાંત.

એક શાહુકારે એક મહાદેવના દેરાના શીખરમાં પોતાને તથા પોતની પ્રજાને કોઈ વેળા કામ આવવાના હેતુથી પંદર લાખ સોના મહોરો દ્રવ્ય ઘલાવ્યું પછી તે ધન ડેરાના શીખરને નામે ચોપડામાં ઉધાર્યું તેમાં એમ લખ્યું કે, ફલાણા મહીનાના ફલાણા પક્ષમાં ફલાણા દીવસે ફલાણા વખતે શીખરમા દ્રવ્ય ઘાલ્યું છે, એમ ચોપડામાં લખ્યું. પછી થોડે દીવશે તે ગ્રહસ્થ અચાનક મરણ પામ્યો. તે પછી તે ગ્રહસ્થના પુત્રને ધનની જરૂર પડવાથી તેણે ઘરના ચોપડા તપાસ્યા, તે તપાસતાં એક ચોપડામાંણી ડેહેરાના શીખરમાં ધન છે એમ નીકળી આવ્યુ. તેથી તે છોકરાએ તે ડેહડેરાનું શીખર ભંગાવ્યું. તેમાંથી કાંઈ પણ નીકળ્યું નહિ પછી તે શીખર હતું તેવું પાછું કરાવ્યું. તે પછી તેણે કોઈ ડાહ્યા પુરૂષને પુછયું કે આ મ્હારા બાપે ચોપડામાં લખ્યું છે કે ડેહેરાના શીખરમાં પંદર લાખ મ્હોરો ઘાલી છે એ તે લખેલું ખરૂં કે ખોટું હશે. ત્યારે પેલા ડાહ્યા પુરૂષે તે લખેલું વાંચીને તે છોકરાને કહ્યું કે લખેલું છે તે ખરૂં છે, ખોટું નથી. જો ડેહેરાનું શીખર લખ્યું છે. પણ તેતો શીખર જુદુ સમજવાનું છે. જો કે ડેહેરાના શીખરમાં ૧૫) લાખ મ્હોરો માય તેવું તે જણાતું નથી; પણ તે શીખરનો છાંયો પડે તે છાંયા શીખરમાં એટલે શીખરનો છાંયડો જ્યાં ભોંયપર પડે છે તે જગોએ ભોંયમાં ઘાલેલુ હશે ને તે પણ તારા બાપે જે માસમાં ને જે પક્ષમાં ને જે દીવસે ને જે વખતે તે ધન ઘાલ્યાનું લખ્યું છે તેજ માસ તેજ પક્ષ તેજ દીવસ તેજ વખત જ્યારે થાય ત્યારે તે શીખરનો છાંયો જે જગે પડે તે જગે તું ખોદાવીશ, તો તેમાંથી ધન નીકળશે. એવું ડાહ્યો માણસ બતાવીને ગયો. પછી તે છોકરે બાપનો લખેલો જે માસ ને જે પક્ષ ને જે દીવસ ને જે વખત હતો તે મહીનો ને તે પક્ષ ને તે દીવસ ને તે વખત આવ્યો તે વેળા ડેહેરાના શીખરનો જ્યાં છાંયો પડયો.

ત્યાં ભોમીમાં ખોદાણ કર્યું. એટલે તેમાંથી પંદર લાખ મહોરો નીકળી, જુઓ હવે ચોપડામાં ડેરાના શીખરમાં ધન ઘાલેલું છે. એમ લખેલું હતું પણ તે લખ્યા પ્રમાણે ડેરાના શીખરમાંથી ધન નીકળ્યું નહી ને તેનાથી જે જુદુ પણ તે સીખરનું ને સીખરનું છાયા શીખર તેમાંથી નિકળ્યું.

## સિદ્ધાંત.

આ દ્રષ્ટાંતના સિદ્ધાંતનો મતલબ એવો છે કે જે વેદશાસ્ત્ર છે તે ચોપડાને ઠેકાણે છે ને તેમાં જે જે કહ્યું હોય તે લખાણ મતલબરૂપી છે. હવે જો તે લખાણના કહ્યા પ્રમાણે તેનો અર્થ કરે તો તેનો અર્થ ડેરા ઉપરનું સીખર થાય. ત્યારે તેવા અર્થથી ખરો મતલબ નીકળે નહીં. જેમ ડેહેરાનાં શીખરમાં ધન ઘાલ્યું છે એમ લખેલું તે લખ્યા પ્રમાણે ગ્રહસ્થનો છોકરો સત્ય સમજ્યો ને ડેહેરાનું શીખર ભંગાવ્યું. તેમાંથી ધન નિકળ્યું નહી. તેમ વેદશાસ્ત્રના ભણેલા વેદશાસ્ત્રોના અર્થ કરીને તેજ અર્થ પ્રમાણે જાણે તેમાંથી ખરો મતલબ નીકળે નહી. ને ગૃહસ્થના છોકરાને જેમ ડાહ્યા પુરૂષે ચોપડાના લખાણનો જે જે મતલબથી અનુમાન કરીને ભોમીનું છાંયાશીખર ધાર્યું ને તે છોકરાને બતાવ્યું તો તેથી ધન નિકળ્યું. તેમ જ્ઞાની પુરૂષ જે વેદશાસ્ત્રના વચનોના ભાવ સમજીને અનુમાનથી જે જુદુ બતાવે છે. તેથીજ ધન રૂપી ખરી મતલબ નિકળે છે. જો વળી ચોપડામાં છાંયા શીખર લખ્યું નહોતું, તેમ છતાં ડાહ્યા પુરૂષે લખાણનો ભાવ સમજી અનુમાન કરી છાંયા શીખર બતાવ્યું. તો તેથી ધનની પ્રાપ્તી થઇ. હવે કોઈ મુર્ખ વિદ્વાન હોય તે એમ કહે કે તમો તો અવિદ્વાન અનુમાનથી કહો છો તે વાત અમે વિદ્વાનો માનીએ નહી વેદશાસ્ત્રમાં લખેલું બતાવો તેજ ખરૂ માનીએ. જો ભાઈ આ ગ્રહસ્થના ચોપડામાં ક્યાં છાયાં શીખર લખ્યું હતું જો છાંયા શીખર લખ્યું હોત તો મહાદેવના દહેરાનું શીખર તેનો છોકરો તોડતજ નહી. પણ છાંયા શીખર નહી લખેલું તેથી તે ગૃહસ્થના મુરખ છોકરે લખેલા મતલબને સત્ય માની તથા તેનો ઉઘાડો અર્થ હતો તેજ સત્ય સમજી દેહેરાનું શીખર તોડયું તેથી ધન નીકળ્યું નહી. ઉલટું નુકશાન થયું. અને ડાહ્યા પુરૂષે ભાવાર્થ સમજી છાંયા શીખર બતાવ્યું તેથી લાભ થયો તે રીતે વેદશાસ્ત્રોના વચનોને જોઈ કોઈ જ્ઞાની અનુમાને ભાવાર્થ સમજી અર્થ કરે કે આ વચન આ હેતુથી વેદે કે શાસ્ત્રે કહેલું છે. એમ હેતુ સમજી જે અર્થ કરે તે અર્થથીજ ધન રૂપી ખરી મતલબ નીકળે છે. ને ગૃહસ્થના પુત્રની પેઠે અજ્ઞાની વિદ્વાનો વેદ શાસ્ત્રોના વચનોને તથા તેના અર્થોને ઝાલી રહે તેને આ છોકરાને પ્રથમ નુકશાન થયું તેમ નુકશાન થાય છે તે નુકશાન રૂપી અજ્ઞાનનો વધારો થાય છે. માટે જે વેદશાસ્ત્રના વચનોના ભાવાર્થથી જે મતલબ નિકળે છે તે

તો વેદોમાં કે શાસ્ત્રમાં સ્પષ્ટ ઉઘાડા લખેલા હોય નહી. ને ખરો મતલબ તે તો જ્ઞાની પુરૂષોના જ્ઞાન ગટમાંથી ઉત્પન્ન થાય છે. કદી કોઇ એમ કહે કે જે વેદશાસ્ત્રના ભાવાર્થનો મતલબ છે તેજ ખરો હોય તો વેદશાસ્ત્રના કરતા એ શા સારૂ સ્પષ્ટ ઉઘાડો દાખલ નહી કર્યો હોય. ને તે દાખલ નહી કરવાનું કારણ શું. એવી શંકા કરે. તેનો એજ ઉત્તર છે કે ભાવાર્થનો જે સત્ય મતલબ છે તેજ વેદશાસ્ત્રના કરતાઓએ તો દાખલ કર્યો છે પણ હાલના અજ્ઞાની વિદ્વાનો તેને ઉંધુ સમજ્યા છે. માટે જ્ઞાનીઓનો સમાગમ કરવાની સર્વને જરૂર રેહે છે. ને વિદ્વાન લોકો પોતે ભાવાર્થ સમજી કોઈને જ્ઞાન કરતા નથી તેમ બીજા પ્રાણીઓને યથાર્થ જ્ઞાન થવા દેતા નથી. કેમકે પોતે જેવું સમજ્યા છે તેવું તે બીજાને સમજાવે છે. અને પાછા એમ કહે છે કે વેદશાસ્ત્રના જે વચનો છે તે જેમ છે તેમજ છે એમ કહીને પાછા કહે છે કે બીજા અવિદ્વાન લોકો જે જ્ઞાન કથન કરે છે તે તો કલપીત છે. માટે તેમાં કોઈ પ્રાણીએ લક્ષ દેવું નહી. એમ કહી અજ્ઞાની વિદ્વાનો બીજા પ્રાણીઓને સવળું સમજવા દેતા નથી. ને અજ્ઞાની રાખે છે પોતે પણ અજ્ઞાની રહે છે. તેથી તે પોતે પણ તરતો નથી ને બીજાને તારતો કે તરવા દેતો નથી. માટે હે મોક્ષેચ્છું ભાઇ તાહારે એવા અજ્ઞાની વિદ્વાનોની સંગત કરવી યોગ્ય નથી. ને સંગત કરવાથી વેદશાસ્ત્રનાં વચનો અવળા સમજાશે ને તેથી ઘણું અવળું જ્ઞાન થશે ને અવળા જ્ઞાનથી લક્ષચોરાશી ભોગવવી પડશે. માટે વિદ્વાનોનો સંગ મુકીને જ્ઞાની પુરૂષોનો સંગ કરવો શાથી કે જ્ઞાની પુરૂષો વેદશાસ્ત્ર પુરાણનાં તથા મોહોટા પુરૂષોનાં વચનનો ભાવાર્થ સમજીને સમજાવી શકે છે ને જે વચનનો ફકત અર્થજ સમજવાનો હોય તેનો અર્થજ કરી સમજાવે છે. અને જે જે વચનો હોય છે તે તે વચનોનાં રૂપ જ્ઞાની જન ધરતીને એટલે આ વચન ભયાનક કે રૂચક કે યથાર્થ છે તે વચનોના રૂપ સ્પષ્ટ સમજાવે છે. અને તેવું જે સમજાવી શકે તેજ જ્ઞાની પુરૂષ જાણવો. ને તેવા જ્ઞાનીના જ્ઞાનથી મોક્ષ પદની પ્રાપ્તી થાય છે કેમકે મોક્ષપદ જ્ઞાનનેજ વશ છે. તે વિષે

શ્લોકઃ

भावेनदेवंकळयानरेंद्रं धनेनकान्ताकपटेनयत्रुं ।
सत्येनमीत्रंकृपयाचपुत्रं ज्ञानेनमोक्षंवशमानयंती ॥

અર્થઃ—ભાવ વડે દેવ, કળાથી રાજા, ધનથી સ્ત્રી, કપટથી શતરૂ, સત્યથી મીત્ર, કૃપાથી પુત્ર, ને જ્ઞાનથી મોક્ષ, વશ થાય છે તેથી હે મોક્ષેચ્છુ ! જ્ઞાનવડે મોક્ષ વશ થાય છે માટે જે ભાવાર્થ સમજી શકે તેવા જ્ઞાનીના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તી થાય છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ જ્ઞાની શી રીતે ઓળખાય ને જ્ઞાની કોને જાણુવા ને જ્ઞાનીઓમાં ને બીજા પ્રાણીઓમાં શો ફેર હોય છે તે કહો.

વ્યાસજી—

## કુંડળીયો.

જ્ઞાની પ્રાણી તુલ્ય છે, તેને નહી નીશાન;
ન હોય શીશે શીગડાં, નહી સામળું વાન;
નહી સામળું વાન, કાન નહી સુપડા જેવા;
નહી તેને ભુજ ચાર, હોયે જગ જીવો તેવા;
કે'છે વલ્લભરામ, જોઈ લેવી જુબાની.
અંગે નહી નીશાન, જ્ઞાનથી જાણો જ્ઞાની.

---

જો ભાઈ જ્ઞાની ને અજ્ઞાની તે સરવે દેખાતા તો સરખા હોય. તે પણ જ્ઞાની સાથે જ્ઞાન સંબંધી વારતા કરીએ તેમાંથી યથાર્થ જ્ઞાનની વારતા તેમના મુખમાંથી નીકળે તે ઉપરથી જ્ઞાની જાણુવા.

મોક્ષેચ્છુ—હે મહારાજ ઘણાક તો એમ કહે છે કે જ્ઞાનીના લક્ષણુથી જ્ઞાની પુરૂષ જાણુવો તે કેમ?

વ્યાસજી—હા ભાઈ ઘણાક એમ કહે છે કે:—

## શ્લોક:

**अक्रोध वैराग्य जीतें द्रीयत्वं । क्षमा दया सर्वजन प्रीयत्वं ॥**
**निर्लोभदाता भय शोक हरता । ज्ञानस्य चीनं दश लक्षणानी ॥**

અર્થ:—અક્રોધ એટલે ક્રોધ વીના, વૈરાગ્ય એટલે વ્યવહારમાં રાગ નહી તેવા, જીતેદ્રીય એટલે દશે ઈન્દ્રીયોને જીતેલા, ક્ષમા એટલે શાન્તી, દયા એટલે દયા રાખવી તે, સર્વજન પ્રીય એટલે જગતમાં સર્વ પ્રાણીને વ્હાલા, નીર્લોભ એટલે લોભ વિનાના, દાતા એટલે દાન કરવાવાળા, ભય શોક હરતા એટલે બીકને ને દીલગીરીને હરે એવા. આ દશ લક્ષણુ હોય તેને જ્ઞાની કેહે છે ને આ દશ લક્ષણુ જેનામાં ન હોય તેને અજ્ઞાની કેહે છે, પણુ મોક્ષેચ્છુ ભાઇ આ બાબતમાં જીણી બુધ્ધીથી જોજે કે કોઇ પ્રાણીને પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન હોય નહી ને ઉપરના લક્ષણો રાખે તેથી શું તેને જ્ઞાની જાણુવો? ના, વળી જો ભાઇ આ શ્લોકમાં જે દશ લક્ષણુ કહ્યાં તે દશ લક્ષણુ જેનામાં હોય તેને જ્ઞાની માનીએ તો રામચંદ્રજી જ્ઞાની ગણાય નહી. કેમકે રામજીએ ક્રોધ કરી રાવણુ વીગેરે ઘણા અસુરોને માર્યા. તે ક્રોધવીના કોઇથી કોઈને મરાય નહી, ને માર્યા તે પુર્ણ ક્રોધ થયો ત્યારેજ માર્યા માટે રામજીએ ક્રોધ કર્યો તેથી રામજી જ્ઞાની નહી ને અજ્ઞાની ઠર્યા. વળી રામજીએ વૈરાગ્ય ધર્યો નથી

જો વૈરાગ્ય ધર્યો હોત તો જગતમાં રાગ રહેત નહી ને રાજ્ય ચલાવત નહી. જીતેન્દ્રીય તો જગતમાં જેટલા જે પ્રાણી હશે ઇન્દ્રીયોને નીતી પુર્વક કામે લગાડે છે તે સઘળા જીતેન્દ્રીય છેજ. પણ હાલના જે બાવા થઈ ગયેલા છે તે એમ કહે છે કે અમે સ્ત્રી ત્યાગ કરી તેથી અમે જીતેન્દ્રીય છીએ. તેથી અમે જ્ઞાની. ત્યારે જો તેવી સ્ત્રીના ત્યાગીને જીતેંદ્રીય ગણી જ્ઞાની ગણીએ તો રામજી અજ્ઞાની સંભવ્યા. કેમકે રામજીએ સ્ત્રી રાખી હતી માટે તે અજ્ઞાની ઠરે છે. વળી ક્ષમા જો રામચંદ્રજીએ રાખી હોત તો સીતાને શોધવા એકાએક દોડત નહી ને ક્ષમા રાખી બેશી રહેત. વળી દયા રામજીએ રાખી હોત તો અસુરોને મારત નહી. વળી સર્વ જન પ્રીય રામજી હોત તો દુરીજનોને અપ્રીય હતા તે અપ્રીય હોત નહી. નીરલોભ રામજી હોત તો શુભ યસનો લોભ પોતે રાખ્યો તે રાખત નહી. દાતા તે તો સંસારી છે તેજ છે તે વિના સાધુ બાવા સંસાર છોડી નાઠેલા તેમની પાસે શું અન, ધન, વસ્ત્ર હોય કે દાન કરી દાતા થાય, કદાપિ તે એમ કહે કે અમો ઉપદેશનું દાન તથા વિદ્યાનું દાન કરીએ છીએ. તો તે કહેવું ખોટું છે, કેમ કે ઘણા સંસારી વિદ્વાનો હોય છે ને તે વિદ્યાદાન કરે છે વળી ઘણા સંસારી ધરમાચાર્ય હોય છે તે પણ ઉપદેશ દાન કરે છે. માટે તે ઉપર જ્ઞાની અજ્ઞાની કહેવામાં સંભવતુ નથી. વળી ભય શોક હરતા રામજી હોય તો રાવણાદીક અસુરોને યુધ્ધ આરંભી ભય પમાડયા તે પમાડત નહી. ને લંકા બળાવી સઘળા અસુરોના મનને શોક ઉત્પન્ન કર્યો તે રામજી કરત નહી, આ સઘળાં કામ કર્યા છતાં તેથી રામજી ઉપરના શ્લોક પ્રમાણે તો અજ્ઞાની ઠરે છે. પણ રામજીને જે અજ્ઞાની માને તેજ અ જ્ઞાની છે. હવે જો રામજીને જ્ઞાની માનીએ છીએ તો જ્ઞાનીનાં લક્ષણો જે કહ્યાં તેનાથી રામજીનું કર્તવ્ય વિરૂધ્ધ પડે છે; અજ્ઞાની માનીએ છીએ તો અસંભવિત છે કેમકે ઘણા ઘણા પુસ્તકોમાં રામચંદ્રજીને મહાજ્ઞાની કહેલા છે. હવે અમારો તો અભીપ્રાય એ છે કે નિતીસર સઘળા ગુણ જે પુરૂષ રાખે છે તેજ જ્ઞાની છે. પણ હાલના અજ્ઞાની ભગવા વેશ ધરી વિદ્યાભ્યાસ કરીને ઉપરના શ્લોકના દશ લક્ષણો વાળાને જ્ઞાની બતાવે છે તે તેમને ફાવતુ આવે છે; કેમકે પોતે બાળબચ્ચાં સ્ત્રી પરિવાર છોડીને નાઠેલા તે કોના ઉપર કરોધ કરે? જો કોઇ ચપટી આપનાર ઉપર કરોધ કરે તો ફરી કોઇ ચપટી ખાવાને પણ આપે નહિં. તે કારણથી અકરોધ રહે તેમાં તે શું? જેમકે કોઇ રાજાએ રસ્તે જતાં રહીયતના કોઇ માણસને વિના વાંકે ચાબક મારી તેથી બીજા લોકો એમ કહે કે અરેરે તમને ચાબક મારી? ત્યારે તે એમ કહે કે હોય આપણ એવો ક્રોધ રાખતા નથી આનો હેતુ શું. કે પોતાનું જોર રાજા આગળ ચાલે નહી. એટલે અમે અક્રોધી છીએ એમ બતાવે તેથી શું તેને અક્રોધી ગણાય! ના જો કદી

પથારીમાં માકણુ કરડે તે વેળા તે માંકણુને ન પકડે ત્યારે તો અક્રોધી ખરો પણ માકણુને પકડે ત્યારે તેને અક્રોધી કહેવો સંભવતોજ નથી. આ રાજાના ઉપર રહીયતથી જેમ ક્રોધ ન કરી શકાય તેમ ભગવા વેશવાળાને ક્રોધ કરવાનું ઠેકાણું નહી તેથી અમે અક્રોધી છીએ એવાં દસ લક્ષણો પોતામાં બતાવે છે તેથી શું તેને જ્ઞાનિ માનવો. ના; વળી તેવાં દશ લક્ષણો વાળાનેજ જ્ઞાની માનીએ તો રામચંદ્રજી શું અજ્ઞાની કહેવા, ના.

માટે જો ભાઇ આ દસ લક્ષણોથી જ્ઞાની છે એમ માનવું યોગ્ય નથી, ને ઉપર જે જે જ્ઞાની જનનું જ્ઞાન કહ્યું એટલે વેદશાસ્ત્રોના વચનોને યથાર્થ સવળાં કરી સહુ પ્રાણીને સમજાવી શકે તેવા પુરૂષને જ્ઞાન થકી જ્ઞાની જાણવા. ને પરમાત્માના સ્વરૂપના જ્ઞાનની અપેક્ષાવાળાને કાંઇ પુસ્તકો ભણવાની જરૂર નથી. ફકત મતલબ સમજવાની જરૂર છે. અને પરમાત્મા સ્વરૂપને યથાર્થ સંશય ન રહે તેવું તેટલુંજ જાણવાની જરૂર છે. વળી જ્ઞાનના ઇચ્છનારાને તો જ્ઞાન વિના વેદશાસ્ત્રોની વિદ્યાથી મોક્ષ પદની પ્રાપ્તી થતી નથી. ને વેદશાસ્ત્રોમાં પરમાત્માના સ્વરૂપ વિના બીજી વાતો ફેંદવા જાય તેથી કાંઇ લાભ મળે નહી. ને ઉલટું અજ્ઞાન આવી જાય છે. કેમકે જે વેદશાસ્ત્ર ને પુરાણો વિગેરે જે જે પુસ્તકો છે તે સરોવર રૂપી છે તેમાં પરમાત્માના સ્વરૂપના જ્ઞાન સંબંધી વાતો તે જળ રૂપી છે. ને માયાના સ્વરૂપગુણુ તથા કર્મકાંડ રૂપી જળની નિચેનો કાદવ છે. ને જળના ઉપર ઉડીને પડેલા કસ્તર રૂપી ધર્મે ધર્મેના મત છે.

હવે જો ભાઈ જે મોક્ષની અપેક્ષાવાળા છે તેને તો મોક્ષપદ પરમાત્માના સ્વરૂપનું ને ગુણનું જ્ઞાન લેવાની જરૂર છે. બીજા પુસ્તકો ભણવાની કાંઈ જરૂર નથી એ તો વિદ્યાની અપેક્ષાવાળાનું કામ છે. ને તે પુસ્તકો ભણવા રૂપી સરોવર ડોહોળતાં તો નિચેના કાદવ કચરા રૂપી માયાના તથા કર્મના વિષયો આવે છે. ને જળ રૂપી સુદ્ધ જ્ઞાન થતું નથી. વળિ સરોવરના જળ ઉપરનું જે કસ્તર છે તે આઘુ પાછું કર્યા વિના જળ પિએ તો કસ્તર પિવામાં આવે માટે જળ ઉપર જરા હાથ પણ ફેરવવો જોઇએ. એટલે પરમાત્માના જ્ઞાન રૂપી જળ તેના ઉપર ધર્મેધર્મના મતાંન્તો રૂપિ કસ્તર છે. તે કસ્તરો રૂપિ શંકાઓ દુર કરી જળ પિ લેવું ને તે પીવા માટે સરોવર ડોહોળવું તે મોક્ષની અપેક્ષા વાળાને યોગ્ય નથી. કારણુ કે જે વેદશાસ્ત્રના ભણેલા છે તે ઘણે ભાગે પંચિકરણુ એટલે પંચભુતથી સૃષ્ટી થઈ એવી માયાની વાતો કાહાડશે. ને તેજ સંબંધી ઘણો ઉપદેશ કરશે તેમ તેજ વિદ્યા ભણાવશે. તેથી તે ભણેલાનો લક્ષ પંચિકરણુ એટલે માયાના વિષયની વાતોના અભ્યાસથી તે સદાકાળ માયામાંજ રહે છે.

## પદ ૧.

રાગ ટેલનો.

ભજલે ભજલે ભજલે પ્રાણી, પુરણબ્રહ્મને ભજલે રામ;
તજદે તજદે તજદે પ્રાણી, દેહ દરસવી તજદે રામ. ૧
દેહમાં શું દરશિ જુએ છે, રૂધિર પરૂં છાયું રામ;
અમે નળ મળ મુત્ર વ્યાધી, માંસ હાડ પિત વાયુ રામ. ૨
દશ દરવાજા મોટા બાંકાં, ચામડી કફ રૂંવાટી રામ;
ઇંગળા પીંગળા સુસુમણા તે, છે પંચભુતની માટી રામ. ૩
નવસે નાડી બહોતેર કોઠા, ચોવિસ તત્વ સર્વે રામ;
સ્થુળ સુક્ષમમાં શું સોધે છે, પંચીકરણને ગરવે રામ. ૪
ચંદ્ર સુરજની નાડી જોઈને, શું સમજે છે સ્વાસો રામ;
અદબદ અટકળ ને ફાંફાં, તેમાં તે શું તપાસો રામ. ૫
દેહની છાંયા જેવી જેવી, તેવું જેવું છાંડો રામ;
જેમ પરછાંયો જોઇને હસે, તે નર તેવો ગાંડો રામ. ૬
શરીરનાં પંચિકરણથી, તું જુદો છે આત્મારામ;
તે આત્માથી જ્ઞાન લેઈને, સોધી લે પરમાત્મા રામ. ૭
તેનું સાચું સોધન કરે, તો તું બને તેવો રામ;
દેહ મળને સોધ્યાં કરે તો, થઇશ મળના જેવો રામ. ૮
જે તું બોલે જે તું સમજે, તે તું આત્મા સાચો રામ;
તેથી દેહમાં જુદો ધારે, ત્યારે તો તું કાચો રામ. ૯
અવિદ્યાથી આત્મા ટળી, થવાનો તું જીવ રામ;
સુધ્યાત્મા થઇને ભજે તો, જીવ થવાનો શિવ રામ. ૧૦
ફાંફાં મુકી આત્માથી કર, પરમાત્માનો સોધ રામ;
વ્યાસ કહે છે ડાહ્યા શિષ્યને, ગ્રહણ કરજે બોધ રામ. ૧૧

---

## પદ ૨

રાગ ઉપરનો.

સાંભળ સાંભળ સત્ય શિષ્ય તું, મુળ મુદ્દો બતાવું રામ;
ટુંકામાં ટુંકુ તુજને તો, આત્મજ્ઞાન સમજાવું રામ. ૧
પંચભુતની દેહ થઇ છે, તેમાં તું છે જુદો રામ;
જે તું સમજે જે તું બોલે, તે પકડ મુળ મુદ્દો રામ. ૨
તે તું આત્મા છે બેઠેલો, દેહરૂપી ગાડે રામ;
તે તો ગાડું નથી તારૂં, તું બેઠો છે ભાડે રામ. ૩
તે ભાડાના ગાડાને તો, જાણ્યામાં શો સાર રામ;

કેટલાં કાષ્ટો કેટલા ખિલા, શિદ કરે વિચાર રામ. ૪
પરાયાની પુંજીને તું, શું તપાસે મુંઢરામ;
તેવી રીતે શરિર સોધે, મળમુતરનો કુંડ રામ. ૫
બેઠા તે કામજ બેઠાનું, જોવું એ નહીં રિત રામ;
બેશીને જ્યાં જવું છે ત્યાં, ચોડી દેવું ચિત રામ. ૬
જેને જાવું છે મળવાને, તેનો કર્ય વિચાર રામ;
ભાડાનું ગાડુ તપાસે, શો મળવાનો સાર રામ. ૭
ગાડા રૂપી દેહજ તારી, તેને તું શીદ સોધે રામ.
દેહમાં હાવું હાવું છે શું, ખોળે અક્કલ ઓધે રામ. ૮
શરીરને નસો નાડીનો, કરે તું તપાસ રામ;
એ વિદ્યા હાથે આવે તો, તેજ રહે અભ્યાસ રામ. ૯
ઇંગળા પીંગળા સુષુમણાએ, દેહ સમજ્યામાં પ્રીતરામ;
તે જોવાથી તે દેહમાં તે, જીવનું રહે છે ચિત્ત રામ. ૧૦
જેનું ચિત જેમાં હોયે તે, મરણે આવે યાદ રામ;
યાદ આવે છે તેમાં લક્ષ, બંધાએ નિરવાદ રામ. ૧૧
જેનો લક્ષ દેહ દર્શામાં, તે જન પામે દેહ રામ;
જ્યાં વાસા ત્યાં બાસા થાએ, ખોટું નથી તેહ રામ. ૧૨
મરણે યામતી સાગતી, છે સૃતિ વચન રામ;
વપુમાં છે મતિ તેને, તન ધરવાનું મનરામ. ૧૩
જેમ કબીરજી મરણ વેળા, બોરડી નિચે સુતા રામ;
લક્ષ ગયો બોર ફળ વિષે ત્યાં, કીટ થયા હુતા રામ. ૧૪
એ રીતે લક્ષ જ્યાં જેનો, તેનો ત્યાં થાય ઠામ રામ;
વ્યાસ વદે પરમાત્મા જોવો, એ આત્માનું કામ રામ. ૧૫

જો ભાઈ આ બે પદમાં કહ્યા પ્રમાણે માયાના રૂપ લક્ષણ સમજવાથી તથા દેહના અવયવો નસો નાડી સમજવાથી મોક્ષની પ્રાપ્તી કોઈ કાળે થતી નથી ફક્ત માયાથી મુકત થઇ શકે પણ માઇક દેહની અરૂચી થવા માટે, તું માઇક દેહનો તપાસ કરી અરૂચી લાવતો હઈશ તો તેથી તું માયાથી મુક્ત થઈશ પણ મુક્ત થઈને ક્યાં જઈશ તે કાંઈ વિચાર કર્યો કે નહી. જો મુક્ત થઇને માયાથી છુટી અમાઇકમાં જવાનું ઠેકાણું નહિ કર્યું હોય તો અધવચ લબડતો રહીશ માટે તેનો વિચાર કરવો. અને મોક્ષ તો પરમેશ્વરના જ્ઞાનથી પ્રાપ્ત થાય છે માટે મોક્ષના ઇચ્છનારાએ પોતાની કાયાનો વિચાર નહીં કરતાં; ફક્ત પરમેશ્વરના સ્વરૂપ સબંધી વાર્તા જાણી લેવી.

મોક્ષેચ્છુ—અહો! મહારાજ મ્હારે તો મોક્ષની ઈચ્છા છે માટે મોક્ષરૂપ પરામાત્મા તેના સ્વરૂપનું મને જ્ઞાન કરો.

વ્યાસ—જો ભાઈ પરમાત્માના સ્વરૂપ વિશે આ વિશ્વમાં ઘણી ઘણી જાતના મત ચાલે છે તે હું પ્રથમ કહી બતાવું છું.

### પદ ૧

**ચાંદલીયા ચાલીશ માં અતિ ઉતાવળો. એ રાગ.**

સુણો સૌ પંથનાં મત કહુ આ વિશ્વના,
તે સૌ મતમાં મુળ આધાર છે વેદ જો;
પણ મતવાળા વચનોને ઝાલી રહ્યા,
માટે ન જાણ્યા વચનોના મુળ ભેદજો. સુણો. ટેક.
એક મતવાદી નિરાકાર બ્રહ્મ ગાય છે,
એક કહે સાકાર છે પુરણબ્રહ્મ જો;
એક જણે નિરગુણ પરમેશ્વર માનિયા,
એક જણે સગુણ માન્યા ઉત્તમ જો. સુણો. ૧
એક કહે પુરણબ્રહ્મ ન્યારો સર્વથી,
એક કહે સ્વરૂપે સઘળે નાથ જો;
એક કહે મુરતિમાં ઇશ્વર છે નહિ,
એક જણે માની મુરતી સાક્ષાત જો. સુણો. ૨
એક કહે રામકૃષ્ણ તે પુરણબ્રહ્મ છે,
એક કહે નહિ ઇશ્વર એતો રાય જો;
એક કહે પરમેશ્વર તે છે આતમા,
આપે આપનો ચીની લ્યો ઘટમાંય જો. સુણો. ૩
એક કહે જગ કરતા પુરણ બ્રહ્મ છે,
એક કહે ઇચ્છાથી રચ્યું જગદીશ જો;
એક કહે જીવ ઇશ્વર માયા અનાધ છે.
વિશ્વ છે આદિ કહેતાં નહિ કીલ્મિશ જો. સુણો. ૪
એક કહે જગત કે જીવ વસ્તુ નથી,
વેદ વદે છે માટે આ સહુ બ્રહ્મ જો;
તે સઘળુ બ્રહ્મ બીજી વસ્તુ છે નહિ,
એમ અદ્વૈત વાદીને પડી ગમ જો. સુણો. ૫
એવા એવા પંથોમાં મત ચાલતા,
તેમાં કીયો પુરણ જ્ઞાન કહેવાય જો;
સો છે સોનું પણ ભેગથી ભાવ જુજવા,
ખરૂં ખોટું તાવેથી વરતાય જો. સુણો. ૬

પદાર્થ—પદાર્થ એટલે પદનો અર્થ. જો ભાઈ પરમાત્માને કોઈ નિરાકાર જાણે છે. કોઈ સાકાર, કોઈ નિરગુણ; કોઇ સગુણ, કોઇ ન્યારો, કોઈ સચરાચર વ્યાપક. કોઈ મુરતીમાં ઇશ્વર છે નહિ એમ જાણે છે. કોઈ મુરતી છે તેજ ઈશ્વર છે એમ જાણે છે. કોઈ રામકૃષ્ણ તેજ પુરણબ્રહ્મ છે એમ જાણે છે. ને કોઈ રામકૃષ્ણ ઇશ્વર નહિ ને રાજા છે એમ જાણે છે, કોઇ દેહોમાં આત્મા છે તેનેજ પરમેશ્વર જાણે છે. કોઈ પરમાત્માને જકતના કરતા જાણે છે. કોઇ પરમાત્માની ઇચ્છા થવાથી જકત બની ગયું એમ જાણે છે. કોઇ જીવ ઈશ્વરને માયા અનાદી છે એમ જાણે છે. કોઈ જગત કે જીવ કે માયા કાંઇ વસ્તુ છેજ નહિ. ને આ સઘળુ છે તે બધું બ્રહ્મ છે એમ જાણે છે. આ રીતે જગતમાં પરમાત્માના સ્વરૂપ વિશે તથા પરમાત્મા કરતા અકરતા વિશે ઘણા લોકો વઢી મરે છે. શાથી કે સ્વરૂપ સબંધી કે કર્તા અકર્તા સંબંધી હાલના પંથોવાળાને યથાર્થ જ્ઞાન થયું નથી. માટેજ તેમણે પોતપોતાનો મત એક એક પ્રકારનો પકડી રાખ્યો છે. તેજ વઢવાડયો થવાનું કારણ છે. વળી જો ભાઇ ઉપરના પદમાં જે જે મતવાદીના મત છે તે સઘળા મતોમાં ઘણી ઘણી શંકાઓ થાય છે માટે તે મતની વારતા એટલે તે મતોના મતલબો આખા ભાગે ખરા નથી. માટે તેનું નામ યથાર્થ જ્ઞાન નહિ. જો યથાર્થ મતલબ જેમાં હોય નહી તે મતલબ ખરી છે એમ કોઇ કાળે માનવું નહિ ને જે મતલબ ખરો માનવા યોગ્ય હોય નહિ તેમાંને તેમાં મોક્ષના ઇચ્છનારાએ પડી રહેવું નહિ. કેમકે જે મતલબમાં બાધ એટલે વાંધા. વાંધા એટલે શંકા દેખાય તે મતલબ પુરેપુરો ખરો નથી, પછી તેમાં પડી રહેવું એજ અમુલ્ય વખત ગુમાવવાનો છે. જો કેઃ—

### ઈન્દ્રવિજય છંદ.

જે મારગે જતાં વાડ કાંટા હોય, બંધ પડે પંથ ત્યાં શીદ જઈએ;
મ્હેતા મારે ને ન શીખવે સાચુ તો, તે મેહેતાનો માર શીદને સૈયે.
વૈદની દવાથી રોગ મટે નહીં, તે વૈદતણી દવા કેમ ખૈયે;
છાયામાં બેઠા ને તાપ સમે નહી, તે છાંયા નીચે બેશી કેમ રૈયે
થાકીને ગાડાની વાટ જોતાં ગાડું, નાવે ત્યારે શીદ વખત વ્હેયે;
વળાવું લીધું ને લુંટાયા મારગે. તો તે વળાવું સંગે કેમ લૈયે.
જે પંથીની વાતમાં બાધ આવે તે, પંથ બરોબર બેસે ન હૈયે;
વલ્લભ વદે સમાવે શંકા સહુ, તે પંથ સંતને સાચોજ કૈયે.

---

છંદાર્થઃ—જો ભાઈ કોઇ રસ્તે જતાં વાડને કાંટા આવે ને રસ્તો બંધ પડતો હોય તે રસ્તે જવું તે ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. એટલે જે મતમાં વાડ કાંટા રૂપી શંકાયો ઘણી પડતી હોય તે મતમાં ડાહ્યા પુરૂષે પડી રહેવું

યોગ્ય નથી. બીજું મ્હેતા માર મારે પણ સાચી વિદ્યા ભણાવે નહી ત્યારે તેનો માર ખાવો તેપણ ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. એટલે જે મતમાં પડયા ને તે મતના મ્હોટા પુરૂષનો માર રૂપી દ્રવ્યના માર ખાઇએ પણ ને સાચી વિદ્યારૂપી નિરશંશઇ જ્ઞાન દે નહી ત્યારે તે મ્હેતારૂપી તેના મતવાળાનો માર ખાવો ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. ત્રીજું વૈદની દવા ખાઇએ પણ તે દવાથી રોગ મટે નહીં ત્યારે તે દવા ખાવી તે પણ ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. એટલે વૈદરૂપી મતના આચાર્યને દવારૂપી તેનું જ્ઞાન તે જ્ઞાનથી મોક્ષપદની પ્રાપ્તી થાય નહી તેવું દવારૂપી જ્ઞાન ગ્રહણ કરવું ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. ચોથું જે વ્રક્ષને છાંયે બેઠા ને તે છાંયાથી તાપ સમે નહી ત્યારે તે છાંયામાં બેશી રહેવું ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. એટલે છાયા રૂપી જે મત તે મત ગ્રહણ કરવાથી ત્રીતાપરૂપી જન્મ મૃત્યું ટળે નહી તેના મતમાં પડી રહેવું ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. પાંચમું સંસારમાંથી થાકીને ગાડારૂપી મોક્ષપદનું જ્ઞાન આવે નહી ત્યારે ડાહ્યા પુરૂષે વાટ જોઈ બેશી રહેવું યોગ્ય નથી. છઠું વળાવીયા રૂપી જે મતનું જ્ઞાન લીધું ને તે મતથી યથાર્થ જ્ઞાન નહી થવાથી લુંટાયા રૂપી લક્ષ ચોરાશીમાં પડીએ, ત્યારે તેવું વળાવું લેવું તે ડાહ્યા પુરૂષને યોગ્ય નથી. એજ રીતે જે જે પંથ તથા મત છે તેમાં બાધ નીકળતા હોય એટલે શંકાયો નીકળતી હોય તે પંથ, ડાહ્યા પુરૂષને તો બરોબર હૈયે બેસેજ નહી. ને પરમાત્માના સ્વરૂપ સબંધી કે કરતા અકરતા સંબંધી જે પુરૂષ સઘળી સંકાયો સમાવે તેજ પુરૂષ સંત છે. ને તે સંતને અને તેના પંથને જ સાચો કહેવો કે માનવો યોગ્ય છે. બાકી જે પંથના મતમાં શંકાયો થતી હોય તે મત મોક્ષની ઇચ્છાવાળાએ અંગીકાર કરવા યોગ્ય નથી. શાથી કે જે સાચું ને ચોખું સોનુ હોય, તેને અગ્નિમાં નાંખીએ તો પણ શામતા લાગે નહી. તેમ જે મત સાચો ને ચોખો હોય તેને શામતા રૂપી શંકા વળગે જ નહી.

મોક્ષેચ્છુ—હે મહારાજ ! કીયા કીયા મતને વિશે શંકા છે, ને શી શી શંકા થાય છે, તે કૃપા કરીને કહો.

વ્યાસજી—જો ભાઇ પ્રથમ એક મતવાળાના મતનો અભીપ્રાય કહું ને પછી તેમાં જે જે શંકા થાય છે તે કહું તેમાં તું ન્યાયમાં ઉતરીને જોજે, કે જે શંકાયો થાય છે તે ખરી છે કે ખોટી.

## નીરાકરના મતનો છપ્પો.

નિરાકાર મત જેહ, તેહ એમ વાણ વદે છે;
જેને નહી આકાર, ખરા પરમેશ્વર તે છે;
નહી લંબગોળ ચોરસ, નહિ અવયવ આવરણો;
નહી નાક મુખ કાન, નહી ભુજ ચક્ષુ ચરણો;

શરીરકે મુસ્તક છે નહી, પુરણબ્રહ્મ પ્રભુ એજ છે;
મતવાદી મત ભાંગતા, નિશ્ચે અમારો તેજ છે.

---

જો ભાઈ આ છપ્યા પ્રમાણે જે પ્રાણી પરમેશ્વરને નિરાકાર માને છે તેનો અભિપ્રાય કહ્યો. હવે એ નિરાકાર માનનારાના મતમાં શંકાઓ થાય છે તે તને કહું છું.

## નિરાકારમાં શંકા.

નાથ કેશે ગજકો બંધ છોડાયો. એ રાગ.

સુણો શંકા ઉત્પન્ન થઈ મુજ મનને,
પુછું પ્રશ્ન આ મતવાદી જનને. સુણો. ટેક.
નિરાકાર નિરવ્યવ પુરણબ્રહ્મ, તો તે કયાંથી દરશાયે;
કાન વિના તે અરજ ન સુણે, તો નામ દીધે શું થાયે. સુણો. ૧
નિરાવ્યવ એટલે ઇંદ્રી વણ, શેવકને શું પેખે;
દાસ થઈ ફરીએ પણ તે તો, નેત્ર વિના કયાંથી દેખે. સુ ૨
કાઇ ના સુણે ને કાંઇ ન દેખે, તો સૌ કર્યું વ્યર્થ જાયે;
સૌ પ્રાણી દેખે સાંભળે ને એ, શું અંધ બે'રા ગણાયે. સુ. ૩
ભુજ વિના જકત શી રીતે કીધું, ઠુંઠાથી કાર્ય ન થાયે;
ન થાય ને આ સૃષ્ટિ બનાવી, તે વાત કેમ મનાયે. સુ. ૪
વેદ વદે છે સર્વ તણા જાણ, તો બ્રહ્મ શું નિરાકારી;
જાણવાની પાંચ જ્ઞાન ઇંદ્રી છે, જુઓ યથાર્થ વિચારી. સુ. ૫
કરણ જીભ્યા ને નેત્ર નાસિકા, ત્વચા તે અવરને જાણે;
તે વિના કોઇ જાણી શકે નહી, જુઓ પ્રતક્ષ પ્રમાણે. સુ. ૬
જાણવા જોઈએ ઇંદ્રીયો જ્ઞાનની, તે વણ નવ્ય જણાયે;
જો પરમાત્મા ઇંદ્રીથી જાણે, તો તે સાકાર ગણાયે સુ. ૭
વળી નિરાકારમાંથી આ સાકાર, શી રીતે થઇ સૃષ્ટિ;
જેના જેવા તેના તેવા, દરશી લ્યો ન્યાય દ્રષ્ટી. સુ. ૮
પક્ષીનો પરિવાર ન હોય પશુ, પશુનાં પક્ષી ન હોયે;
તેમ નિરાકારના સાકારી, થયા ન સંભવે કોયે. સુ. ૯
છે નિરાકાર તો છે એવો શબ્દ, તે તો થઇ સિદ્ધ વાણી;
છે તો જોયા વણ છે ન કે'વાયે, જોયું તો રૂપ લ્યો જાણી. સુ. ૧૦
આકાર ન કોહો તો બ્રહ્મ છે એવું, કોહોછો શી વસ્તુ જોઈ;
વસ્તુ નહી તો છે શાને કોહોછો, છે તો વસ્તુ થઇ કોઇ. સુ. ૧૧
પરમેશ્વરતો એકજ છે એમ, કહેવાય છે વેદ વિશે.

એક છે તો માપ વાળા સંભવે, સંભવે તો આકાર દીસે. સુ. ૧૨
વેદમાં બહુ સ્થળ સાકાર ગાયા, પુરાણો પણ એમ કહે છે;
તો તે નિરાકાર કેમ મનાયે, વ્યાસને શંકાયો રેહે છે. સુ. ૧૩

જો ભાઇ આ પદમાં જે જે શંકાયો કરી તે શંકાયો જોતાં નિરાકાર સંભવતા નથી. વળી વેદ તથા પુરાણો તે પણ સાકાર કહે છે. તેનાં પ્રમાણ જો.

सहस्रशार्षापुरुषः सहस्राक्षः सहस्रपात् ।
सभुमिंकुंसर्वतस्पृत्वात्यतिष्ठद्दशांगुलम् ॥ ११ ॥

અર્થ—પરમેશ્વર કેવા છે કે જેને હજારો મુસ્તક છે. તે પુરૂષ છે, હજારો નેત્ર અને હજારો પગ છે, તે વિશ્વને વ્યાપીને દશ અંગુલ ઉંચો છે. વળી અમો તમોને પુછીએ છીએ કે વેદ ઈશ્વર કૃત્ય છે કે મનુશ કૃત્ય છે. મોક્ષેચ્છુ બોલ્યો ઈશ્વર કૃત્ય છે. વ્યાસજી કહે છે. જો ઇશ્વર કૃત્ય છે તો ઈશ્વરે લખેલા હશે કે ઇશ્વર મોઢેથી બોલ્યા હશે. મોક્ષેચ્છુ કહે છે. મોઢેથી બોલેલા વ્યાસજી કેહે છે મોઢેથી બોલેલા ત્યારે નીરાકારારને મોઢું ક્યાંથી જો મોઢુ હોય તો તે સાકાર થાય. જો લખેલા કહેશો તો તે હાથ વીના લખાય નહી ને હાથથી લખ્યા કહેશો તો સાવ્યવ તે સાકાર થયા જો વેદ ઇશ્વર કૃત્ય નહી ને મનુષ કૃત હોય તો વેદ અપ્રમાણ ગણાય; વળી મનુષ કૃત્ય હોય તો તેના કરતાનું વેદમાં નામ હોવું જોઇએ.

હવે જો ભાઈ હજારો જેનો મુસ્તક, હજારો આંખો, હજારો પગ, હજારો હાથ છે; આ રીતે સ્વરૂપનું વરણુન કરી પુરૂષ સુકતમાં વેદે સ્તુતી કરેલી છે. વળી તે પુરૂષ છે સ્ત્રી નહિ આવું ઉઘાડું સ્વરૂપનું વર્ણન કર્યું છે. માટે સાકાર છે એમ નિશ્ચે થાય છે. વળી સૃતી एको हंबहुस्यां: અર્થ-એક રૂપે છઉં તે બહુ રૂપે થાઉં હવે જો ભાઈ પરમેશ્વર એકરૂપે છે, તેમણે બહુરૂપે થવાની ઇચ્છા કરી. જો એક રૂપે છે. રૂપે એટલે સ્વરૂપે છે. ને સ્વરૂપ કહ્યું માટે તેમનો આકાર છે એમ નિશ્ચ થાય છે. વળી સૃતી सपक्षतः અર્થ-તે પરમેશ્વર જોતા હવા. જો ભાઇ તે પરમેશ્વર જુએ છે ત્યારે તો આંખ્યો છે એમ ઠર્યું. ને આંખ્યો છે એટલે તો આકાર થયોજ. આવા સાકાર પરમેશ્વર છે તેનાં ઘણાંક પ્રમાણો છે. માટે જો ભાઇ પરમેશ્વર નિરાકાર સંભવતા નથી.

**સાકારના મતનો છપ્પો.**

સાકાર મતિએ વાત, વિચારી એમ કરી છે;
નહિ નહી નિરાકાર, સત્ય સાકાર હરી છે.
શીશ અંગને હાથ, કટી ઉદર એ ચરણો;
નેત્ર મુખને નાક, શ્રવણ કરવાના કરણો.

બ્રહ્મ અવયવ સૈત જાણવા, દિવ્ય દેહ અનુપ છે;
પુરણબ્રહ્મ જગનાથજી, નિશ્ચે સાકાર રૂપ છે.

જો ભાઈ આ છાપા પ્રમાણે જે પ્રાણી જે પરમેશ્વરને સાકર માને છે તેને અભિપ્રાય કહ્યા. હવે એ સાકાર માનનારાના મતમાં શંકાયો થાય છે તે તને કહું છું.

---

## સાકારમાં શંકા—રાગ એજ.

જુઓ શંકા સાકરની છે અતિશે;
પડયો સંશય મુજ મન વિષે. જુઓ. ટેક.
આકારને અવયવ સહીત કહીએ, તો વેદ વિકારી કહે છે;
जायते, अस्ती, वर्धते, ત્રીજું, विप्रीणमते, ચોથું લેછે. જુ. ૧
अपक्षीयते છઠું नस्यती તે સાકારમાં જાણો;
છયે વિકારો સાકારમાં હોયે, છે વેદના પરમાણો. જુ. ૨
તે છ વિકારોના અર્થજ સુણો, જાય તે જનમવું જોઇએ;
અસ્તી એટલે છે જનમીને, સમજી લ્યો સહુ કોઇએ. જુ. ૩
વર્ધતે એટલે વ્રદ્ધી તે પામે, વિપ્રીણ મતે તે થાયે;
એટલે યોબનવસ્તાને પામે, એમ વપુ બદલાયે. જુ. ૪
અપક્ષીયતે તે તણો અર્થ, નાશ થવાનિ તૈયારી;
નસ્યતી એટલે નાશજ પામે, તો કેમ કહુ સાકારી. જુ. ૫
સાકાર કોહોતો નાશજ પામે, તો તે શેના અવિનાશી;
નાશવાન કબુલ કરીએ તો, થયા જીવ ભુવાશી. જુ. ૬
ઘણાક ગ્રંથમાં એમ કહે છે, બ્રહ્મ અચળ અખંડી;
અમર અવિનાશી પરમેશ્વર, તો પછી આ વાત ગંડી. જુ. ૭
પરમાત્મા સાકાર ને જીવ સાકાર, ફેર રહ્યા શો એમાં;
જેવા આપણુ તેવા તે છે, તો શીદ ભમીએ તેમાં. જુ. ૮
સાકાર એટલે આકાર સહિત, કહો તે આકાર શાનો;
પંચભુતોનો દેહ કહો તો, નાશ પામે સત્ય માનો. જુ. ૯
પંચભુતોવણ આકાર કીયો, વિદ્વાન વાત વિચારો.
ભુત વિના દીવ્ય દેહ કહોતો, તે દેહ શાનો ધારો. જુ. ૧૦
સાકારની તો ઉત્પત્તિ જોઇએ, ઉત્પત્તિ તો માબાપો;
માબાપ નહિને આપે ઉપન્યા, તેનો શો દાખલો આપો, જુ. ૧૧
શંકા જોતાં સાકાર ન સંભવે, ખોળી કરો ખુલાસો;
ન્યાય રીતે નવ્ય સંભવે સાવ્યવ, વ્યાસની વાણી તપાસો. જુ. ૧૨

જો ભાઈ આ પદમાં જે જે શંકાયો કરી તે સંકાયો જોતાં સાકાર સંભવતા નથી. વળી વેદ તથા પુરાણો તે પણ પરમેશ્વરને નિરાકાર કહે છે તેનાં પ્રમાણ જો.

नतस्य कार्य्यंकरणं चविद्यते नतत्सम श्चाभ्यधिकं चदृश्यते ।
परास्य शक्ति र्विविधैव श्रूयते स्वाभाविकि ज्ञान बल क्रियाच ॥

પરમેશ્વરનું શ્રરીર નથી. વિગેરે મતલબ છે.

अशरीरंशरीरेषु अनवस्थीतं ।
महान्तंविभुत्मानंमत्वावीरोनसोचति ॥

પરમેશ્વર શરીર વિના છે. એમ કહે છે વળી નીરંજન નીરાકાર કહે છે તે નીરાકાર શબ્દ જુઠો થશે માટે સાકાર સંભવતા નથી.

જો ભાઇ આવેદનાં પ્રમાણોથી શાકાર સંભવતા નથી.

હવે જો ભાઇ નિરાકારથી વિરૂધ્ધ સાકારનાં પ્રમાણો છે ને શાકારથી વિરૂધ્ધ નિરાકારના પ્રમાણો છે તેમ નિરાકારને તથા સાકારને સિધ કરવાને ઘણા પ્રમાણો છે; માટે હે ભાઇ પરમેશ્વર નિરાકાર છે કે શાકાર છે એ બેમાંથી એકે સિધ્ધ થતું નથી. હવે નિરગુણ સગુણ વિશે શાંભળ.

**નીરગુણ મતને છપ્પો.**

મતવાદી જન એક, કહે મારી વાત ખરી છે;
નિશ્ચે કીધો એજ, નાથ નિરગુણ હરી છે;
શંકા ન નિકળે માંય, કર્યું નિરણય શુભ દિશે;
એકે ગુણનો સ્પર્શ, નહી ઇશ્વરને વિશે;
નિરમળ નિરગુણ નાથને, સાચો ઇશ્વર ધારીએ;
મતવાદી મુખ બોલીયો, નિરગુણને પોકારીએ.

---

જો ભાઈ આ છપા પ્રમાણે જે પ્રાણી પરમેશ્વરને નિરગુણ માને છે તેનો અભિપ્રાય કહ્યો.

હવે એ નિરગુણ માનનારાના મતમાં શંકાયો થાય છે તે તને કહુ છું.

**નીરગુણમાં શંકા. રાગ એજ.**

કદી નીરગુણ હરીને કેહેશો,
પુછું સ્વાલ જવાબ શો દેશો. કદી. ટેક.
નિર્ગુણ કોહો તો સતો રજો તમો, કયાંથી સષ્ટિમાં આવ્યા;
મુળ તેવા તે ત્રણે ગુણોને, કહો કોણે ઉપજાવ્યા. કદી. ૧
કદી કેહેશો કર્યા નિર્ગુણ નાથે, તો કયાંથી લાવી બનાવ્યા;
પ્રથમ નિર્ગુણ વણ કાંઇ નહોતું, તો ગુણ તે કયાંથી લાવ્યા. કદી. ૨

કદી કેહેશો થયા પોતામાંથી, તો થયા પોતે સગુણી;
કદી કેહેશો ગુણ આપે ઉપન્યા, ત્યાં પણ શંકા લ્યો સુણી. કદી. ૩
મુળ ગુણો હોય તો ઉપને તે, હુઆ વિના નવ થાયે;
મુળમાં જડ બીજ હોય નહી તો, ફેલાવો નવ્ય ફેલાયે. કદી. ૪
સ્પર્શ હોયે પ્રથવીમાં પાણીનો, તો સર્વ વૃક્ષ સીંચાયે;
અવનિમાં ઉદક હોયે નહિ તો, તરૂવરમાં કયાંથી જાયે. કદી. ૫
તરૂવરમાં જો જાય નહી તો, તરૂવર રહે ન કોઇ;
તેમ આ સૃષ્ટી ત્રણ ગુણોની, હુ આ વિના કયાંથી હોઈ. કદી. ૬
કુપમાં છે જળ તો જાય પાત્રમાં, ન હોય તો શું ભરાયે;
મુળ ધણીમાં ગુણ હતા તો, આવ્યા વિશ્વનિ માંયે. કદી. ૭
નિર્ગુણ એટલે ગુણ વિનાના, જીભ્યા એ કેમ કહેવાયે;
ગુણ વિનાને શીદ સમરીએ, સમરે શો ગુણ થાયે. કદી. ૮
ગુણ વિનાની હોય જે વસ્તુ, તેને ન ઇચ્છે કોઇ;
ગુણ વણ વસ્તુ વિશ્વમાં નથી, દશે દિશા લ્યો જોઈ. કદી. ૯
તો નિર્ગુણ કેમ કહીએ ધણીને, વિવેક વાત વિચારો;
વલ્લભ વદે ન્યાયથી જો જો, મતે મુમત ન ધારો. કદી. ૧૦

---

જો ભાઈ આ પદમાં જે જે શંકાયો કરી તે શંકાઓ જોતાં નિર્ગુણ સંભવતા નથી. વળી વેદ તથા પુરાણો સગુણ કેહેછે તેનાં પ્રમાણ જો કે પંચરાત્ર શાસ્ત્રમાં સગુણ કહેલા છે. વળી અથર્વણ વેદમાં પણ ઘણે ઠેકાણે સગુણ કહેલા છે. વળી વિચારી જો કે પ્રથમ બ્રહ્મ વિના બીજુ કાંઈ નોહોતું એમ વેદમાં ઘણે ઠેકાણે કહેલું છે ત્યારે જો કે એ બ્રહ્મ જે પરમેશ્વર તેની સત્તાથી જ્યારે જગત થયું ત્યારે જે ગુણો જગતમાં આવ્યા તે મુળ વિના કયાંથી આવે જેમ બ્રહ્મ ચૈતન્યથી જગત ચૈતન્ય થયું તેમ બ્રહ્મના ગુણથી જગત ગુણવાન થયું એમજ સંભવે છે. વળી જગત ગુણવાળું ને જે જગતનો માલિક તેનામાં કાંઈજ ગુણ નહિ એ વાત કેમ સંભવે.

## સગુણના મતનો છાપો.

વદે મતવાદી વાત, પંથ પોતાનો સુણી;
નથી તેહ નિર્ગુણ, પુરણબ્રહ્મ છે સગુણી;
તેમાં ગુણ ન હોય, પછી સૃષ્ટિમાં કયાંથી;
નિર્ગુણ કોહો તો જીવ, ગુણ લાવ્યા શેમાંથી;
માટે સગુણ છે નાથજી, નિર્ગુણી નવ માનિયે;
મતવાદીનો મત એજ છે સગુણ બ્રહ્મને જાણીયે.

---

જો ભાઇ આ છપા પ્રમાણે જે પ્રાણી પરમેશ્વરને સગુણ માને છે તેનો અભિપ્રાય કહ્યો. હવે એ સગુણ માનનારાના મતમાં શંકાઓ થાય છે તે તને કહું છું.

### સગુણમાં શંકા–રાગ ઉપરનો.

સગુણ કેહેતાં શંકા ઘણી ઉર આવે,
તમવાદી શું સીદ્ધાન્ત લાવે. સ. ટેક.
સગુણ કોહોતો ગુણછે માયાના, તે વાત બેસે ન હૈયે;
નાશવાન છે તે ત્રણ ગુણો, તો સગુણી નાશ કહીયે. સ. ૧
વળી સગુણી સાકાર થાયે, સગુણી સાવ્યવ હોયે;
તો સાકારમાં શંકા કરી છે, વિચારો તે સહુ કોયે. સ. ૨
તો પછી સગુણી બ્રહ્મ કહો તો, સાકાર સાવ્યવ થાયે;
સાવ્યવ સાકાર સત્યમાનો તો, તે નાશ પામી જાયે. સ. ૩
ત્રણ ગુણોનાં તત્વછે ચોવિસ, ચોવિસ તત્વની દેહી;
દેહી કહો તો છએ વિકારો, સુણ્યા છે શુભ સનેહી. સ. ૪
કહો શી રીતે સગુણ કહો છો, વદો વિવેકે ખુલાશી;
સગુણનો તો નાશ થાય છે, ત્યારે શાના અવિનાશી. સ. ૫
વળી વદે છે વેદ ગુણાતીત, તે વેણ વિચારી જુઓ;
વલ્લભ કેહે છે મતવાદીને, મિથ્યા શું સુમત હુઓ. સ. ૬

જો ભાઇ આ પદમાં જે જે શંકાયો કરી, તે શંકાયો જોતાં સગુણ સંભવતા નથી. વળી વેદ તથા પુરાણો નિરગુણ કહે છે; તેના પ્રમાણ જો કે સાંખ્યમાં પરમેશ્વરને નિરગુણ કહ્યા છે એ વિગેરે ઘણે ઠેકાણે પરમેશ્વર નિરગુણ છે એમ કહેલું છે. વળી સગુણી કહીએ તો ત્રણે ગુણ માયાના છે. ત્યારે તે ગુણો પરમેશ્વરને વિશે માનીએ તે કોય કાળે સંભવે નહી માટે સગુણ કહેવા તે સંભવતું નથી. ને સગુણ કહીએ તો સાકાર થાય ને સાકાર કહીએ તો સંભવે નહી શાથી કે સાકાર મતની શંકામાં ઘણા વાંધા લીધેલા છે, માટે સગુણ સંભવતા નથી.

હવે જો ભાઇ નીરગુણથી વિરૂધ સગુણનાં પ્રમાણો છે; ને સગુણથી વિરૂધ નિરગુણનાં પ્રમાણો છે. તેમ નીગુણને સીધ કરવાને ઘણાં પ્રમાણો છે; તેમ સગુણને સિધ કરવાના પણ ઘણાં પ્રમાણો છે; માટે હે ભાઇ પરમેશ્વર નીગુણ છે, કે સગુણ છે; એમ સિધ્ધ થયું નહીં હવે પરમેશ્વર પુર્ણ સ્વરૂપે વિશ્વમાં વ્યાપક છે કે ન્યારો છે. તે વિશે સાંભળ.

### વ્યાપકના મતનો છપ્પો.

મતવાદી જન એક, પુરણ બ્રહ્મ માની લે છે;
સચરાચર છે એજ, ઘણા ગ્રંથ જોઇ કહે છે;
જળ સ્થળ માંહી આપ, અણુ જગિયો નહિ ખાલી;
સર્વમાં પુરણ રૂપ, તપાસો ચોદશ ચાલી,

પંચભુતોના વિશ્વમાં, પુરણ રહેલા બ્રહ્મ છે;
મતવાદી મુમત કરે, વ્યાકરણ સર્વોત્તમ છે.

જો ભાઈ આ છપ્પા પ્રમાણે જે પ્રાણી પરમેશ્વરને વ્યાપક માને છે તેનો અભિપ્રાય કહ્યો. હવે એ વ્યાપક માનનારના મતમાં શંકાઓ થાય છે તે તને કહું છું.

### વ્યાપકમાં શંકા.

વ્યાપક કહીએ તો બહુ બાધ આવે,
શંકા થાય તે વાત ન ફાવે; વ્યાપક. ટેક.
સઘળે પુરણ રૂપે વ્યાપક કેહેતાં, બ્રહ્મ થયા અલેખે;
અનેક નહી ને એક કહોતો, પુરણ બધે કેમ પેખે. વ્યા. ૧
પરી પુરણ બધામાં કહીએ તો, અધર્મી કોણ ઠરે છે;
અધર્મી માનો તો નિર્દોશી બ્રહ્મ, એમ કેમ વેદ ઓચરે છે. વ્યા. ૨
જળે સ્થળે વ્યાપક કહોતો, ગુદા શાણે સાફ કરશો;
લઘુશંકા કીયે સ્થળ કરવી, ચરણ કીયે સ્થળ ધરશો. ૩
માટે પુરણ રૂપે સરવ સ્થળે, વ્યાપક નથી સંભવતા;
વ્યાસ વદે છે ન્યાયથી નરખી, મતીલા મુકી દો મમતા. વ્યા. ૪

જો ભાઈ આ પદમાંની શંકાઓ જોતાં, વ્યાપક સંભવતા નથી. વળી ઘણાં એક પુસ્તકો પરમેશ્વરને સહુથી ન્યારા કહેછે તેનાં પ્રમાણ જો.

શ્રીમદ ભાગવતના પ્રથમ સ્કંધના ત્રીજા અધ્યાયનો ૩૧ મો શ્લોક

**यथानभसिमेघौघोरेणुर्वापार्थिवोऽनिले ।**
**एवंद्रष्टरिदृष्यत्वमारोपितमबुद्धिभिः ॥**

અર્થ—જે પ્રકારે આકાશને વિષે મેઘનાં ટોળાં જે તે અને વાયુને વિશે ટોળાં જે તે અને વાયુને વિશે રજ અજ્ઞાની જેમ માને છે તેમ દ્રષ્ટાને વિશે દ્રશ્યપણુ માન્યુ છે અર્થાત જેમ મેઘ થકી આકાશ ન્યારૂ છે ને રજથકી વાયુ ન્યારો છે તેમ પરમાત્મા આ જગત થકી ન્યારો છે હવે જો ભાઈ પરમેશ્વર ન્યારો છે એમ સિધ્ધ થયું. ને વ્યાપક છે તેનાથી આ વિરૂધ્ધ પ્રમાણ છે.

આ વીગેરે ઘણાં પ્રમાણો છે માટે પરમેશ્વરને પુર્ણ રૂપે વ્યાપક કેહેવો સંભવતો નથી. થોડા થોડા એટલે કટકા કટકા થઈને વ્યાપક છે, કહીએ તો ખંડીત થાય છે. ખંડીત કહીએ તો અખંડ નામ જુઠુ પડે છે.

શ્રુતિ—**सत्यंज्ञानमंतंब्रह्म** અર્થ—સત્યને જ્ઞાન રૂપ બ્રહ્મ છે તે અસત્ય પીન્ડબ્રહ્માન્ડાદિક જે માયા જે અજ્ઞાન તેનાથી પોતે પર કેહેતાં જુદા (ન્યારા) છે. એ રીતે વેદ કેહે છે માટે વ્યાપક સંભવતા નથી. વળી વ્યાપક માનીએ

તો પરમેશ્વરને નીરંજન નીરલેપ એટલે માયાનું અંજન નહી તેમ તેમાં માયામાં લેપાયેલો નહી અને માયાતીત એટલે માયાથી ન્યારો. આ સર્વ વચનો જુઠાં પડે છે. એમ સંભવે છે આ સર્વ વચન સાચાં કહીએ તો વ્યાપક સંભવે નહી. મોક્ષેચ્છુ કેહે છે. માહારાજ જળે વિષ્ણુ સ્થળે વિષ્ણુ વિષ્ણુ પર્વત મુસ્તકે એવું કહે છે તે શું જુઠું? વ્યાસજી કહે છે જો ભાઇ એ વચનથી વ્યાપક માનીએ તો તે જળવતી ગુદા ધોવાય નહી તેમ કોઇ સ્થળ ઉપર લઘુંશંકા કે દસ્ત પણ કરાય નહી. જો લઘુ શંકા કે દસ્ત જઇએ તો આપણ મહા પાપી થઈએ ને પાપી થવાય તો કોઇથી મોક્ષ પમાય નહી ને મોક્ષ પમાય નહી તો મોક્ષ થાય છે. તે શબ્દ ખોટો છે એમ થયું. પણ ઘણા મોક્ષ પામે છે તેથી પરમાત્મા જે પોતે એક છે ને તે સઘળે વ્યાપક છે તે ખોટું છે. વળી તે એક છે ને તે પુર્ણ છે તો તે એક બધે વ્યાપક છે તે શી રીતે સંભવે? જો બધે વ્યાપઅંશે અંશે કહીએ તો તે કટકા થયા. અને કટકા કહીએ તો અપુર્ણ થયો અને તેને અખંડ કહે છે તે અખંડ ન રહ્યો ને તે ખંડીત થયો સંભવે છે. જો એને ખંડીત કહીએ તો અખંડ શબ્દ જુઠો થાય છે. માટે તેમ તો નહી ને વ્યાપક નથી તેવું સિદ્ધ થાય છે. માટે આ એકે વાત સીધ્ધ થતી નથી.

## ન્યારા વિશેનો છપ્પો.

એક મતવાદી સ્વાલ, કહે છે પુરણ ન્યારો
પરમેશ્વર પરીબ્રહ્મ, અલગ સૌનાથી ન્યારો;
અળગો છે અવિનાશ, જીવ ઇશ્વર માયાથી
ભાંખુછુ નિરભેદ, વેદમાં ગુણ ગાયાથી;
સર્વથી ન્યારો બ્રહ્મ છે, એ નિશ્ચે મુજ મત તણો;
મતવાદીએ મત ઝાલીઓ, ગોઠવીને ગટમાં ઘણો.

---

જો ભાઇ આ છપ્પા પ્રમાણે જે પ્રાણી પરમેશ્વરને ન્યારો માને છે તેનો અભિપ્રાય કહ્યો. હવે ન્યારો માનનારાના મતમાં શંકાઓ થાય છે, તે તને કહું છું.

## ન્યારામાં શંકા રાગ એજ.

આ મત તણી શંકા થઈ તે બોલું,
ખોળી ખોળી ખુલાસે ખોલું; આ. ટેક.
સૃષ્ટીમાં જીવ ઈશ્વરને માયા, જ્યાં જુઓ ત્યાં દેખાયે;
તેથી પરમેશ્વર ન્યારો કહો તો, એક દેશી બ્રહ્મ થાયે. આ. ૧
અવિનાશી અળગો કહીએ તો, પુરણ નવ્ય કેહેવાયે;
પુરણબ્રહ્મ જો નવ્ય કહો તો, વેદ તણુ વેણ જાયે. આ. ૨

વળી વદે વેદ સર્વજ્ઞ છે બ્રહ્મ, તે વેણ વિચારી જુઓ;
જુદો તો જકતની વાત ન જાણે, તે પણ શંશય હુઓ. આ. ૩
સર્વ ખલ્વીદં બ્રહ્મ એવું, શ્રુતિનું વેણ લ્યો ઝાલી;
શ્રુતિ સમૃતી કહે બ્રહ્મ વિના, અણુ જગો નહી ખાલી. આ. ૪
જો વેદશાસ્ત્ર સત્ય છે માટે, પુરણબ્રહ્મ કેહેવાશે;
ન્યારો કહોતો પુરણ ન કહીએ, વ્યાસ વિચારી તપાસે. આ, ૫

---

જો ભાઇ આ પદમાં જેજે શંકાયો કરી તે જોતાં પરમેશ્વર ન્યારા છે એમ સંભવતું નથી. વળી વેદ વિગેરે પુસ્તકો વ્યાપક કેહે છે તેનાં પ્રમાણ જો.

શ્રુતિ—**सर्वखल्विदंब्रह्म** આ—સઘળા વિશ્વને વિશે બ્રહ્મ છે. વળી ભગવદ ગીતાના ૧૫ મા અધ્યાયનો ૧૫ મો શ્લોક.

**सर्वस्य चाहहदि संन्निविष्टोमत्तः स्मृतिर्ज्ञानम पोहनंच ।**
**वेदैश्च सर्वैरहमेववेध्यो वेदांत कृद्वेद विदेवचाहम ॥**

અર્થઃ હું સર્વના રદયમાં રહેલો છું વિગેરે મતલબ છે. વળી ભગવદ-ગીતાના ૧૮ મા અધ્યાયનો ૬૧ મો શ્લોક.

**इश्वर सर्वभुतानां हृदेशेऽर्जुनतिष्टतिभ्रामय न्सर्वभुतानियंत्रा रुढानिमायया ॥**

અર્થ ઇશ્વર માયાએ કરીને સર્વ પ્રાણીને કાળચક્ર ઉપર ચઢેલા એવાને ભ્રમણ કરાવતા છતાં તેમના હૃદયમાં રહેલા છે.

હવે જો ભાઇ પરમેશ્વર સર્વને વિશે રહેલા છે તે આ પ્રમાણોથી સીધ થાય છે માટે પરમેશ્વરને ન્યારો કેહેવો સંભવતો નથી. હવે.

### આતમાચીન્યાનો દોહરો.

એક મતવાદી બોલીયો, આત્મા ચીને જેહ;
આપ આપનો ઓળખો, પુરણ બ્રહ્મ છે તેહ.

---

જો ભાઇ આ દોહરા પ્રમાણે જે પ્રાણી આત્મા ચીનવાનું કહે છે, એટલે પોતે પોતાનો આત્મા જુઓ એમ કેહે છે; તે વિશે શંકાયો થાય છે તે તને કહું છું.

### આત્માચીન્યા વિશે શંકા.

જુઓ જેહ આત્મા ચીન્યાનું કેહે છે,
તેની પણ ગણી શંકા રહે છે; જુઓ. ટેક.
કોહો છો કે આપે આપને ચીને, તે ધણી બ્રહ્મરૂપ થાયે;
તો આપ કીયાને આપનો આત્મા, તે તે કીયો કેહેવાયે. જુ. ૧
પોતે એટલે છે તેજ થયો, તો પછી આત્મા કીયો;
કોણ કોને ચીને વચન વિચારો, તે પછી ઉત્તર દીયો. જુ. ૨

પોતે પોતાની ખાંધ ઉપર તો, કોથી ન બેસાય કુદી;
પોતે ચીને તો ચીનવાની કાંઇ, વસ્તુ જોઈએ જુદી. જુ. ૩
દ્રષ્ટાજનને દરશવાની, ચીજ જોઇએ બીજી;
આપ તો આપને જાણી રહ્યા છે, તો કોને દરશવું રીજી. જુ. ૪
કો કહે હું મારા આત્માને ચીનું કહેતાં બેઉ વાકય જુદાં;
હું અને મ્હારૂં બે પદ થયાં, અર્થે ન એક સમુદાં. જુ. ૫
જુદાં ન કોહોને એક કહોતો, પછી કોને કોણ ચીને;
જુદુ કહે આપે આપ થયો નહી, બોલો જ્ઞાનીને પુછીને. જુ. ૬
વાણ તણુ જાણ પણું હોએ તો, સોધીને ઉત્તર આપો;
આપે આપને શું ચીનવાનું. શંકા વલ્લભની કાપો. જુ. ૭

---

જો ભાઈ આ પદમાં જે જે શંકાઓ કરી તે શંકાઓ જોતાં પોતે પોતાને જે ચીનવાનું કેહે છે તે સંભવતું નથી. કેમકે પોતે એટલે દેહમાં જે આત્મા સમજનાર બોલનાર સાંભળનાર રહ્યો છે તેજ છે. ને પોતાનો કેહેનારો કહેશે કે હું, અને પોતાનો એટલે મ્હારો, હવે જો બોધ કરનારો એમ કહેશે કે તું તારો આત્મા ચીન્ય. એટલે સાંભળનારો કેહેશે કે હું મ્હારા આત્માને ચીનું, ત્યારે જો હું એટલે પોતે અને મ્હારો એટલે પોતાનો, પોતાનો એટલે મ્હારો. જોહવે માહારા અથવા પોતાનો તે પોતાથી જુદો હોય તેને મ્હારો કે પોતાનો કેહેવાય જેમ કે ( મ્હારો છોકરો ) મ્હારા હાથ (પોતાના હાથ) મ્હારા પગ (પોતાના પગ) એમ જે પોતાથી જુદાં હોય તેને મ્હારાં કે પોતાના કેહેવાય. ત્યારે જો ભાઈ પોતે તો જે આત્મા છે તેજ; ને પોતાનો આત્મા તે પોતાથી બીજો કીયો કે તેને ચીને ? જો બીજો કહેશો તો પોતાથી કોઈ જુદો થયો. તો પછી પોતાને શું ચીનવાનું રહ્યું; એ તો બીજાને ચીનવાનો થયો આવાં ઘણાં કારણો જોતાં તથા શબ્દનો તોલ કરતાં જે પ્રાણી પોતાના આત્માને ચીનવાનું કેહે છે તે સંભવતું નથી. તેમ કહેનારા પુરૂપે કાંઈ પણ વિચારી કહ્યું હશે એમ માનવું તે પણ સંભવતું નથી. હવે

## સર્વ બ્રહ્મ વિશે છપ્પો.

એક મતવાદી એમ, કહે બ્રહ્મ છે આ સરવે;
એકોહં બહુ સ્યામ, વદે અદ્વૈત મત ગરવે;
સકળ જગત છે બ્રહ્મ, અન્ય છું મુરખ માને;
મુળ કારણથી કાર્ય, થયેલું વિરલા જાણે;
કાર્ય તે ટળે છે એટલે, પાછું કારણ થાય છે;
ઉપાધી લેઇ જગતમાં, સૌ જુજવું જણાય છે.

---

જો ભાઇ આ છપા પ્રમાણે અદ્વૈતવાદી કેહે છે, કે આ સઘળુ દેખાય છે તે બ્રહ્મ છે. બ્રહ્મ વિના બીજી કાંઈ જ વસ્તુ છે નહી. એવો અદ્વૈત મતવાળાનો સીધાન્ત છે, હવે તે મત વિશે શંકા થાય છે તે તને કહું છું.

## સર્વ બ્રહ્મમાં શંકા, રાગ એજ.

સરવ એક બ્રહ્મ કહેતાં શંકા થાએ,
બાધ આવે છે આ મત માયે. સરવ. ટેક.
સર્વ છે બ્રહ્મ તો મુને શી કલ્પના, થઈ છે તે કહો કથી;
એકને સુખ દુખ થાય તો અન્યને, કહો કેમ થતું નથી. સ. ૧
એક રડેને એક હસે છે, એક ગાંડા એક ડાહ્યા;
એક વપુથી વિરકત થાયે તવ, બીજી ધરે કોણ કાયા. સ. ૨
એક જ્ઞાની ને એક અજ્ઞાની, એક શીષ્ય એક ગુરૂ;
ન થાય હું તું સૌ બ્રહ્મ હોય તો, શું સારૂ ને શું બુરૂ. સ. ૩
કદી કેહેશો કે સુખ દુખ હું તું, શુભ અશુભ જે ગાયે;
મન બુદ્ધિની એછે ઉપાદી, અંતઃકરણની માયે. સ. ૪
અંતઃકરણની ઉપાધી કોહો તો, જડરૂપ મન બુધ્ય આદી;
તે કરતાં ચૈતન્ય કહો તો, દ્વૈત જો અદ્વૈત વાદી. સ. ૫
તેમ છતાં કહો ઉપાધીથી, અન્ય પણ માની લે છે;
તો પણ ઉપાધી શી બીજી વસ્તુ, વસ્તુ તો બીજું ઠરે છે. સ. ૬
જુદા પણ માની લેનારો, તે કોણ બીજો જાગે;
કેહેશો કે એનો એ માની લે છે, તોપણ શંકા ન ભાગે. સ. ૭
કદી એનો એ માની લેછે તો, હુઆ વિના કયાંથી માન્યું;
કેહેશો કે માન્યું પણ છે મિથ્યા, મિથ્યા તોહે કેમ જાણ્યું. સ. ૮
જાણ્યું તો બ્રહ્મે જ્ઞાનથી જાણ્યું, હું આ વિના ન કહેવાયે;
રજ્જુમાં સર્પ ભાસે તો સર્પ, હોય તો ભાસ્યજ થાશે. સ. ૯
રજ્જુ ઠેકાણે સર્પ નથી પણ, સર્પ હશે તેને ઠામે;
હાય ત્યાં સર્પ છે તો ત્યાં ભાસ્યો, નહીતો ન ધરાત નામે. સ. ૧૦
કદી કહેશો દરપણમાં જોતાં, બીજુ સ્વરૂપ દેખાયે;
પણ તે સ્વરૂપ એકનું એકજ, ઉપાધીમાં બે જણાએ, સ. ૧૧
તો પણ ઉપાધી હતી ત્યારે, દીઠું ઉપાધીમાંથી;
મુળમાં ઉપાધી ન હોત વસ્તુ, ત્યારે બે દેખત કયાંથી. સ. ૧૨
સૌ બ્રહ્મ કોહો છો ને ઉપાધી શાની, વેણ વદેલું વિચારો;
ઉપાધીને બ્રહ્મ બેઉ કહો તો, અદ્વૈત વાદ ન ધારો. સ. ૧૩

સૌ બ્રહ્મ કેહેતો નહી પાપ કે પુન્ય, સ્વરગ નરક પણ સાનું;
મોક્ષ અમોક્ષ થઇ ગયો મિથ્યા, તો જ્ઞાનીને શીદ માનું. સ. ૧૪
ઘણા ઘણા કદી દાખલા દ્યો પણ, શંકા એની એ ઉઠે છે;
વળી વાંચી જો જો વિશેષ શંકા, વલ્લભ પ્રશ્ન પુછેછે. સ. ૧૫

---

## આ પદની સંકાને લેઇને વિશેષ શંકા.

બ્રહ્મ કાંઈ જુદો નથી. ને આજે જગત ભાસે છે તે જગત ત્રણ કાળમાં નથી. એવા બ્રહ્મ વાદીનો એટલે અદ્વૈત વાદીનો સીધાન્ત છે. આ સીધાન્ત કેવળ ખોટો જુઠોને કળીનો છે. આ સીધાન્તમાં ઘણી શંકાઓ થાય છે ને બાધ આવે છે. અને પરમેશ્વર છે તે નીરબાધને નીરસંક છે. માટે બાધવાળો પરમેશ્વર સંભવે નહીં તેમ શંકાવાળો સંભવે નહીં એમ વેદ કહે છે.

## હવે જો ભાઈ અદ્વૈત મતવાળા એમ કહે છે.

શ્રુતી **सर्वं खल्विदंब्रह्मः** અર્થ—આ સઘળુ જગત છે તેજ બ્રહ્મ છે માટે જો ભાઈ અદ્વૈત મતવાળાએ આ શ્રુતીનો અર્થ કર્યો છે તે અર્થ કરીને સર્વ જગત બ્રહ્મ છે એમ કહે છે તે સંભવતું નથી. એ શ્રુતીનો ભાવાર્થ કરે તો સંભવીત મતલબ નીકળે, પણ ભાવાર્થ કરતા નથી માટે અસંભવીત મતલબ નીકળે છે. ને અસંભવીત મતલબ નીકળવાથી શંકાઓ ઘણી થાય છે.

જો બ્રહ્મ તો એક છે એમ વેદમાં કહેલું છે જુઓ હવે બ્રહ્મ એક છે ત્યારે સર્વ જગત બ્રહ્મ કેમ કેહેવાય, સર્વ એટલે ઘણા હોય તેને સર્વ કેહેવાય છે માટે સર્વ બ્રહ્મ કેહેતાં તો ઘણા બ્રહ્મ થયા કદી એમ કહેશો કે સર્વ મળી એક બ્રહ્મ છે, તો પણ શંકા થાય છે, જોકે શ્રુતીનું કહેવું એમ છે કે, **ब्रह्मविद्ब्रह्मैवभवती.**

અર્થ—બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે. હવે જો ભાઈ બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે ત્યારે તે બ્રહ્મ જુદો થયોને બ્રહ્મને જાણનાર જુદો થયો, જો જગત બ્રહ્મ હોત તો બ્રહ્મને જાણનાર પણ જગતમાં છે, માટે તે પણ બ્રહ્મ છે, પછી બ્રહ્મ થવાનો સંભવ રહેતો નથી, તેમ બ્રહ્મ છે તેને બ્રહ્મ થવાનું સૃતિ કહે છે તે સંભવતું નથી બ્રહ્મ થવાનું સંભવતું નથી તો **ब्रह्मविद्ब्रह्मै वभवती** આ સૃતિ ખોટી થાય છે. જો **ब्रह्म विद्ब्रह्मैवभवती** આ સૃતી ખરી કહીએ તો **सर्वंखल्विदं. ब्रह्म** એટલે સર્વ જગત બ્રહ્મ છે, આ સૃતિ ખોટી થાય છે, કેમકે બ્રહ્મને જાણનારો બ્રહ્મ થાય છે તો તે બ્રહ્મ નથી, તોજ તેને બ્રહ્મ થવાનું કહીએ તે સંભવે છે બાકી તો બ્રહ્મ થવાનું કેહેવું તે સંભવતું નથી, જો સંભવે છે એમ કહીએ તો સર્વ બ્રહ્મ છે તેવું કેહેવું સંભવતું નથી; વળી

સવ બ્રહ્મ છે તો શંકા થાય છે કે સર્વ બ્રહ્મ ત્યારે તો જ્ઞાનિ કે અજ્ઞાની કોઈને કેહેવા કે માનવા તે સંભવતું નથી કેમકે વેદમાં બ્રહ્મને જ્ઞાન રૂપ કહેલા છે; તે વિશે સૃતિ **सत्यं ज्ञानंत ब्रह्म.** તો સર્વ બ્રમ છે ત્યારે કોઇ પ્રાણીને અજ્ઞાની કેહેવો સંભવતો નથી, વળી સરવ બ્રહ્મ છે તો કોઈને બ્રહ્મ છે તો બ્રહ્મનું જ્ઞાન લેવું અથવા થવું સંભવતું નથી, વળી બ્રહ્મવાદી ( અદ્વૈતવાદી ) વેદનું કહેલું વાક્ય કહે છે કે **अहंब्रह्मास्मी** એટલે હું બ્રહ્મ છું એમ કહે છે ને એમજ માની બીજાને **तत्वमषी** એટલે તે તું છું એવો બોધ કરે છે; હવે એ તત્વમશી બોધના કરનારાને અમો પુછીએ છીએ કે, તમે બ્રહ્મ છો ને સામાને પણ એમ કહોછો કે તું પણ બ્રહ્મ છે. ત્યારે વિચારો કે તમે બ્રહ્મ છો ને જેને બોધ કરો છો તે પણ બ્રહ્મ છે; તો પછી એવો બોધ સામાને (બીજાને) શા માટે કરવો પડે છે? અને તે બોધ કોને કરો છો? કદી કહેશો કે સામો પ્રાણી બ્રહ્મ છે પણ એને ઘણા કાળનું અજ્ઞાન થયું છે, વાહ ! આ વાત સંભવતી નથી કેમકે બ્રહ્મ તો જ્ઞાન રૂપ છે તેને અજ્ઞાન થયું સંભવેજ નહી, તેમ અજ્ઞાન થવાનું કાંઈજ કારણ જણાતું નથી, તેમ છતાં અજ્ઞાન થયું એમ માનવું તે યોગ્ય નથી. કેમકે સુર્યમાં અંધકાર સંભવતો નથી તેમ જ્ઞાનમય બ્રહ્મમાં અજ્ઞાન થવું એ સંભવતું નથી, વળી જ્ઞાન રૂપ બ્રહ્મ હતું તેમાં અજ્ઞાન ફલાણા કારણથી થયું એવું શું પ્રમાણ આપો છો વળી જ્ઞાન કરતાં અજ્ઞાન એવું કેવું ઉત્કૃષ્ટ કે જ્ઞાનને અજ્ઞાન કરી નાંખ્યું. એવું કીયું પ્રમાણ આપો છો.

વારૂ અજ્ઞાન થયું એમ કદી માનીશું તો પણ શંકા છે કે જેને ઉપદેશ કરો છો તે બ્રહ્મને ઘણા કાળનું અજ્ઞાન થયું હતું તેને જ્ઞાન કરો છો; પણ તમો જ્ઞાનના કરનાર બ્રહ્મ રૂપ તથા જ્ઞાન રૂપ રહ્યા છો. તે તમે જ્ઞાન રૂપ બ્રહ્મ; અને જેને અજ્ઞાન થયું છે તે બ્રહ્મ બે થાઓ છો. અને બ્રહ્મ તો એક છે માટે તમારૂ કહેવું તે પણ અસંભવીત છે માટે પુછીએ છીએ કે તમે બોધના કરનાર અને બોધનો સાંભળનાર કાંઈ જુદા છો નહીં, એકજ છો; ત્યારે જે વેળા તમને જ્ઞાન થયું તે વેળા તેને પણ થવું જોઈતું હતું, કદી કહેશો કે તેના અંતઃકરણની ઉપાધી જુદી છે; તો પુછીએ છીએ કે તેનુ એટલે કીયાનું? બ્રહ્મતો એક છો ત્યારે કીયાનાં અંતઃકરણની ઉપાદી જુદી છે વળી પુછીએ છીએ કે અંતઃકરણની ઉપાધી જુદી છે પણ તમે ને તેનું જે ચૈતન્ય બ્રહ્મ તો તમે એક છો, માટે તમારા અંતઃકરણની ઉપાધી મટી એટલે તેની મટવીજ જોઇએ કારણ કે તમો ચૈતન્ય રૂપ તો એક છો કે જુદા છો જો જુદા કહેશો તો તમે ઉપાદી રહીત છો તે કીયા ને બીજાનું અજ્ઞાન ચૈતન્ય ઉપાદીમાં અજ્ઞાન રહ્યું તે ચૈતન્ય કીયું, કદી એમ દ્રષ્ટાન્ત આપશો કે ઘટાકાશ, મહાકાશ

ને મહદાકાશ ઉપાધીઓથી જુદાં ભાસે છે પણ એક છે. તો પછી પુછીએ છીએ કે જુદાં કોને ભાશે છે ને ઉપાદીયો કોને છે તે જુદુ ભાસે ? તેમ છતાં જેને ભાસે તે કાંઇ અજ્ઞાન નથી કે તેને ભાસે વળી અનંત શક્તિવાન જે બ્રહ્મ તેમાં ઉમાંધી સંભવેજ નહી કેમકે વેદમાં બ્રહ્મને નીરોપાદી બ્રહ્મ કહ્યા છે. માટે તમારૂ જુદુ છે વળી પુછીએ છીએ કે મહદાકાશનું કાર્ય મઠાકાશથી થતું નથી ને મઠાકાશનું કાર્ય ઘટાકાશથી થતું નથી કેમકે મહદાકાશમાં જેટલું સમાય છે તેટલું મઠાકાશમાં શમાતુ નથી ને મઠાકાશમાં સમાય છે તેટલું ઘટાકાંશમાં સમાતું નથી. વળી કહેશો કે ગમે તેમ છે પણ આકાશ તો એકનું એકજ છે તો પુછીએ છીએ કે જો તે વખત આકાશ એક છે તો ઘટાકાશ મઠાકાશ મહદાકાસ એવાં જુદાં જુદાં નામ કેમ ધારણ કર્યાં કદી કહેશો કે કાર્યથી જુદુ છે, પણ કારણમાં તો એકછેજ; ને ઘટ મઠ રૂપી કાર્ય તે તો મિથ્યા છે, તો પુછીએ છીએ કે કાર્ય મિથ્યા થશે ત્યારે મિથ્યા છે અને કાર્ય મીથ્યા થશે ત્યારે આકાશ એક થશે ને આકાશ એટલુંજ નામ રહેશે પણ જ્યાં સુધી કાર્ય મીથ્યા નથી થયું ત્યાં સુધી તો ઘટાકાશ મઠાકાશ છેજ. તેને એક આકાશ કેમ કેવાય. ને ગટમઠ છે ત્યાં સુધી આકાશ છું તે કહેવું જુઠું છે. તેથી તે મિથ્યા કેહેવું સંભવતું નથી.

વળી કારણમાં એક છે તો કારણ રૂપ થશે ત્યારે એક કેહેશો કે ઘડો મૃત્તીકાથી થયો તે ઘડો ને મૃત્તીકા કાંઈ જુદાં નથી, તો કહીએ છીએ કે ઘડો છે તે વખતે તો ઘડોજ છે; એમ કહેવાશે. વળી ઘણું ખેંચીને કેહેશો તો એટલું કેહેશો કે ઘડો મૃત્તીકાનો છે, પણ ઘડો મૃત્તીકા છે એમ કેહેવાશે નહીં કદી કેહેશો કે અમે તો મ્રત્તીકા છે એમજ માનીએ છીએ, જો હાવું માનોછો તો બીજાનું ચૈતન્ય કારણમાં તો જ્ઞાન રૂપે છે તેમ છતાં તેને જ્ઞાનરૂપ કેમ માનતા નથી કદી કહેશો કે અમે તો બીજાના ચૈતન્યને પણ જ્ઞાન રૂપ માનીએ છીએ, તો પુછીએ છીએ કે બીજાનાં ચૈતન્યને જ્ઞાન રૂપ માનોછો તો પછી બોધ શાનો કરોછો ને કોને કરોછો જુઓ કે જ્ઞાન રૂપને જ્ઞાનનો બોધ કરવો સંભવતો નથી કદી એમ કહેશો કે ગમે તેમ છે પણ અમે તો કાર્ય કારણ એક જાણીએ છીએ તો પણ શંકા થાય છે કે જુઓ ઘડાનું કામ મ્રત્તીકાથી થતું નથી ને મૃત્તીકાનું કામ ઘડાથી થતું નથી કેમકે પીવા સારૂ જળ ભરી લાવવું હશે તો મૃત્તીકામાં ભરી લવાશે નહીં ને લીંપવું હશે તો ઘડાની મૃત્તીકાથી લીંપાશે નહી. ત્યારે જુઓ કે ઘડો મૃત્તીકાનો પણ મૃત્તીકાનું કામ ઘડાથી નહી થાય ને ઘડાનું કામ મૃત્તીકાથી નહીં થાય માટે જે વેળાએ જુદાં છે તે વેળાએ જુદાં કહેવાં તથા માનવાં તેજ વ્યાજબી છે.

વળી ઘડાનું કારણ મ્રતીકા છે. ને મૃત્તીકાનું કાર્ય ઘડો છે. તો જુઓ કે મૃત્તીકાનો ઘડો બનાવનાર હતો તોજ ઘડો બન્યો નીકર બનત નહી કાંઇ મ્રત્તીકા

પોતાને આપે ઘડો થઈ ગઈ નથી. ત્યારે મ્રત્તીકા અને મ્રતીકાનો ઘડો તે ઘડાનો કરનાર કુંભાર હતો તોજ ઘડો થયો તેમ જગતનું કારણ બ્રહ્મ અને બ્રહ્મનું કાર્ય જગત તેનો કોઈ કરતા હોવો જોઇએ. જો બ્રહ્મ કારણ થયું હોત તો જગત કાર્ય હોત નહિ ને કારણનું કાર્ય થયું તો કારણ સાધનરૂપ બ્રહ્મ ગણાયું ને ઘડા રૂપી જગત કાર્ય ગણાયું તો કાર્ય બનાવનાર કોઈ હોવો જોઇએ વળી બ્રહ્મવાદી તમે એમ કહો છોકે સોનાના અનંત ઘાટ બન્યા પણ મુદ્દે સોનું છે અને તે ઘાટ ભાગી જાય એટલે પાછુ સોનુંજ બને તમારા આ સીધાંતથી પુછીએ છીએ કે ઘાટનું કારણ સોનું ને સોનાનું કાર્ય ઘાટ એ સોનાનો ઘાટ કરનારો કીયો અને તે ઘાટ વાપરેથી ભાગે છે તેથી તે ઘાટનો વાપરનારો કીયો ને તે ઘાટ ઝાળણ વીના બનતો નથી માટે તે ઘાટનું ઝાળણ શું ને ઝાળણ ઝાળનાર કોણ અને તે ઘાટ ભાગ્યો એટલે તે ઝાળણ ક્યાં ગયું જુઓ કે ઝાળણ વીના ઘાટ થતો નથી તે ઝાળણ રૂપી ઉપાદી તે ઉપાદી રૂપી જે ઝાળણ તે સોનું સોધ્યા વીના તે ઘાટમાંથી ઝાળણ જતુ નથી ને ઘાટ મુળ ચોખુ સોનું હતું તેવું તે ચોખુ સોનુ થતું નથી માટે બોલો તે ઘાટમાંથી ઝાળણ કાઢનાર કોણ કે તે ઘાટનું ચોકખું સોનું થાય છે.

જુઓ હવે મ્રત્તીકાને ઠેકાણે બ્રહ્મ, ને ઘડાને ઠેકાણે સહુ પ્રાણી છે; હવે જે કહેનારો છે તે ઘડા રૂપ છે મ્રત્તિકા રૂપ થયો નથી એટલે ઘડારૂપી જે દેહ તેમાં મળીને રહેલો છે એટલે દેહ રૂપે છે ને હું મ્રત્તીકા છું એમ કહેવું એ કેવળ અસંભવીત છે વળી સર્વમાં જે ચૈતન્ય છે તે તો બ્રહ્મ છે દેહ બ્રહ્મ નહી અંતઃકરણ બ્રહ્મ નહી પણ ચૈતન્ય છે તેતો બ્રહ્મ છે. એમ અદ્વૈત વાદીના કહેવાથી કબુલ કરીએ છીએ તો, એવી શંકા થાય છે કે જે હું ચૈતન્ય સર્વ વાતને સમજુ છું તથા જાણું છું તેજ હું બ્રહ્મ છું તો બ્રહ્મની સાથે મ્હારાં લક્ષણ મળતાં નથી જો મળતાં હોય તો બતાવો.

જેમકે રામદાસ બાવાના પંચીકરણ નામના પુસ્તકમાં બકરાનો ને સિંહનો ડાખલો આપ્યો છે તેમાં વનના સિંહે બકરાના ટોળા વાળા સિંહને પોતાની સાથે દેહનો આકાર મેળવી આપીને, સિંહ છું એમ નિસ્ચે કરાવ્યું તેમ બ્રહ્મના લક્ષણ સાથે અમારાં કે તમારાં લક્ષણ મેળવી આપો તો તે વાત માનવી યોગ્ય છે.

પહેલું, બ્રહ્મ છે તે સર્વજ્ઞ છે ને બીજા સહુ પ્રાણી અલ્પજ્ઞ છે, એમ વેદમાં કહ્યું છે. તે સર્વજ્ઞપણુ તમારામાં કે અમારામાં બતાવો.

બીજુ, વેદમાં કહ્યું છે કે બ્રહ્મ સર્વને જાણનાર છે; ને સહુ પ્રાણી સર્વને એટલે બીજાને જાણી શકતા નથી.

ત્રીજુ, વેદમાં બ્રહ્મને આનંદ રૂપ કહ્યા છે. અને સહુ પ્રાણીને તો ઘણા

ઘણા પ્રકારની ચીંતાઓ છે, કોઇને વ્યવહારની, કોઈને વિદ્યાભ્યાસની, કોઇને મોક્ષની, કોઈને ઉપદેશ કરવાની.

ચોથું, વેદમાં બ્રહ્મને અજન્મ કહ્યા છે; ને તમે તો જનમો છો, કદી કહેશો કે અમે તો જનમતાજ નથી તો આ દેહમાં કયાંથી આવ્યા ને મહારો જન્મ ફલાણી સાલમાં થયો એવું કેમ કહો છો.

પાંચમું, વેદમાં બ્રહ્મને અમર કહ્યા છે; તેવા બીજા પ્રાણીઓ અથવા તમો અમર છો તો આ દેહમાંથી નીકળી જવું કેમ થાય છે, ને ફલાણો મરી ગયો એવું કેમ કહેવરાવો છો. કદી કહેશો કે જગત કહે છે; પણ અમો તો જનમતાએ નથી ને મરતા પણ નથી. તો જગત જનમવું ને મરવું કોને કહે છે કે કોઈ દેહમાં આવવું તેનું નામ જનમવું છે ને કોઇ દેહથી છુટવું તેનું નામ મરવું છે; માટે જનમોછો ને મરોછો, એ બ્રહ્મના લક્ષણથી તમારાં લક્ષણ જુદાં છે.

છઠું, વેદમાં બ્રહમને અચળ કહ્યા છે ત્યારે જો બીજા પ્રાણીઓ તથા તમો બ્રહ્મ છો તો તમારૂં ચળીતપણું કેમ છે. ચળીત એટલે મુળ તમો તથા બીજા પ્રાણીઓ જ્ઞાનરૂપ બ્રહ્મ હતા તે આ દેહમાં આવ્યા એટલે જ્ઞાનથી ચળી અજ્ઞાનરૂપ થયા, પછી પાછા વિદ્યા ભણીને જ્ઞાનરૂપ થયા તે તમારૂ ચળીતપણું છે. જુઓ આવું તો તમારૂં ચળીતપણું છે ને બ્રહ્મ તો અચળીત છે તે પણ લક્ષણ મળતાં નથી.

સાતમુ વેદમાં પરમેશ્વરને સર્વ શકતીવાન કહેલા છે તેવી તમારામાં કે અમારામાં શકતી બતાવો જુઓ કે પરમેશ્વરની શકતી વડે સુર્ય ચંદ્ર તારા વાયુ અગ્ની વીજળી વાદળાં વ્રષ્ટી મસ વીગેરે ઘણાં ઘણાં કાર્યો થતાં જોવામાં આવે છે ને તમારી શકતી વડે એવું એક પણ કાર્ય જોવામાં આવતું નથી. વળી તમારાથી દીવાસળી વીના દીવો પણ થઇ શકતો નથી. વળી પરમેશ્વરના વશમાં સર્વ જગત છે ને તમારા વશમાં તમારૂ શરીરે નથી. જુઓ કે ઝાડો પેશાબ તે પણ તમારા વશમાં નથી તેમ છતાં તમે આપો આપ પરમેશ્વર છીએ એવું કહેવું કેવળ અસંભવીત છે આ સઘળી બીના વીવેક વીચારથી જુઓ તો તમારા લક્ષણ બ્રહ્મની સાથે મળતાં નથી આવાં તો ઘણા કારણોથી તમે બ્રહ્મ નહી વળી વીશ દીવસ અખંડ જાગ્રણ તો કરી જુઓ. નીંદ્રા પણ તમારા વશમાં નથી માટે જુઠા છો.

હે અદવઇત વાદી સાંખ્ય શાસ્ત્રને આધારે તમો એમ કહો છો કે ત્રણે અવસ્થાને એટલે જાગ્રત, સ્વપ્ન, સુસુપ્તી, અવસ્થાને તથા સ્થુળ, સુક્ષમ ને કારણ દેહનો તું જે જાણુવાવાળો છે તેજ તું બ્રહ્મ છે તો કહીએ છીએ કે આ ખોટાં ગપોડાં શું કામ ગોઠવો છો જો સ્પપ્નાવસ્તાને જાણુવાવાળો હોય

તો સ્વપ્ન વખતે તે જાણે કે હું સ્વપ્નમાં આ બધું કરૂં છું. એમ જાણતો હોત તો સ્વપ્નનો હર્શ કે શોક સ્વપ્ન વખત એને થાત નહી. માટે તે સ્વપ્ન વખત તે સ્વપ્નને જાણતો નથી. વળી કોછો કે તુ સુસુપ્તીને જાણે છે તે પણ ખોટું છે જો તે જાણ્યા પછી એમ કહે છે કે આજ મેં કાંઇજ જાણ્યું નથી તેને તમે બાહાજી પાડો છો કે જે તું કહે છે કે આજ મેં કાંઇ જાણ્યુ નથી તેજ તું નથી જાણ્યું કેહેનારો નથી જાણ્યું એવું જાણનારો બ્રહ્મ છે. આવો ઉપદેશ કરનારને કે માનનારને અમે કહીએ છીએ કે તમે એવી પ્રતીજ્ઞા કરો કે હા તે વખત મ્હારી સુસુપ્તીને હું જાણતો હતો આ તો જાગીને એમ કહેવાય છે કે હું કાંઇ જાણતો નતો. એ કેહેવાનું બીચારાનું ખરૂં છે તેને ઉલટું કરીને ઉંધુ સમજાવો છો. વળી પુછીએ છીએ કે જે હું જાણવાવાળો છું તેજ બ્રહ્મ છુ તો મને જાણવાવાળાનેજ બ્રહ્મના લક્ષણ મેળવી આપો.

હે બ્રહ્મવાદી તમે. **अहंब्रह्मास्मी** એટલે હું બ્રહ્મ છું એમ કહો છો, ને બીજાને **तत्वमशीः** એટલે તે તું છું, એમ કોહો છો. જુઓ હવે તમે બ્રહ્મ છો ને તે પણ બ્રહ્મ છે, એટલે તમે કેહેનારા એક; અને જેને કોહોછો તે બીજો થયો. હે બ્રહ્મવાદી કદી તમે એમ કેહેશો કે હું કેહેનાર અને સાંભળનાર એ બન્ને એકજ છીએ પણ અધ્યારૂપ કરીએ છીએ, એટલે બીજો નથી ને બીજો કેહેવો પડે છે. તેજ અધ્યારૂપ કરવું પડે છે; તો અમો પુછીએ છીએ કે જ્યારે બીજો નથી ત્યારે બીજો કેહેવાની શી જરૂર છે. જે બીજુ નથી ને બીજું છે; એવું ખોટું બોલવું તે તમને સત્યવકતાને યોગ્ય નથી વળી કોહો-છો કે બીજો નથી ત્યારે કોહોછો કોને ? કદી કહેશો કે પોતે પોતાને કહું છું. તો પુછીએ છીએ કે પોતે પોતાને કોહો છો, પણ અમને સંભળાવો છો અને અમારા પુછવાથી એમ કહો છો કે પોતે પોતાને કહું છું ત્યારે અમે પુછનારને તમો કહેનાર એ બન્ને જુદા થયા. વળી એક હોઈએ તો જે નિશ્ચે તમારો છે તેજ અમારો પોવો જોઈએ. કદી કહેશો કે અંતઃકરણ જુદાં છે, તો પુછીએ છીએ કે, **सर्वखल्विदंब्रह्म नेहनानास्तिकींचनः** એટલે સર્વ જગત બ્રહ્મ છે ને બીજું કાંઇ નથી ત્યારે અંતઃકરણ કહેશો તો બ્રહ્મ અને અંતઃકરણ એ બે થયાં આ રીતે તમારા અદ્વૈત વાદીના મતમાં ઘણીજ શંકાયો છે. વળી અદ્વૈત વાદીઓ એમ કહે છે કે બ્રહ્મ તો સર્વને વિશે સાક્ષી રહેલો છે. જો સાક્ષી અને જેને વિષે રહ્યો છે તે બે થયા વળી અંતઃકરણ જડ છે તે બ્રહ્મ ચૈતન્યથી ચૈતન્ય થયું. બાકી જડ હતું ને એ અંતઃકરણનો બ્રહ્મ સાક્ષી છે. એમ ઘણા અદ્વૈત મતવાળા કહે છે. હવે એ જડ અંતઃકરણ ચૈતન્યથી ચૈતન્ય થઈને ધર્મ અધર્મનાં કાર્ય કરે છે તેનો ભોકતા કોણ ? બ્રહ્મને તો સાક્ષી કહોછો ત્યારે તો ભોકતા અંતઃકરણ થાય છે; જો અંતઃકરણને ભોકતા કહો છો તો

પાપ કર્મથી નર્કવાસ અંતઃકરણ ભોગવે છે એમ થયું. જ્યારે અંતઃકરણ નર્ક ભોગવે છે તે વેળા તેની સાથે ચૈતન્ય બ્રહ્મ ખરૂ કે નહી ? જો સાથે નહી એમ કહેશો તો અંતઃકરણ તો જડ છે ત્યારે તે અંતઃકરણને નર્ક ભોગવ્યાનું સુખ દુઃખ થવાનું નથી. અને ચૈતન્ય બ્રહ્મ સાથે રહે છે એમ કહેશો તો તે બ્રહ્મ નર્કનો ભોકતા થયો ને તેનેજ નર્કના સુખ દુઃખનો અનુભવ થવાનો; કારણ કે તે બ્રહ્મ ચૈતન્ય જ્ઞાનવાન છે માટે. જો કદી બ્રહ્મને નર્કના ભોકતા કહેશો તો અયોગ્ય છે. આ ઠેકાણે ઘણા બ્રહ્મવાદી એમ કે છે કે તમારી દ્રષ્ટીમાં નરક છે. નીકર નરક છેજ નહી. આ રીતનું અધર્મ બોલનાર જકકીને નર્કનો આર આપ્યો હોય ત્યારે તેનું ખરૂ ખોટું જણાય વળી કૈંક ચડસના માર્યા નરક ખાવાને પણ તૈઆર થાય છે. એવા પણ માયે મુર્ખ દીકરા જણેલા છે.

વળી બ્રહ્મવાદી અંતકરણ કહે છે તેજ ખોટું છે. કારણ કે અંતઃકરણ કાંઈ વસ્તુ છે નહિ. નથી લોઢું, લાકડું, કે હાડ કે માંશ કે ચામ કાંઈ પદાર્થ નથી ને [૧] મન, [૨] બુધી, [૩] ચિત્ત, ને [૪] અહંકાર, આચારનું નામ અંતઃકરણ કહે છે. પણ અમારો તો અભિપ્રાય એજ છે કે અંતઃકરણ કાંઇ નથી જે આ દેહમાં સમજનારો છે તેજ છે, સમજનારને જીવ કહો કે આત્મા કહો ગમે તે કહો પણ સમજનાર જે જ્ઞાન છે તેજ છે. બીજું કાંઇજ નથી. ને એ સમજનાર જે જે વખતે જેવાં જેવાં કામ કરે છે તે તે વખતે તેવું તેવું નામ આરોપણ થયું છે. જેમ ભવાયો મીયાનો સ્વાંગ ભજવે તે વેળા મીયા, કંસારાનો સ્વાંગ ભજવે તે વેળા કંસારો કહેવાય છે. પણ તે કંસારો કે મીયા છે નહિ. તેમ દેહને વિશે જે સમજનાર જ્ઞાન છે તેણે જે વખત કાંઇ બાબતનુ મનન કરવા માંડયુ તે વેળા મન કહેવાયું ને ચૈત્વન્ય કરવા માંડયું તે વખત ચિત કહેવાયું ને નિશ્ચે કર્યું તે વેળા બુદ્ધી કહેવાઈ ને કરૂં એમ અહંકાર થયો તેને અહંકાર કહેવાયો, પણ જે સમજનાર છે તેનો તેજ છે તે વિના મન, બુધી, ચિત્ત, અહંકાર એવું જે અંતઃકરણ કહે છે તે કાંઇજ નથી. તો પછી અંતઃકરણ કહેવું તેજ મિથ્યા છે. વળી સહુ પ્રાણી વિચારો કે આપણા દેહમાં એક આપણ સમજનાર છીએ તે વિના બીજુ કાંઇ દેહમાં ભાસે છે ? જો ભાસતું હોય તો તપાશીને કહો. કદીજ બીજુ ભાસવાનું નથી. શાથી કે બીજુ છે નહી માટે ભાસે પણ નહિ. ને જે સમજનાર છે તેજ છીએ હવે અદ્વૈત વાદી તેજ સમજનારને બ્રહ્મ કહે છે. ને સમજનારથી બ્રહ્મ શરિરમાં જુદો રહયો છે એમ પણ કહે છે. પણ સમજનાર શિવાય બીજુ તો કાંઇ ભાસતું નથી માટે સમજનારથી જુદો ને સમજનારની સમીપે બ્રહ્મ શરીરમાં રહયો છે એ કહેવું મીથ્યા છે. અને સમજનારને બ્રહ્મ કહે છે તો તેના લક્ષણ બ્રહ્મની સાથે મળતાં નથી માટે તેને જે અદ્વૈત વાદી બ્રહ્મ કહે છે તે તરછટ ખોટું છે.

વળી બ્રહ્મવાદી મોક્ષ અમોક્ષને મીથ્યા માને છે તે તેમનું કહેવું તેમને ફળદાતા છે. કેમકે તે મોક્ષ પામતા નથીજ પણ માયાને મીથ્યા માને છે તેથી તે માયાથી મુક્ત થાય છે. પણ તેઓ અમેજ પરમેશ્વર છીએ ને પોતેજ મોક્ષ રૂપ છીએ એટલુંજ તેમણે જાણ્યું છે. તેથી તેમને મોક્ષ મળતો નથી. કેમકે તેમને પરમાત્મા જે ન્યારા છે એટલે પરોક્ષ છે તેનુ તેમને જ્ઞાન થયું નથી એટલે તેનુ મોક્ષરૂપ જે જ્ઞાન થયા વીના તેમાં તેમનો લક્ષ લાગ્યો નથી તેથી તેમને તે પદની પ્રાપ્તી થતી નથી. તે મોક્ષપદમાં જતા નથીને હાંઇની માયાથી મુકત થાય છે તેથી તે પરમાત્માની મહદાકાશ ગતીમાં ભટકયા કરેછે. તેમાંથી તેમને કોઈ વાર માયાની અપેક્ષા થાય છે. કેમકે માયા જોએલી છે તેથી માયા યાદ આવે છે તેથી તે ફરી માયામાં અવતાર ધારણ કરે છે. જો તે માયાથી મુકત થાય છે. તેવું તેમને મોક્ષપદ પરમાત્મા જે પરોક્ષ છે તેનું જ્ઞાન થઈ તેમાં તેમનિ લક્ષણા લાગી હોત તો મોક્ષ પામત એટલે તેમની માયામાં આવવાની વ્રતી થાત નહી પણ તેમને મોક્ષ સ્વરૂપ પરમાત્મા જુદા છે તેનું જ્ઞાન નથી તેથી તેમાં તેમની લક્ષણા નથી તેથી તે મોક્ષ પામતા નથી. માટે કેહે છે કે મોક્ષ છે જ નહી તેમ પરોક્ષ પરમેશ્વરનુ પણ જ્ઞાન નથી માટે પોતેજ પરમેશ્વર છીએ તેમ તે માની બેઠેલા છે તેથી તે એમ કહે કે જે દેહમાં સમજનાર આત્મા તે તો મોક્ષ રૂપ છેજ તેનો મોક્ષ થવો એજ ખોટું છે. આ મતવાદીનું કહેવું એમનેજ ફળવાનુંછે કેમકે આ દેહમાં છે તેજ વખત મોક્ષ રૂપ છીએ એમ કહે છે. તેવોજ તેમનો સદાકાળ દેહો ધરી ધરીને મનથી મોક્ષ માનવાનો છે. ને કહે છે કે મોક્ષ થવો મિથ્યા છે. તે પણ તેમનું બોલ્યું તેમનેજ ફળે છે, કેમકે તે તો મોક્ષ મીથ્યા માને છે તેથી તેમનો મોક્ષ કોઈ કાળે થવાનો નથી નથી ને નથી.

હવે હે મોક્ષના ઇચ્છનારા; અદ્વૈત વાદી જે શ્રુતીથી સર્વને બ્રહ્મ કહે છે તે આ શ્રુતીનો ભાવાર્થ એ લોક સમજ્યા નથી એમ નિશ્ચે કરવું, તે અદ્વૈતમાં હજી તો ઘણી શંકાયો છે પણ ગ્રંથ ઘણો લાંબો થઈ જવાના ભયથી વિશેષ વાત કરી નથી. આ ગ્રંથના કરતાનો કરેલો બ્રહ્મવાદ ખંડન નામનો ગ્રંથ જોવો. વળી આ અહં બ્રહ્માસ્મીવાળાને પુછીએ છીએ કે આ અહંબ્રહ્માસ્મી આ વચન પુરાણનું છે કે વેદનું વચન છે. આ વચનનો સરવે પ્રાણી વિચાર કરો કે એ વચન વેદે કહ્યું છે. તો તે વેદનારાયણ તો એમ કહે કે હું બ્રહ્મ છું તેમાં આપણે શું વેદના કરતા તો બ્રહ્મ છે તેથી તે કહે છે કે હું બ્રહ્મ છું આગળ શ્લોક કહ્યો છે તે.

શ્લોકના ચોથા ચરણમાં એમ કહ્યું છે કે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે. હવે જો ભાઇ બ્રહ્મને જાણવાનું કહ્યું માટે બ્રહ્મ અને બ્રહ્મને જાણનાર એ બે છે.

આ ઉપરથી તો જે પોતે બ્રહ્મ થાય છે તે સર્વં ખલ્વીદંબ્રહ્મ આ શ્રુતી· નો ભાવાર્થ સમજ્યા વિના અદ્વૈત મતને ગ્રહણ કરે છે તે તરછટ અજ્ઞાનતા દેખાય છે. અરે અદ્વૈતવાદી માહાવાકયના માહાત્મા થઇ બેઠેલા હજી માહા વાકયના ભાવને સમજ્યા નથી તેથી અહંબ્રહ્માસ્મી અને તત્વમસી એટલે હું બ્રહ્મ છું ને તે તું છું એમ કહે છો પણ જરા ઝીણી બુદ્ધિથી વિચારો—

૧ એ માહાવાકયો કોનાં છે? અદ્વૈતવાદી કહે છે વેદનાં વચન છે.

૨ એ વેદ લખાયેલા તેને વેદ કોહો છો કે પ્રથમ વેદ કોઇના બોલેલા હશે? અદ્વૈતવાદી કેહેછે પ્રથમ વેદનારાયણના મુખથી વેદોચાર થયેલા હશે એમ ભાસે છે.

વારૂ ભાઈ એમ ભાસે છે તો વેદ નારાયણે એમ કહેલું કે હું બ્રહ્મ છું. અને તત્વમસી એટલે તે તુ છું. એમ કહેલું. હવે આ વાકયોનો વિચાર કરો કે વેદ નારાયણ એતો શબ્દ બ્રહ્મ છે તેથી તેમણે કહેલું કે હું બ્રહ્મ છું પણ જે તમે કહો છો કે હું બ્રહ્મ છું. આ તમારી ભુલ છે. વળી હું બ્રહ્મ છું એવું અક્ષર બ્રહ્મે કોને કહેલું તે જાણો છો? જવાબ. ના વારૂ તત્વમસી. એટલે તે તું છું એવું કોને કહેલું તે તમે જાણો છો. જવાબ ના.

અરે અદ્વૈતવાદી હવે વીચાર કરો કે જે તત્વમસી એવું કેહેનાર એક, અને તે બીજું, અને તુ છે તેં ત્રીજુ, આ ત્રણ જણની વાતનો વિશય જણાય છે. તેને તમો સમજ્યા નથી. છતાં હું બ્રહ્મ છું ને તત્વમસી એટલે તે તુ છું એમ મુમત કર્યા કરો છો તેથી તમો·કેવળ અજ્ઞાનમય છો. આ શંકા સત્ય છે ને શંકા કરવા જેવું છે. તથાપી આગળ ઉપર નીરૂપણમાં સ્પષ્ટ સમજાશે. હવે.

---

## જગતકર્તા વિશે છપ્પો.

એક મતવાદી વેણ, વદે છે મતમાં રીઝી;
મુળ તો અદ્વૈત બ્રહ્મ, નહોતી વસ્તુ બીજી.
તે બ્રહ્મ કર્યું જગત, કહે સઉ તેથી કરતા;
કર્યા વિના કેમ હોય, ઘાટ જુજવા નિસરતા
પશુને પુંછ પાંખ પક્ષીને, મનુષ બે ભુજ થાય છે;
મતવાદી વદે વ્યાસજી, આમાં શી શંકાય છે.

---

## જગતકર્તામાં શંકા રાગ એજ.

ભાઈ બ્રહ્મને જગત કરતા કેહેશો,
પુછુ સવાલ જવાબ શો દેશો. ભાઇ૰ ટેક
પ્રથમ એકલા બ્રહ્મ કહો તો શ્રષ્ટી થઇ શેમાંથી;
અનાદી બીજી વસ્તુ ન્હોતી, વિશ્વ બનાવ્યું કયાંથી. ભા૦ ૧

પંચ ભુતોનુ વિશ્વ થયું છે, તે ભુત નવ હોય આદી;
તો કારણ વણ કાર્ય ન થાયે, વિચારો વાત વિવાદી. ભા૦ ૨
મુળમાં કારણ હોવુંજ જોઇએ, જોઇએ જુદા જુદા ગુણો;
એક ગુણી પંચભુત હોયે તો, શંકા પડે તેહ સુણો. ભા૦ ૩
જળ તણો કદી ઘટ બને નહિ, ઘટનું પટ ન થાયે;
પટની ધાતુ કે કાષ્ટ બને નહી, જુજવા ગુણ જો ત્યાંયે. ભા૦ ૪
કુંભાર વાસણો કરવાં ધારે, તો મુળ પ્રતીકા જોઈએ;
ઘડવાનું રાચને જળ વ્હંની, તે વણ શું કરે કોઈએ. ભા૦ ૫
તે કરતાં કદી કરતા કહો તો, શુભ શંકા મત જાગે:
વેદ જોતાં ભારે ભેદ પડે છે, કરતાને પાતક લાગે. ભા૦ ૬
વેદ વિષે ચાર દોષ રહ્યા છે, કરતા ધણીને માંથે;
તોપછી આ બધું વિશ્વ રચીને, શું પાપ લીધું નાથે. ભા૦ ૭
તે ચાર દોષનાં નામ બતાવું, સુણી શ્રોતા જન રીજો;
નૈર્ઘન્ય પેહેલો વૈષમ્ય બીજો, કૃત નાશનો દોષ ત્રીજો. ભા૦ ૮
અકરતા અભ્યાગમ ચોથો, અર્થથી કરૂં ખુલાશો;
નૈર્ઘન્ય એટલે નીર્દય પણું, જીવોનો કર્યો કુવાસો; ભા૦ ૯
સહુ પ્રાણીને સુષ્ટીમાં નાંખ્યા, મુકી તેને કામ ક્રીડા;
ક્ષુધા પીતાશા તાઢને તડકા, ભય નીંદ્રા રોગ પીડા. ભા૦ ૧૦
આવા અતી દુઃખમાં જીવ નાંખ્યા, કોઈ તેથી નવ તાગે;
આવું નિર્દયપણું કર્યું તે, કરતાને પાતક લાગે. ભા૦ ૧૧
વૈષમ્ય દોશને બીજો ગણ્યો છે, તે શમવિષમ જાણો;
તેનો અર્થ છે ઓછા વત્તી, વિવેકે વિચાર આણો. ભા૦ ૧૨
એકને નિરબળ બીજાને બળવાન, કેમ કર્યો જગ રાયે;
સૌ સરખા સામર્થ કર્યા હોત, તો વાઘ શું અજા ખાયે. ભા૦ ૧૩
બહુ જીવ ત્રાસેને વાઘથી નાસે, રહીયત રાજાથી ડરે;
જળમાં મ્હોટાં મચ્છ કર્યાં તે, નહાનાંનું ભક્ષણ કરે. ભા૦ ૧૪
સર્વને સરખાં કર્યાં હોતે તો, નહાનાં વિના કોને ખાતે;
તે કરતાં જળમાં અન કે ઘાસ, કરી હોતે તો ન ચહાતે. ભા૦ ૧૫
મનુષ્યમાં કર્યા ગરીબ ગ્રહસ્થો ત્રષ્ણા તે કોની ન મટે;
ગરીબ ગ્રહસ્થની કરે ગુલામી, કરતાને તે નવ ઘટે. ભા૦ ૧૬
વળી સમ વિસમ ભાવ જુઓ, એક નરને એક નારી;
નારી માત્ર નર માત્રોની, સદા કરે તાબેદારી. ભા૦ ૧૭
તેથી કરતા કહીએ બ્રહ્મને, તો દોશ વૈષમ્ય લાગે;

ત્રીજો અર્થ કરૂં કૃત નાશનો, કર્યો કરમ કેમ ભાગે. ભા૦ ૧૮
જેવારે આ વિશ્વ પ્રલ્લે થાય છે, તે વારે સહુ સંગ જાયે;
તે દન પાપી પુન્ની સહુ સાથે, પેહેલાએ વેઠી શિક્ષાયે. ભા૦ ૧૯
વળી આ શ્રષ્ટીને કરેલી ભાગે, લાગે તેનો દોષત્રીજો;
એ કરતાં અભ્યાગમ ચોથો, તે સાંભળી સહુ રીજો. ભા૦ ૨૦
ચોથાનો અર્થ કે કર્મ કર્યા વણુ, કર્મોકયાંથી લાવી દીધાં;
પ્રથમ શ્રષ્ટિથયાં પહેલાં પાપ, જીવોએ કહો કયાં કીધાં. ભા૦ ૨૧
જન્મ્યા ન્હોતાને ન્હોતાં કર્યાં પાપ, નહોતા કો શ્રષ્ટીમાં આવ્યા;
તેમ છતાં કોઈ કર્યા મનુશો, કોઇને પશુ બનાવ્યા. ભા૦ ૨૨
તે પશુમાં બળદો બોજ ખેંચે, ગરધવ ગુણા ધરે છે;
હય હસ્તીને ઉંટોના ઉપર, મનુષ્ય સ્વારી કરે છે. ભા૦ ૨૩
તે મનુષ્યે કયાં પુન્ય કર્યાંતાં, પશુએ કયાં પાપ કીધાં;
પ્રથમ સૃષ્ટીમાં તે જીવોને, કેમ પશુ દેહ દીધાં. ભા૦ ૨૪
આ બધો અન્યાય નથી ઘટારત, અન્યા જોતાં ક્રોધ જાગે;
ચોથો અકરતા અભ્યાગમનો, દોષ કરતાને લાગે. ભા૦ ૨૫
વેદમાં ચારે દોષ કહે છે, કરતા ધણીને શીશે;
તો શું તે દોષ માથે લેઇને, જગ્ત કર્યું જગધીશે. ભા૦ ૨૬
કરતાને દોષ ન હોય તો વેદમાં, કરતાને ન કહે દોશી;
વેદમાં બ્રહ્મને નીરદોશ કેહેછે, વિચારો વિદ્વાન જોશી. ભા૦ ૨૭
બ્રહ્મ કદી દોશ લે નહી માંથે, તો જગ્ત કોણે કર્યું છે;
પરમેશ્વરે કર્યું કહીએ તો, કરતામાં પાપ ઠર્યું છે. ભા૦ ૨૮
સૃષ્ટીના કરતા બ્રહ્મ કહોતો, નીરદોશી બ્રહ્મ બતાવો.
અકરતા પરમેશ્વર કોહોતો, કરતાને સોધી લાવો. ભા૦ ૨૯
કર્યા વિના કાંઇ ચીજ બને નહી, બને તો હાલ બનાવો;
નહીતો નકકામો મુમત ઝાલી, મીથ્યા શું માથું કુટાવો. ભા૦ ૩૦
આ બધી વાત ભીડાણે ભીડાઇ, જ્ઞાની તો વ્યર્થ ન ધારે;
આ પદ વ્યાસવલ્લભે કહ્યું તે, કર્યું છે વેદ વિચારે. ભા૦ ૩૧

---

જો ભાઇ આ પદમાં શંકાઓ કરી છે ને વેદના પ્રમાણુશી ચાર દોશ બતાવ્યા છે. વળી વેદમાં તથા બીજા ગ્રંન્થોમાં તથા પંચરાત્ર શાસ્ત્રમાં પણ પરમેશ્વરને અકરતા કહ્યા છે માટે તેમને કરતા માનવા એ સંભવતું નથી. તેમ કર્યા વિના આ મ્હા મોટું કાર્ય થયું તે પણ સંભવતું નથી ને સભવતું માનીયે તો ઘણા ગ્રંથોનાં તથા તેના તેજ પંચરાત્ર શાસ્ત્રમાં કરતા પણ કહ્યા

છે માટે પરમેશ્વરને અકરતા કેહેવા તે પણ સંભવતું નથી. હવે જો ભાઈ આ બંન્ને પક્ષ ઉલટા છે ત્યારે કરતા કોણ તેનો કાંઈ નિશ્ચે થતો નથી. હવે

## ઇચ્છાથી વિશ્વ થયું તે વિશે છપો.

કે'છે મતિયો એક, થયું વિશ્વ તે વિશે;
જગત થવા ઈચ્છાય, કરી પોતે જગધીશે;
અથવા થઇ પ્રેરણાય, થયું કર્યા વણ આપે
બની ગયું તવ જગત, રહ્યું છે અચળ અદાપે;
સૃષ્ટી એમ ઉતપન થઈ, નિશ્ચે કર્યું છે ન્યાયથી.
સહુથી સત્ય જો વાત છે, શંકા ન નિકળે માંયથી.

---

જો ભાઈ આ છપા પ્રમાણે જે પ્રાણી માને છે તેના અભિપ્રાયમાં સંકાઓ થાય છે તે કહું છું

## ઈચ્છાથી વિશ્વ થયા વિશે શંકા.

રાગ એજ.

ઇચ્છા થવાથી જગત થયેલું કૈ'યે,
તેની શંકા ઉઠે અતી હૈયે. ટેક૦
ઈચ્છા થઇને વિશ્વજ બનીયું, તે કેમ લાગે સાચું;
વેદ પ્રમાણોથી સિદ્ધ ન થાયે, ત્યાં લગી તે કહ્યું કાચું. ઈ૦ ૧
માનવા સરખાં પ્રતક્ષ અનુમાન, જુઓ એ બેઉ પ્રમાણો;
ઈચ્છાથી થતું પ્રતક્ષ બતાવો, તથા અનુમાને આણો. ઈ૦ ૨
પ્રતક્ષ એટલે દ્રષ્ટીએ જોવું, વેદનો એ ભેદ સારો;
ગ્રહપર ધુમ્ર જોઈ અનુમાને, હોય વ્યહની એમ ધારો. ઈ૦ ૩
વિશ્વ ઈચ્છાથી થયેલું કહોતો, પ્રત્યક્ષ થાતું દેખાડો;
તે કરતાં અનુમાન કરાવો, દ્રષ્ટાન્તે સિદ્ધાન્ત કહાડો. ઈ૦ ૪
ઈચ્છા કરેને થતું હોયે તો, મન ચીતવ્યું સહુ થાયે;
તો જગતમાં કો નગ્ન ના ફરે, ચરણે ચાલી કો ન જાય. ઈ૦ ૫
વળી ઇચ્છા થવાથી થયેલું, જોવામાં કૈં નથી આવ્યું;
કદી કહેશો સામર્થ હરી છે, માટે ઈચ્છાથી બનાવ્યું. ઈ૦ ૬
જીવ ઈચ્છાથી કાંઈ બને નહી, ઈશ્વર ઈચ્છાથી થાયે;
એમ કહેશો તોપણ શંકા, ઉત્પન થઈ ઉરમાયે. ઈ૦ ૭
કૃષ્ણને કામની વરવી હતી તો, નાખ્યો નર્કાસુર મારી;
સોળ શસ્ત્ર અધર્મ કરીને, લાવ્યા તે નરની નારી. ઈ૦ ૮
ખોટું જણાવ્યું વિશ્વ વીશે વળી, કાળ કહેણી શિશ આવી;

ઇશ્વર ઇચ્છાએ થતું હતું તો કેમ ન નારી બનાવી. ઇ૦ ૯
અસુર મારવા ભકત ઉગારવા દેહ હરીએ લીધા;
પોતાને સ્થાનક ઇચ્છા કરીને, કેમ ન કારજ કીધાં. ઇ૦ ૧૦
ઇચ્છા કરીને વિશ્વ બન્યું તો, કરતા થયા અવિનાશી;
આપની ઇચ્છાથી તે આપેજ કીધું, વેદવદે દોશ ફાંશી. ઇ૦ ૧૧
માટે આ વારતા કેમ ભાસે સત્ય, સત્ય કહે શંકાયો;
વલ્લભ વદે છે ન્યાય નિતિમાં, સમજી શકે તે ડાહ્યો. ઇ૦ ૧૨

---

જો ભાઇ આ પદમાં જે જે શંકાયો કરી તે શંકાયો જોતાં, ઇચ્છા કરવાથી વિશ્વ થયું એમ માનીયે તો પણ ઇચ્છા કરીને થયું તેથી તે કરતા થયા. ને કરતા કહીએ તો નૈર્ધન્ય વૈશમ્ય વીગેરે ચાર દોશ લાગ્યા ચાર દોશને માનીયે તો નીરદોશી પરમેશ્વર રહ્યા નહી વળી ઇચ્છા કરી તો તેમને અંતઃકર્ણ જોઇએ અંતઃકર્ણવાળા કહીએ તો સાકાર થયા માટે આ વાત પણ સંભવિત નથી.

## જીવ ઇશ્વર માયા અનાદી માને છે તે વિશે.

છપો.

એક મતવાદી લોક, વેદ જોઇ લપટાયા;
ત્રણ અનાદિ સત્ય, જીવ ઇશ્વરને માયા;
તે ત્રણથી થયું જગત ભકત મતવાદિ બોલે;
એકલાથી કેમ હોય, કહે ઇચ્છાથી અતોલે;
જીવ ઇસ્વર માયા થકી, શ્રુષ્ટિ થઈ તે સત્ય છે;
ત્રૈણ વિના બનીયું નથી, એજ અમારો મત છે.

---

જો ભાઈ આ છપા પ્રમાણે જે પ્રાણિ જીવ ઇશ્વરને માયા અનાદિના છેજ એમ માનનારાનો અભિપ્રાય કહ્યો. હવે આ મતમાં શંકા થાય છે તે કહું છું.

## ઉપરના મતમાં શંકા રાગ એજ.

ઉપરના મત તણી શંકા ઝાઝી,
ન્યાય રીતે બોલુછું બહાજી. ઉપરના ટેક.
જીવ ઇશ્વરને માયા થકી આ, સૃષ્ટિ થઇ એમ કહીએ;
તો વેદથી વેણ ન્યારૂં નીકળ્યું, તે કેમ બેસે હૈએ. ઉ૦ ૧
વેદનું વચન અદ્વૈત કહે છે, તો સત્ય કયાંથી હોયે;
દ્વૈત કહો તો વચન વેદનું, બોલો શું સાચું હોયે. ઉ૦ ૨
જીવને માયા બેઉ અનાદી, કબુલ કરીએ કદાપી;

તો જીવ માયામાં લબ્ધ રહે પણ, કદીન કહેવાય પાપી. ઉ૦ ૩
જીવ માયાથી જગત કે'વાયું, જ્યાં ત્યાં માયાને જીવો;
તે છે અનાદી તો થૈ કેમ કહીએ, લ્યો કરમાં ન્યાય દીવો. ઉ૦ ૪
જીવ ઇશ્વરને માયા તે ત્રણે, સ્થાપન કરશો અનાદિ.
તો નવ સંભવે ઉત્પત્તિ કોની, વિચારી લ્યો મતવાદી. ઉ૦ ૫
જો કદી ઉત્પત્તિ નવ્ય કહો તો, લય પણ કદી ન હોયે;
તે વાત ન્યાયથી વિરૂદ્ધ માટે, સત્ય ન માને કોયે. ઉ૦ ૬
ત્રણ અનાદી તો શ્રષ્ઠિ અનાદી, થઇ શ્રષ્ટિ ન કેહેવાયે.
થઇ કહો તો અનાદિ નહીં એ, નિહાળી જુઓ ન્યાયે. ઉ૦ ૭
જીવને માયા છે અનાદીનાં, કહેતાં ફરે ઘણી યુક્તિ;
જીવ અનાદિ છે છે ને છે તો, તેની ન સંભવે મુક્તિ. ઉ૦ ૮
મુક્તિ નહીં તો શીદ શેવે સહુ, પરમેશ્વરના પદને;
વ્યવહાર વ્હેપારથી મન વાળી, શાને રટે હરી વદને. ઉ૦ ૯
જીવ માયા અનાદી કહો તો, તે થયું સંભવે કયાંથી;
વલ્લભ વદે વિવેકે વિચારી, શંકા સોધી મતમાંથી. ઉ૦ ૧૦

---

જો ભાઇ આ પદમાં જે જે શંકાઓ કરી ને શંકાઓ જોતાં જીવ ઇશ્વરને માયા અનાદીના છેજ એમ માનવું સંભવતું નથી. વળી શ્રુતિ ભાગ **નેહનાનાહ્તીકીચન** શ્રુતિનો હેતુ તથા અર્થ કે બ્રહ્મ વિના બીજું કાંઇજ છે નહી. આ ઉપરથી જીવ ઇશ્વરને માયા અનાદી છે એવું સંભવતું નથી. વળી શ્રુતિ **एकोब्रह्मद्वीतियोनाह्तो** અર્થ એક બ્રહ્મ વિના બીજું બધું નાશવાન છે.

ત્યારે જો ભાઇ જીવ ઇશ્વર માયા તે નાશવાન છે તો તે અનાદી હોય, એમ કેહેવું સંભવતું નથી. કારણ કે નાશ થયું તેની ઉતપત્તી સંભવે નહી. હવે

## મુરતિયો વિશે છપો.

એક મતવાદી પ્રેમ, કરીને એમ કહે છે;
મુરતિયો છે જેહ, તેહમાં બ્રહ્મ રહે છે;
પહેલી જડતે હોય, કોય પુંજવાને લાવે;
વિધી કરે છે વિપ્ર, એટલે ચૈતન્ય આવે;
મુર્તિ પ્રતિષ્ઠા કરે એટલે, ઇશ્વરપણું એહમાં;
મતવાદી જનને માનતા, છે પરમેશ્વર તેહમાં.

---

જો ભાઇ આ છપા પ્રમાણે જે પ્રાણી પ્રતમાઓને (મુરતિયોને) પરમેશ્વર માને છે અથવા મુર્તિઓમાં પરમેશ્વર છે અથવા એજ પરમેશ્વર છે એમ માનનારાના મતમાં શંકાયો થાય છે તે કહું છું.

## મુરતિયોમાં શંકા રાગ એજ.

પ્રતીમામાં પરમેશ્વર કદી કહેશો,
કરૂં શંકા તો શું માની લેશો. મુરતી; ટેક.
મુરતીમાં પરમેશ્વર કોહોતો, મુરતી બહુ સ્થળે છે;
કૈકની મહતા કૈકની નુન્યતા, કૈ મુરતિ રઝળે છે.: મુ૦ ૧
પ્રતમાયો તો જડ દીસે છે, ન હાલે ન ચાલે પોતે;
નથી ખાતાને નથી જળ પીતા, કેમ કહું પ્રભુ તો તે. મુ૦ ૨
કદી કહેશો વાસના લે છે તો, ધ્રાણુમાં છીદ્ર તપાસો.
તે કરતા વાસના લેતાં કેમ, નથી જણાતા સ્વાસો. મુ૦ ૩
કદી કહેશો ભક્તવણ ન જણાયે, પારખું ન દે લગારે;
તો તમને તમારા ધર્મના સમ, તમે જોયું કેવારે. મુ૦ ૪
વળી કહો છો પ્રતિષ્ઠા વિપ્રની, પાસે કરાવે જ્યારે;
એટલે પુરણુ પરમેશ્વર તે, તેમાં આવી વસે ત્યારે. મુ૦ ૫
પ્રાણુ પ્રતિષ્ઠા કર્યા થકી જો, જડમાં ચૈતન્ય આવે;
તો વિપ્ર પોતાનો પુત્ર મરે છે, તેમાંજ ચૈતન્ય લાવે. મુ૦ ૬
ઘણા ઘણા દ્રવ્ય વાવરનારા, પુત્ર માટે મરે મથી;
વિપ્ર તેના શબમાં લાવે ચૈતન્ય, તે કેમ લાવતા નથી. મુ૦ ૭
વળી વેદમાં કોઇ ઠેકાણે, પ્રતીમા નથી ગવાઇ;
તેમ છતાં સરવે મત ઝાલ્યો, કળીમાં થઇ નવાઇ. મુ૦ ૮
પ્રતીમા પુજવે મોક્ષ મળે તો, જ્ઞાન શાને લેવું પડે;
ન જાણુશો કે નિંધા કરી છે, શંકા શોધે જ્ઞાન જડે. મુ૦ ૯

---

જો ભાઇ આ પદમાં જે જે શંકા કરી તે શંકાયો જોતાં પ્રતીમા પરમેશ્વર છે અથવા પ્રતીમામાં પરમેશ્વર છે એમ સંભવતું નથી. વળી, વેદ ઉપનિશદો પ્રતીમાને કે પ્રતિમામાં પરમેશ્વર કહેતા નથી તેના પ્રમાણુ જો કે યજુર્વેદના ૩૨ મા અધ્યાયમાં લખ્યું છે કે,

नतस्यप्रतिमाअस्तियस्यनन्मणहद्यशः ॥

અર્થ પરમેશ્વરનો પ્રસિદ્ધપણે યશ છે તે પરમેશ્વરની પ્રતીમા ( મુરતી ) નથી વળી.

यन्मनसानमनुतेयेनाहुर्म्मनोमतं ।
तदेवब्रह्मत्वंविद्धिनेदंयथीदमुपासते ॥

અર્થ. જે મનવડે જાણી શકાતો નથી, પણ જે મનને જાણે છે તેને બ્રહ્મ એટલે પરમેશ્વર જાણો. હાલના લોકો જેની ઉપાસના કરે છે એટલે

પ્રતિમાની ઉપાસના કરે છે તે પ્રતિમા પરમેશ્વર નથી, આવાં ઘણાં પ્રમાણો છે માટે મુરતી પરમેશ્વર છે કે મુર્તિમાં પરમેશ્વર છે એમ માનવું સંભવીત નથી.

---

### મુરતીયોને જડ માને છે તેના મતનો છપો.

એક મતવાદી લોક, કહે ઈશ્વર ચૈતનમાં;
જડમાં તે નવ હોય, હોય વાચાળું જનમાં.
ન્હાનું મ્હોટું થાય, હોય તેમાં તે સાચું;
મુરતીમાં ચૈતન્ય, કહે તે જ્ઞાનજ કાચું.
પાશાણ ધાતુ કાષ્ટને, પરમેશ્વર જે જાણતા;
તેથી અધર્મી અન્ય નહી, મીથ્યા મુમત તાણતા.

---

જો ભાઇ આ છપા પ્રમાણે જે પ્રાણી પ્રતિમા એટલે મુર્તીયોને નથી માનતા તેનો અભિપ્રાય કહ્યો હવે એ નહી માનનારાના મતમાં શંકાઓ થાય છે તે કહું છું.

### મુરતિ નહિ માનનારામાં શંકા રાગ એજ.

નીંદે મુરતી તેમાં શંકા કાહાડું;
મતવાદીને વાંધા દેખાડું, નિંદે. ટેક.
કાષ્ટ પાશાણમાં નાહોય ચૈતન્ય, એવું તો કેમ કેહેવાએ;
મથન કરતાં પ્રગટે છે વ્હની, ચૈતન્ય જો સહુ માએ. નીં. ૧
બોલતા ચાલતા ન્હાનેથી મ્હોટા, થતામાં ઈશ્વર હોએ;
તો દેવદાનવ માનવ પશુ, ઝાડ પાહાડ સહુ કોએ. નીં. ૨
ન્હાનેથી મ્હોટા ઝાડ પહાડ થાએ, વળી વિશેષે બતાવું;
બોલતા ચાલતા ને માનતા હો, તો દાનવ ગુણ ગાઉ. નીં. ૩
મ્હોટા મ્હોટાએ મુરતી શેવી, શેવતા રૂશિ ને ધ્યાની;
અસલથી આપણા સધોએ, મુરતીઓ કેમ માની. નીં. ૪
કદી કહેશો કે મુરખ સધો, માટે તે મતમાં ભળીયા;
તો તમે મુરખના પરીવારો, ડાહ્યા કયાંથી નિકળીયા. નીં. ૫
સૃષ્ટીનું સત્ય કેહેવત છે કે, જેના જેવા તેના તેવા,
તો મુરખોના પુત્ર થએલા, કેહેનારે મુરખ જેવા. નીં. ૬
આંબાને સક્ષે કોઠ ન થાએ, કોઠીએ કેરી કયાંથી;
મુરખનાં ફળ મુરખ જેવાં, ડાહ્યા થયા શેમાંથી નીં. ૭
મુરતી પુજન જેણે કર્યું તેને, ફળ મળ્યાં છે અતીશે;
તે નવ્ય માનો તો તપાશી જુઓ, અરાડ પુરાણ વિશે. નીં. ૮

તો મુરતી ખોટી કેમ કહીએ, નિંદવેથી દોશ લાગે;
વલ્લભ વદે છે આ મતવાદી, મીથ્યા મહતા મુખ માગે. નીં. ૯

જો ભાઇ આ પદમાં જે જે શંકાયો કરી તે શંકાયો જોતાં મુરતીઓને નીંદવી કે નહી માનવી એ સંભવતું નથી. વળી. રામાયણ, માહાભારત અને શ્રીમદભાગવત વીગેરે ઘણાં પુસ્તકોમાં ઘણા ઘણાએ પ્રતીમાયો પુંજી છે ને તે પુંજવાથી તેઓને ઉત્તમ ફળની પ્રાપ્તી થઇ છે એમ લખેલું છે; વળી શ્રીકૃષ્ણ શ્રી રામજી તેપણ મુરતીઓ પુંજતા ને મુરતીયોની સ્થાપના પણ કરતાં જો કે શ્રી રામચંદ્રજીએ સ્વેતબીંદુ રામેશ્વરનું મુરતી સ્થાપન કર્યું. એ વીગેરે બહુ પ્રમાણો છે હવે.

**રામકૃષ્ણને પરમેશ્વર માનનારાનો છપો.**

એક મત વાદી વાણ, વદે પુરાણો જોઈ;
રામકૃષ્ણ પરબ્રહ્મ, નહી બ્રહ્મ બીજો કોઈ;
પુરણ બ્રહ્મ છે એજ, આપ અવતારો લીધા;
ભકતોની કરી સ્હાય; નાશ અધર્મી કીધા;
વળી લીલા કરી નાથજી, પરમાત્મા તો એહ છે;
અન્ય પરમેશ્વર છે નહીં, નીશ્ચે અમારો તેહ છે.

જો ભાઇ આ છપા પ્રમાણે જે પ્રાણી રામકૃષ્ણાદીક અવતારોને પરમેશ્વર માને છે તેનો અભીપ્રાય કહ્યો. હવે એ અવતારીને પરમેશ્વર માનનારાના મતમાં શંકા થાય છે તે તને કહુ છું.

**અવતારી પરમેશ્વર છે તેમાં શંકા-રાગ એજ.**

શંકા અવતારીની અંતર ઉઠી
વેદ જાણે તે માને ન જુઠી. શંકા. ટેક.
રાકૃષ્ણ પરમેશ્વર કોહોતો, જ્ઞાનગ્રહણ શાનું કરતા;
હસ્તકમળમાં માળા ગ્રહીને, ધ્યાન કહો કોનું ધરતા. શં. ૧
વળી આ ભોમીમાં આપોઆપે, દેહ ધર્યા શા કામે;
કદી કહેશો ભકતને લીલા ગાવા, વપુ ધર્યા કૃષ્ણરામે. શં. ૨
રામ થયા ત્યારે થઇ રામાયણ, કૃષ્ણજી થયા જ્યારે;
ભગવત ભારને લીલા ગવાઈ, બ્રહ્મ ધર્યો દેહ ત્યારે. શં. ૩
એમ કહોતો પણ પડી શંકા, વિદ્વાન પોથી તપાસે;
ભાગવત કૃષ્ણના થતાં પેહેલાં, કર્યુંતું વેદમવ્યાસે. શં. ૪

રામના પેહેલાં કરીતી રામાયણ, વાલમીકજીએ જાતે;
અવતારનું કાંઇ કારણ ન્હોતું, પુસ્તકોથી ગવાતે. શં. ૫
કદી કેહેશો કે દુષ્ટ થયાતા, પૃથ્વીમાં પુર પાટે;
અવતાર ધર્યો છેક છકેલા, અસુર મારવા માટે. શં. ૬
તો પણ શંકા થાય છે મ્હોટી, દાખલો તેનો દેવું;
પૃથ્વીના રાજ્યમાં કોઇ પ્રાણી, થાય છે અસુર જેવું. શં. ૭
તે કરે પાતક ને પડપંચો, જાણી રીશે રાય થાયે;
તે મારવા ભુપદાસને કહાડે, પણ પંડે નવ જાયે; શં. ૮
ન્હાના રાજા પણ શેવક રાખે, તે જાણોછો સહુ કોયે,
તો વિશ્વંભર વિશ્વપતીને, શું નહી સેવક હોયે. શં. ૯
દાસની ખોટ નથી ધણીને કે પંડેજ આવવું પડે;
તે કરતાં પોતાને સ્થાનક, બેઠા શું નાથ ન નડે; શં. ૧૦
શું વિશ્વપતીના હાથમાં નહોતી, દુષ્ટની આયુષ દોરી;
તે દોરી ખેંચીને હણવા હુતા, કંસ ને રાવણ ઘોરી. શં. ૧૧
તે કરતાં શીદને ઉપજાવ્યા, એવા અસુરોને આપે;
અંતરયામી શું ન્હોતા જાણતા, કે દુષ્ટ નહી રહે માપે. શં. ૧૨
ખાલી પોતાને દોડવું પડ્યું, મનવાદી જુઓ મથી;
દેહવાળાને વેદને શાસ્ત્રો, પરમેશ્વર કેહેતા નથી. શં. ૧૩
અવતારી સાકાર આપણ સાકાર, ફેર રહ્યો શો બેમાં;
આપણા જેવી તેની પણ દેહો, તો શીદ ભમીયે તેમાં. શં. ૧૪
કદી કોઇ કહે જીવ અજ્ઞાની, એતો જ્ઞાની એમ આણે;
પોતાને સ્થાનક બેઠા બેઠા તે, વિશ્વતણી વાત જાણે. શં. ૧૫
તે જ્ઞાનથી પરમેશ્વર કોહોતો, શેદેવ એવા જ્ઞાની;
સંજે ને જ્ઞાન તેવુંજ હતું, તેણે લેવું કેમ માની. શં. ૧૬
કદી કેહેશો સાકાર પ્રભુએ, સામર્થનો ખેલ કીધો;
જીવોથી જાદે જોર જણાવ્યું, ગોવરધન ધરી લીધો. શં. ૧૭
તે ઉચકયે પરમેશ્વર કોહોતો, શંકા સોધીને લીધી;
શેશનાગે ઝાડને પહાડ સુદ્ધાં. ધરણ ધારણ કીધી. શં. ૧૮
કદી કહેશો જીવને બે ભુજ, પરમેશ્વર ભુજ ચારે;
તે ચારથી જાદે કબુલ કરીએ, રહાય તો ભુજ હજારે. શં. ૧૯
જો જાદે ભુજથી બ્રહ્મ કોહોતો; શંકા ઉઠી મુજ ઉરને;
શહસ્રા અર્જુનને શહસ્રજ હુતા, બીજા હતા બાણાસુરને. શં. ૨૦

તો શી રીતે રામકૃષ્ણને કહીએ, પુરણ બ્રહ્મ હરી છે;
તે પર્માત્મા હોય તો ભેદ ભાગો, વહાલે શંકા કરી છે. શં. ૧૧

જો ભાઇ આ પદમાં જે જે શંકાયો કરી તે શંકાયો જોતાં રામકૃષ્ણ તથા બીજા અવતારો તે બધા પરમેશ્વર કેહેવા એ સંભવતું નથી. વળી વેદમાં પંચભુતોના દેહ ધારીને પરમેશ્વર કેહેતા નથી. માટે આ મત વેદ વિરૂદ્ધ છે હવે.

## રામકૃષ્ણ મ્હોટા રાજા હતા, પરમેશ્વર નહી એમ માનનારાના મતનો છપ્પો.

તર્ક શાક્તિના જેહ સુમત પકડેજ અતીશે;
કથન કરે છે તેહ, ઘણું રામકૃષ્ણને વિશે;
ન્હોતા એ ભગવાન, હતા બહુ બળીયા રાજા.
તેણે કર્યો પ્રાક્રમ, પડી જગમાં તે માઝા;
માટે ઈશ્વર માનીને, અજ્ઞાની જન બાજીયા.
ન્હોતા ઇશ્વર આપ એ, મતવાદી કહે રાજીયા.

જો ભાઈ આ છપા પ્રમાણે જે પ્રાણી રામકૃષ્ણને ઈશ્વર નહી માનતા રાજા માને છે તેનો અભિપ્રાય કહ્યો. હવે આ મત વિશે શંકા થાય છે તે તને કહું છું.

### આ મતમાં શંકા.—રાગ એજ.

ભાઇ ભારે શંકા થઇ તેહ ટાળો,
પુછુ પ્રશ્ન તે ઉત્તર વાળો; ભાઇ. ટેક.
રામકૃષ્ણ મ્હોટા રાજા હુતા, ઇશ્વર નોહોતા કહીએ;
તો પુછવાનાં નિકળે પ્રષ્ણો, માટે ન બેસે હૈયે. ભા૦ ૧
બળીઆ હોય ને રાજ્યવાળા હોય, તેથી જો પ્રભુ કેહેવાયે;
તો બહુ બળીઓને રાજ્યવાળો, હતો દશાનન રાયે. ભા૦ ૨
દેવતા માત્રને વશ કરેલા, ચંદ્ર લવી છડીદારો;
નવ ગૃહો મંચકે બાંધેલા, તે રાજ્ય વાત વિચારો. ભા૦ ૩
વા કરે વાશીદું વરૂણ ભરે જળ, લક્ષમીનો માહામાયો;
દશ શીશ ને વીશ ભુજાનો. કેમ પ્રભુ ન કહેવાયો. ભા૦ ૪
બીજો બળીયો હતો જાળંદર, ગર્વ દેવોનો ગણીયો;
બળ ઘણું ને રાજય ઘણું પણ, કેમ હરી નહી હણીઓ. ભા૦ ૫
બે જનનીનો જાયો જરાસન, ભીમને હાથે હણાયો;
કૃષ્ણજીને નસાડયા હતા પણ, કેમ પ્રભુ ન ગણાયો. ભા૦ ૬
કાળ યવન બહુ બળીઓ પોતે, શ્રીપતિ સાંમો ધાયો;

નરહરીને નસાડયા તોયે, કેમ પ્રભુ ન ગણાયો. ભા૦ ૭
એવા એવા બહુ રાજા હુતા તે, કેમ હરી ન કેહેવાયા;
બળથી રાજયથી પ્રભુ ન મનાયે, વિચારી લ્યો જન ડાહ્યા. ભા૦ ૮
રામ કૃષ્ણુને ઇશ્વર ગાયા, હુઆ વિના કો ન ગાયે;
વલ્લભ વદે આ મતવાદી, મુમતી મુમત સ્હાયે. ભા૦ ૯

---

જો ભાઇ આ પદમાં જે જે શંકાઓ કરી તે શંકાયો જોતાં રામકૃષ્ણ ઇશ્વર નોહોતા ને રાજા હતા એ કેહેનારનું કેહેવું સંભવતું નથી. વળી ઘણા ગ્રન્થો રામકૃષ્ણાદીકને ઇશ્વર કેહે છે તેનાં પ્રમાણ જો, કે રામાયણમાં રામને ઇશ્વર ગાયા છે ને શ્રીમદભાગવતમાં તથા ભારતમાં શ્રીકૃષ્ણને ઇશ્વર ગાયા છે ને તે ગાનારા મ્હોટા પુરૂશો છે કે જે વાલમીકજી તથા વ્યાસજી તેમનું કેહેવું કદી ખોટું હોય નહી. માટે રામકૃષ્ણ ઇશ્વર નહી એમ માનવું અસંભવીત છે.

---

## ઇશ્વર આણંદ રૂપ વિશે-દોહરો.

એક મતવાદી બોલીયો, ધારી વાત અનુપ;
પરમ સુખ છે નાથજી, ઇશ્વર આનંદ રૂપ.

---

જો ભાઇ આ દોહરા પ્રમાણે જે પ્રાણી ઇશ્વરને આનંદ રૂપ માનેછે તેનો અભિપ્રાય કહ્યો. હવે આ મતમાં શંકા થાયછે તે કહુંછું.

---

## આ મતની શંકા રાગ ચાલતો.

આનંદ રૂપ ઇશ્વર કેમ કેહેવાએ,
કેહેતાં શંકા ઘણી ઘણી થાએ. આનંદ. ટેક.
આનંદ રૂપ ઇશ્વર કહો તો, ચીંતા ધરી ધ્રુપતિની;
અનંદ કહોતો ચિંતા ધરીતી, દમયંતી સતિની. આ. ૧
આનંદ કોહોતો શોક ધર્યો તો, શિતા સતિને સારૂં;
આનંદ કોહોતો શોક ધરીને, પ્રલ્હાદ દુખ નિવાર્યું. આ. ૨
આનંદ કોહોતો ગજની પિડાએ, શોક ધરી ઓથ દિધી;
સુધનવાને શોકે શોક ધારી, ઉષ્ણ કઢા શિત કીધી. આ. ૩
અનેક શેવક સારૂં એવો એવો, શોક ધર્યાછે હરીએ;
આપણ પ્રાણીપોતાની પ્રજાનો, કેવી રીતે શોક ધરીએ. આ. ૪
તો તે વિશ્વના નાથ થઇને, કેમ ન ચીંતા રાખે;
શેવકને દુખે દાઝે નહિ તો, શિદ સહુ નામ ભાંખે. આ. ૪

માટે શ્રષ્ટીનો છે શોક ધરનાર, તો શું આનંદી કેહેવાએ;
મતવાદી મિથ્યા મત હાંકે, વલ્લભ પુછેછે ન્યાએ. આ. ૬

જો ભાઇ આ પદમાં જે જે શંકાયો કરી તે શંકાઓ જોતાં ઇશ્વર આનંદ રૂપ ભાસતા નથી, કેમકે ઘણાઃ શેવકોને શોકે શોક ઇશ્વરે ધાર્યોછે તેના પ્રમાણો પણ આ શંકાના પદમાં કહ્યાં માટે જે ઇશ્વરને આનંદ રૂપ માનેછે તે મતવાળાનું કેહેવું અસંભવીત છે. હવે.

### પરમેશ્વર શોકાતુર વિશે દોહરો.

એક મતવાદી બોલીઓ, શોકાતુર છે બ્રહ્મ;
આનંદ રૂપ કહીએ કદી, તો ચીંતા ધરી કયમ.

જો ભાઇ જે પ્રાણી પરમેશ્વરને ચીંતાતુર કે શોકાતુર માને છે તેનો આ દોહરામાં અભિપ્રાય કહ્યો, હવે આ મતમાં પણ શંકા થાય છે, તે કહું છું.

### આ મતની શંકા રાગ ચાલતો.

શોકાતુર પરમાનંદને કહીએ,
કેહેતો વેદથી વિરૂદ્ધ જઈએ, શોકાતુર. ટેક.
જો પરમેશ્વરને શોકાતુર, કહીએ તો મુશ્કલ મ્હોટું;
વેદમાં પરમાનંદ કહે છે, તો વેદ વચનશું ખોટું. શો. ૧
બીજુ નામ કહે અખંડાનંદ, તે તણો અર્થ વિચારો;
અખંડ એટલે જરા ન ખંડીત, તે અખંડાનંદ ધારો. શો ૨.
પરમાનંદ તે પરમ કહેતાં, સર્વ થકી શ્રેષ્ટ જાણો;
મોહોટો આનંદ તેથી પર્માનંદ, અર્થ ન્યાયમાં આણો. શો. ૩
અતી આનંદી પરમેશ્વર તે, કેમ ચીંતાતુર માનું;
શોકાતુર માની લેઈએ તો, વેદે વદ્યુ સત્ય શાનું, શો. ૪
માટે શોકાતુરને ચીંતાતુર, કહેતાં પડે છે આડું;
વલ્લભ વદે ન્યાય નીતિની, શંકાઓ સોધી દેખાડું. શો. ૫

જો ભાઈ આ પદમાં જે જે શંકાઓ કરી તે શંકાઓ જોતાં પરમેશ્વરને ચીંતાતુર કે શોકાતુર કેહેવા કે માનવા તે સંભવતું નથી, તે વિશે વેદના પ્રમાણોનો મતલબ આ પદમાં કહ્યો છે માટે આ મતવાળાનું ધારવું તે અસંભવીત છે.

## ઈશ્વર માયા રહીત, વિશે દોહરો.

એક મતવાદી બોલીઓ, ઈશ્વર માયા તીત;
સ્પર્શ નહી માયાતણો, કહે મતિઓ ખચીત.

---

જો ભાઇ આ દોહરા પ્રમાણે જે પ્રાણી ઇશ્વરને માયા રહિત માને છે તેનો અભીપ્રાય કહ્યો હવે આ મત વિશે શંકા થાય છે તે કહું છું.

## આ મતની શંકા રાગ એજ.

માનીએ માયા રહીત ઇશ્વરને જ્યારે,
ઘણી શંકા ઉઠે છે ત્યારે, માનીએ. ટેક.
માયા રહીત કહો ઈશ્વરને, તો માયા કેઈ કાઢી નાખી;
છે રૂપ માયાતણું લક્ષ્મીજી, તે હરીએ કેમ રાખી. મા.
મોરમુગટ પીતાંબર કુંડળ, હીરા મોતીના હારો;
વેઢવિંટી બેરખાને બજોઠા, તે સહુ માયાના ધારો. મા.
માયા રહીત કહો તો શ્રીનાથે, ધર્યા આભુષણ અંગે;
કાયા તે માયા વિશ્વને વળગી, વિચારો વાત ઉમંગે. મા.
માયાથી જુદો કહો તો વદે વેદ, સકળ સ્થળે છે સ્વામી;
સઘળે કહ્યા તે છે માયામાં, વલ્લભે ખોળેલી ખામી. મા.

---

જો ભાઇ આ પદમાં જે જે શંકાઓ કરી તે શંકાઓ જોતાં ઇશ્વર માયા રહિત છે એમ માનનારાનું માનવું સંભવતું નથી, વળી તેનું પ્રમાણ પણ આ પદમાં આપેલું છે માટે ઇશ્વરને માયા રહિત કહેવા તે અસંભવીત છે.

વળી, જળે વિષ્ણુ સ્થળે વિષ્ણુ વિષ્ણુ પર્વત મુસ્તકે એવો સ્લોક છે. તે ઉપરથી એમ ભાસે છે કે ઈશ્વર માયા રહીત સંભવતા નથી. હવે.

## પરમેશ્વર માયામીશ્રીત વિશે દોહરો.

એક મતવાદી બોલીયો, પરમેશ્વર છે જેહ;
માયામાં લીલા કરે, માયા મીશ્રીત તેહ.

---

જો ભાઈ આ દોહરા પ્રમાણે પરમેશ્વરને જે પ્રાણી માયા સહીત માને છે તેનો અભીપ્રાય કહ્યો. હવે આ મતમાં શંકા થાય છે તે કહું છું.

## માયા સહીતમાં શંકા રાગ એજ.

માનો માયા મીશ્રીત જો અવીનાશી,
તો પડે વેદ વાતથી રાશી, માનો. ટેક.

માયા મીશ્રીત માનો અવિનાશી, તો નાશ માયાનો થાયે;
તો તેના ભેળા તે નાશ પામે, માટે ન વાત મનાવે. મા. ૧
પ્રકાશ તીમ્રને કદી બને નહી, ન બન્ને પુનીને પાપી;
અજ્ઞાન માયા બ્રહ્મજ્ઞાન છે, સંભવે ન ભેળું કદાપી. મા. ૨
વળી વેદને શ્રુતિ સ્મૃતિ, નિરંજન બ્રહ્મ કે'છે;
નીરંજન એટલે માયાનું, નહી અંજન વદે છે. મા. ૩
માયામાં હોય તો નામ માયાતીત, વેદ વદે ન લગારે;
અંજન હોય તો નીરંજન કહી, વેદ કદી ન પોકારે. મા. ૪
માટે માયા મીશ્રીત કેમ કહીયે, કહેવામાં બાધ જણાયે;
વિવેક વાત વદે છે વલ્લભ, કેમ માયામાં ગણાયે. મા. ૫

---

જો ભાઈ આ પદમાં જે જે શંકાઓ કરી તે શંકાઓ જોતાં પરમેશ્વર માયા મીશ્રીત સંભવતા નથી. વળી તે વિશે પ્રમાણો પણ આ પદમાંજ કહ્યાં છે. માટે પરમેશ્વરને માયા મીશ્રીત માનવા તે અસંભવિત છે.

હવે જો ભાઇ વ્યાસજીના કરેલાં પુરણો તેમાં શંકા ઘણાને થાય છે પણ તે સિદ્ધ કરવાને અર્થે પુરાણોનું આ પદ કહું છું.

## પુરાણો વિશે પદ રાગ એજ.

પુરાણોનાં પ્રશ્ન પુછુંરે પુરાણી,
ભેદ ભાગો ઉલટ મન આણી, પુરાણો. ટેક.
શીવપુરાણમાં શીવનો મહિમા, સૃષ્ટી સરજતા કેહેછે;
લય સ્થિતી ઉત્પત્તી એનાથી, શીવને આદ્ય ગણેછે. પુ. ૧
વિષ્ણુ પુરાણમાં આદ્ય છે વિષ્નુ, વિષ્ણુએ સૃષ્ટી કીધી;
સ્થીતી ઉત્પત્તી ને લય કરે એ, વિષ્ણુ વિના નહી સિદ્ધી. પુ. ૨
શક્તિ પુરણમાં આદ્ય શક્તિ કહી, સર્જનહારછે શક્તિ;
સ્થિતિને લય અંબિકાથી, તે સુણી સહુ કરે ભક્તિ. પુ. ૩
ગણપતિના પુરાણમાં કહેશે, આદ્ય ગણો ગણપતિ;
ઉત્પત્તિ સ્થિતિ લય કરતા એ, મોક્ષ તેના વણ નથી. પુ. ૪
આદિત પુરાણમાં આદ્ય આદીત, સુર્ય થકી થઈ સૃષ્ટી;
એનાથી લય સ્થિતી ઉત્પત્તિ, વહ્ની વાયુ ને વૃષ્ટી. પુ. ૫
વ્યાસે કર્યાં અષ્ટાદસ પુરાણ, તે સહુ માનવાં મ્હોટાં.
જેનું પુરાણ તેમાં તેનો મહિમા, કીયાં કહું ખરાં ખોટાં. પુ. ૬
કૈંઈક કહે કે પેહેલું અમારૂં, પાછળ તમારૂં ગાવો;
તો પેહેલું પાછળના કેહેનારા, સાલ દિવશ બતાવો. પુ. ૭

એક ધણીએ કરેલાં પુરાણો, રચેલાં ઉલટ આણી;
સંદે પડયો તે સમજે છે જ્ઞાની, નહી જુઠ વ્યાસની વાણી. પુ. ૮
આ ભેદ ભાગે તે જન જ્ઞાની, જગ્ત જુઠું નવ માને;
જેમાં જુઓ તેમાં તે દેવ મ્હોટા, વહ્લભે સાંભળ્યું કાને. પુ. ૯

---

જો ભાઇ આ પદ પ્રમાણે ઘણા પ્રાણીઓ વઢી મરે છે. કોઇ કેહેછે કે ભગવતી ભાગવત પેહેલું, કોઇ કહેછે શ્રીમદભાગવત પેહેલું એ રીતે સઘળા પુરાણો વાળા અન્યોઅન્ય વઢેછે તે પણ નિરૂપણ કરવા યોગ્ય છે. ને એમ કહે છે કે કોઇ પુરાણમાં કોઈથી ને કોઇ પુરાણમાં કોઇથી એમ જુદા જુદાથી ઉતપત્તી સ્થીતીને લય લખ્યો છે. તેથી એમ ભાસે છે કે આમાં કીયું ખરૂને કીયું ખોટું આ રીતે ભ્રમણા થવાથી સર્વ જુઠુંજ જણાય છે. એમ એક બીજાને કહી ઘણાક જીવો નાસ્તીક થઇ જાય છે માટે આ શંકા અને તેનું નીરૂપણ આ ગ્રંથમાં નાંખ્યું છે.

હવે હે મોક્ષના ઇચ્છનારા મોક્ષેચ્છું, જો ભાઇ ઘણા ઘણા ધર્મના મતો કહ્યા; ને તે મતોમાં શંકાઓ કરી તે શંકાઓ જોતાં એકે મત સત્ય દેખાતો નથી. કારણ કે શંકાઓ નીકળી માટે તે સત્ય હોય નહી; કેમકે સાચા સોનાને શામતા અડતી નથી. તેમ તે મતો આખે ભાગે સાચાને ભેળ વિનાના હોય તો તેમાં શામતા રૂપી શંકાઓ લાગેજ નહી. પણ હાલના ધર્માચાર્યોએ જુદા જુદા વાડા બાંધવાને અર્થે તથા નહી સમજવામાં આવ્યાને લીધે ભેળ કર્યા છે, માટે તેમાં શંકાઓ થાયછે. વળી જે અજ્ઞાની ધર્માચાર્યોછે તે અન્યોઅન્ય વઢે છે ને શેવકોને પણ વઢાઢે છે. આ રીતે આખા જગ્તમાં પરમેશ્વરના સ્વરૂપ સબંધી બહુ રાઢયો ચાલે છે તે રાઢ મટાડવાને અર્થે; અને જીવોના હીતાર્થે પ્રેરકની પ્રેરણાથી સર્વ મતનું આ ગ્રંથમાં નિરૂપણ કર્યુંછે તે વિશે.

## મનહર છંદ.

અનુમાન ઉપમાન, શાબ્દ તણુ લૈ પ્રમાણ;
જીવોને થવાને જાણ, ગ્રંથ રૂડો રચ્યો છે;
મતીલાનો મત જુદો, તેથી ફર્યો મુળ મુદો,
વાકયોને સમજ્યા વણ, ગેબી ગોળો ગચ્યો છે;
નહી સમજ્યા ભાવાર્થ, કાઢી ખરી વાત વ્યર્થ,
જેમ જેણે મત ઝાલ્યો, તેમ તેને પચ્યો છે.
વ્યાસ વદે વિપ્ર સાધુ, બાજ્યા કરે જગ બાધુ,
ન સમજે ઘેરઘેર, ઝઘટો એ મચ્યો છે.

---

જો ભાઇ આ છંદનો મતલબ એવો છે કે ધર્મે ધર્મના મતોવાળાએ ધર્મ તો વેદાધારે પ્રગટ કરેલા પણ વેદ શાસ્ત્રો તથા પુરાણોના ભાવાર્થ સમજીને પ્રગટ કર્યા હોય એમ ભાસતું નથી, જો ભાવાર્થ સમજીને પ્રગટ કર્યા હોય તો પોતાને યા બીજાઓને વઢવાઢ થાત નહી. ને ખરીજ વાત માલુમ પડત ને ખરૂં જ્ઞાન થાત.

હવે જગતના જીવોના હીતાર્થે પ્રેરકની પ્રેરણાથી વેદ, શાસ્ત્રો, પુરાણો તથા મ્હોટા પુરૂષોના વચનોના ભાવાર્થ સમજી અર્થ કરીને આ ગ્રંથમાં જ્ઞાન કથન કરીએ તેમાં મોક્ષની ઇચ્છા રાખનારાએ ઝીણી બુદ્ધી રાખી જોવું તેથી યથાર્થ જ્ઞાન મોક્ષદાતા એટલે મોક્ષને આપે તેવું થશે.

હવે હું તુને પ્રથમ પન્નાળીકા સમજાવું તે તું સમજ એટલે તારાથી જે જે શંકાઓનાં નિરૂપણ કર્યાંછે તે સારી રીતે સમજાશે. જો કે હાલના કોઇ પ્રાણી વૈકુંઠવાશીને પરમેશ્વર જાણેછે. ને કોઈ અક્ષર ધામના નારાયણને પરમેશ્વર જાણે છે. એ રીતે જેણે જેણે જે જે સ્વરૂપ જાણ્યું છે તેણે તેણે તે તે સ્વરૂપને પરમેશ્વર જાણ્યા છે. વળી જેણે જેણે જે જે સ્વરૂપ જાણ્યું છે તે તે સ્વરૂપમાં સઘળાં નામને માનેછે. જેમકે ઇશ્વર તોપણ એજ, વિશ્વેશ્વર તો પણ એજ. પરમેશ્વર તો પણ એજ, પુરણબ્રહ્મ તો પણ એજ, પરબ્રહ્મ તો પણ એજ, બ્રહ્મ તો પણ એજ, વળી પરમાનંદ તો પણ એજ, સુખાનંદ તોપણ એજ, એ રીતે ઘણાક પ્રાણીઓ સમજે છે. પણ તે નામોનો તોલ કરતા નથી કે તે સઘળાં નામો એક સ્વરૂપનાજ હોય તો ઘણો તફાવત પડે તેવાં જુદાં જુદાં નામ કેમ હોય. વળી તે નામોના અર્થથી પણ નાહાના મોહોટા મહિમા માલમ પડેછે. જેમકે, ઇશ્વર, એટલે જે દેવ માત્ર છે તે જગતના ઈશ છે ને તે ઈશના સ્વામી એટલે વર. જો હવે ઇશ અને ઇશવર આ બે શબ્દ ભેગા થવાથી ઇશ્વર નામ થયું છે તે ઇશ્વરો વૈકુંઠાધીશ વિષ્ણુ વીગેરે છે. વિશ્વેશ્વર એટલે વૈકુંઠ ધરાધરી પણ વિશ્વમાં ગણાયાછે તે સઘળા વિશ્વનો સ્વામી (વર) તે વિશ્વેશ્વર છે. એટલે જે ઇશ્વર કહ્યા તે પણ વિશ્વમાં છે તે ઇશ્વરના પણ ઇશ્વર તે વિશ્વેશ્વર છે.

હવે પરમેશ્વર તે પરમ કેહેતાં સર્વ થકી શ્રેષ્ઠ તે પરમ, અને ઇશ્વર, આ બે શબ્દ ભેગા થવાથી પરમેશ્વર નામ થાયછે એટલે પરમ ઈશ્વર તે સહુથકી મોહોટા મહિમાવાળા તે પરમેશ્વર છે. એ રીતે ઇશ્વર, વિશ્વેશ્વર ને પરમેશ્વર છે, તેમ છતાં ઘણાંક પ્રાણીઓ સઘળા નામને સરખાં જાણેછે તેથી તેમના જાણવામાં મુળ સ્વરૂપ આવતું નથી જેમકે મોતી આ નામ એક છે પણ તેમાં ઘણો તફાવત છે તેમ તેની કીમત તેમ તેનો મહિમા ઘણો ફેર છે જો કે પાણીયું મોતી, ટીંપયું મોતી, ને ખરૂં મોતી.

આ ત્રણ પ્રકારના મોતી છે ને નામ તો એકજ પ્રકારનું છે. પણ જે જે મોતીની જે જે કીંમત ને જે જે કીંમતનું જે જે સુખ તે નુન્યાધીક છે. જોકે મીણીયાની કીમત થોડી ને તે થોડી કીમતથી સુખ પણ થોડું વળી છીંપીયાની કીમત મીણીયાથી વિશેશ ને તે વિશેશ કીમતથી સુખ પણ વિશેશ વળી ખરા મોતીની કીમત મીણીયા છીંપીયા કરતાં વિશેશ ને તે વિશેશ કીમતથી સુખ પણ વિશેશ છે. આ રીતે ઇશ્વર વિષ્વેશ્વર ને પરમેશ્વર તેના મહીમામાં ને તેના સુખમાં ઘણોજ તફાવત છે. તેમ છતાં મીણીયા મોતીના ગ્રાહક થઈ ખરાનું સુખ લેવા જે પ્રાણી ચાહ્યછે એટલે ખરા મોતીરૂપી જે મુળ પરમેશ્વર તેના પદનું સુખ લેવા ચાહ્ય છે, તેને તે સુખ કોઈ કાળે પ્રાપ્ત થવાનું નથી નથીને નથી. જેમકે.

---

## દ્રષ્ટાંત.

એક ગામમાં એક બ્રાહ્મણ અને એક વાણીયો બે મીત્ર હતા. તેમને તેમના કર્મયોગે અનથી ધનથી માહાદુર્દશા આવી. એટલે તે બેઉ જણે વિચાર કર્યો કે ભાઈ આપણ રળવા માટે પરદેશ જઇએ તો કાંક રોટલા ભેગા થઇએ. એવો વિચાર કરીને બ્રાહ્મણ અને વાણીયો પોતપોતાની સ્રીયોને અને વસ્ર વાસણ વીગેરે લેઈ દશ વિશ ગાઉ છેટે ગામડામાં ગયા ને એક ફળીયામાં દશ બાર ઘરને છેટે જુદાં જુદાં ઘર ભાડે લેઇને રહ્યા. પછી બેઉની પાસે ફક્ત પાંચ પાંચ રૂપીયા રોકડા હતા તે દસે રૂપીયા લેઈ બીજા શેહેરમાંથી ખારેકો ટોપરાં ખજુર પતાસાં વિગેરે લાવીને જે ગામમાં રેહેવા આવેલા તે ગામમાં હાટ એટલે એક દુકાન કાહાડી. ને બેઉ જણે સહીઆરો વેહેપાર કરવા મંડયો. ત્યાં ગામડાના લોકો ખજુર ખારેકો વેચાતી લેવા લાગ્યા. પણ ગામડામાં પઈસાથી વેહેવાર નહી ને અનાજથીજ વેહેવાર તેથી લોકો બશેર પાંચશેર દાણા આપીને ખજુર ખારેકો વીગેરે લે છે. અને તે દાણા આવે તે પણ ભેગવડા દાણાનું કણેકીયું આવે તેથી તે સરવે જાતના દાણા ભેગાજ નાંખે. પછી સાંજ પડે એટલે બ્રાહ્મણ અને વાણીયો તે બેઉ જણ અડધો અડધ કણેકીયું વેંહેચી લેઈ પોતપોતાને ઘેર લેઈ જાય. એ રીતે વેહેપાર કરતાં રોટલા ભેગા થયા. એવામાં એક દાહાડો બ્રાહ્મણ વાણીયાના ઘરમાં ગયો તે વખત વાણીયો ખાવા બેઠેલો તે વાણીયાની થાળીમાં દાળ ભાત ને રોટલી પીરશેલાં જોયાં તેથી તે બ્રાહ્મણના મનમાં એમ આવ્યું કે હું નીત્યાન પંચરાઉ દાણાના કણેકીયાના રોટલા ખાઈ ખાઇને મરી જાઉંછું. અને આ વાણીયો દાળ ભાત ને રોટલી ખાય છે. માટે આ વાણીયો મજીઆરા વેહેપારમાં કાંક દગલબાજી કરીને વિશેષ નફો ખાઈ જતો હશે. તેવીના સ-

રખે વેહેપારે ને સરખી કમાણીયે હું રોટલા ખાઉ ને આ દાળભાત ને રોટલી ખાય નહી. એમ સમજી બ્રાહ્મણ મનમાં ક્રોધાતુર થઈ રહ્યો. પછી વાણીયો ખાઈ ઉઠી બ્રાહ્મણની સાથે દુકાને ગયો એવામાં બ્રાહ્મણનું મન ઉદાશ દેખી વાણીયો બોલ્યો. અરે ભાઇ આજ તાહારૂં મન કેમ ઉદાશ છે. એટલે બ્રાહ્મણ બોલ્યો અલ્યા તમે વાણીયા કોઇના નહી. કેમકે તું ને હું સરખે પઇસે સરખે ભાગે સરખો વેહેપાર ભેગા કરીએ છીએ ને આવક સરખે ભાગે વેંહેચી લેઇએ છીએ છતાં તું દાળભાત ને રોટલી ખાય છે ને હું લુખા રોટલા ખાઈ ખાઇને મરૂંછું; માટેતું આપણા મજીઆરા વેહેપારમાંથી કાંઇક દગો કરતો હઈશ. આવાં બ્રાહ્મણનાં વચન સાંભળી વાણીઆએ કહ્યું, અરે ભાઈ હું માહારી સ્ત્રીના વિવેકવડે દાળ ભાત ને રોટલી ખાધાનું સુખ લેઉંછું અને તું તાહારી સ્ત્રીના સુસ્તપણાને લીધે કણેકીયાના લુખા રોટલા ખાતો હઈશ. આ વાત તને સાચી ન લાગતી હોય તો અત્યારે તું તાહારે ઘેર અને માહારે ઘેર જા જઇને જોઈ આવ. ત્યાં તાહારી સ્ત્રી શું કરે છે ને માહારી સ્ત્રી શું કરે છે. એમ કહી બ્રાહ્મણને જોવા મોકલ્યો એટલે બ્રાહ્મણ પહેલો પોતાને ઘેર ગયો ત્યાં તેની સ્ત્રી પાડોશણની સાથે વાતો કરતી હતી ને છીંકણીના સડાકા મારતી હતી તે જોઇ બ્રાહ્મણે કહ્યું અરે તું કેમ નવરી વાતો કરવાને બેઠી છે. એટલે બ્રાહ્મણીયે કહ્યું ઘરનું કાંઈ કામ બાકી રહ્યું નથી, તમે જમીને ગયા ત્યાર પછી એંઠવાડ કાહાડયો પાણી ભરી આવીને કણેકીયું દળવાનું હતું તે દળી મુકયું છે. હવે તમારે દુકાનેથી આવવાની વખત થશે એટલે એ રોટલા ટીપવાના છે તે ટીપી દઈશ. એટલે બ્રાહ્મણ કાંઈ બોલ્યો નહી ને વાણીયાને ઘેર ગયો ત્યાં વાણીયણ એક થાળી ઉંધી મુકીને તેના ઉપર આવેલા પંચરાઉ કણેકીયાની ચપટી નાંખીને તેમાંથી જે જે જાતના દાણા તે દાણા જુદા જુદા કરે છે. તે જોઇ બ્રાહ્મણે કહ્યું કે ભાભી તું દાણેદાણાની જાતો જાત જુદી કેમ કરે છે. એટલે વાણીઅણે કહ્યું જાતે જાતનું અનાજ જુદુ કાઢીશ પછી ઘઉં નિકળ્યા હશે તેની રોટલી કરીશું. મગ મઠ ચોળા નીકળ્યા હશે તેની દાળ કરીશું ને ડાંગેરના ચોખા કાઢી તેનો ભાત કરીશું. એવી રીતે જુદા જુદા પ્રકારની રસોઈ કરીને સર્વ સ્વાદનું સુખ લઇશું. આવાં વાણીઆની સ્ત્રીનાં વચન સાંભળી બ્રાહ્મણે વીચાર કર્યો કે અરેરે માહારી સ્ત્રી વીવેક વીનાની છે તેથી આ કણુકીયું જુદુ પાડી મને ઉત્તમ સ્વાદ આપતી નથી ને કણેકીયું ભેગું દળી મને રોટલા ખવરાવે છે. અર્થાત વિવેક વિનામુળ અનાજનો સ્વાદ આવતો નથી. એમ સંતોષ પામી વાણીયા ઉપરથી એનો રોશ ઉતરી ગયો.

## સીધાન્ત.

આજકાલ કળયુગી ધર્માચાર્યો યા વિદ્વાનો યા ધર્માસ્તીકો વિવેક વિચાર વીનાના થઇ જવાથી મુળ વસ્તુનો સ્વાદ જાણતા નથી ને ઈશ્વર વિશ્વશ્વર

પરમેશ્વર એ સર્વ એકજ છે એમ સમજી મુળ વસ્તુ જે પરમેશ્વર તેને જાણી શકતા નથી. ને અજ્ઞાનના કુપમાં જન્મ કાહાડે છે. ને શબ્દોમાંજ ઉઘાડી રચના છે. છતાં શબ્દોનો વિચાર વડે વિવેક કરીને જોતા નથી. જો વિવેકવડે વિચારે તો શબ્દથીજ જણાય કે ઇશ્વર કોને કહેવાય, વિશ્વેશ્વર કોને કેહેવાય ને પરમેશ્વર કોને કેહેવાય. જો ઇશ્વર વિશ્વેશ્વર પરમેશ્વર તે ત્રણે એક હોત તો ઇશ્વર સાથે વિશ્વ શબ્દ કેમ લાગત વળી પરમ શબ્દ કેમ લાગત. અને તે શબ્દો લાગ્યા છે તેથી તેનું કાંઈ જુદાપણું હોવું જોઇએ. કેમકે માજીસ્ટ્રેટ શબ્દ એક છે. તેને ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ, સેકન્ડકલાસ માજીસ્ટ્રેટ થર્ડકલાસ માજીસ્ટ્રેટ. આ જુદા શબ્દો લાગે છે તેથી જ એમ સમજાય છે કે તે માજીસ્ટ્રેટો જુદા જુદા હોવા જોઇએ. અને તે જુદા જુદા જ હોય છે. છતાં અજ્ઞાનથી શબ્દોનો વિચાર કરતા નથી. તેથી તે અજ્ઞાની ગણાય છે. એજ પ્રમાણે ઇશ્વર વીશ્વેશ્વર ને પરમેશ્વર તે પણ જુદા જુદા છે એમ સ્પષ્ટ સમજાય છે. છતાં તે સરવે એકજ છે. એમ માનવાથી વીવેકી જ્ઞાન તેનામાં આવતું નથી. કેવળ વિદ્યાથી ગર્વીષ્ટ થઇ જઈ ભણેલું ભાંખ્યા કરે છે, માટે હરેક વચનનો વિવેક વડે વિચાર કરી લેવો તે જ્ઞાન સંપાદન કરનારનું કામ છે. વળી તેની પુરી સમજ પડતી નહી હોય તો વ્યાસજી મહારાજનું રચેલું વિજ્ઞાન વલ્લભ નામનું પુસ્તક વાંચોને વિચારો તેથી સ્પષ્ટ સમજાશે.

માટે હે મોક્ષના ઇચ્છનારા. હવે હું તને ઈશ્વર વિશ્વેશ્વરને પરમેશ્વર તે સ્વરૂપો સમજાવવા આ સાથે ૐ કારને ૐ કારમાં ચીત્રો બતાવું છું તેણે કરી તારાથી સઘળા સ્વરૂપ અને તે સ્વરૂપોમાં અધિકતાને ન્યુનતા, સમજાશે. માટે આ ચિત્રજો.

જો ભાઇ તેં આ જે જે ચિત્રો જોયાં તે ધ્યાનમાં રાખીને હવે જે જે શંકાઓ કરી છે તેતે શંકાનું નિરૂપણ કરીયે તે સાંભળ. જો કે પ્રથમ શંકા નિરાકાર સાકારની છે. તે શંકાઓ જોતાં નિરાકાર કે સાકાર બેમાંથી એકે પ્રકારે પરમેશ્વર સંભવ્યા નહી. પણ હવે જે નીરાકાર કહેછે તે શા હેતુથી, ને સાકાર કહેછે તે શા હેતુથી, એ સઘળું આ નિરૂપણથી સમજાશે.

## નીરાકાર સાકારનું નિરૂપણ.

### રાગ ચંદ્રાવળાની છાંયા.

આદ્ય અખંડા નંદને, નમી નમીને લાગું પાય;
પ્રકૃતિ પુરૂષને નમું, જે નારાયણ કેહેવાય;
નારાયણ જેને ગાય વેદ, પામ્મર તે તણો પામે ન ભેદ;
અનુમાને ભેદ જાણે જીવ, તે જીવ ટાળીને થાય શીવ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧

બે પક્ષ ચાલે જગતમાં, નિરાકાર ને સાકાર;
એકે સિધ્ધ થયો નહી, નિકળે શંકા અપાર;
અપાર શંકા બેઉમાં થાય, તેથી સાચું કેમ મનાય;
ન જોયા તે કહે નિરાકાર, જન્મ જોયા તે કહે સાકાર;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨

નિરાકાર સાકારનો, ભાઇ ભાગી નાંખું ભેદ,
સ્હવિતા સાકારને ભણે, નિરાકાર ભણે છે વેદ;
વેદ વદે તે નહોય વ્યર્થ પણ તેનો જુદો ભાવાર્થ;
નિરાકાર શાણે કહયા સહી, પંચભુતોનો આકાર નહી;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩

ભૌતીક આકાર નહી ધણી, જ્ઞાનાકાર વિશ્વાધાર;
અવયવ ઇંદ્રીઓ અંગ તે, સહુ જ્ઞાન તણો આકાર;
જેવી ખાંડની પુતળી હોય, ખાંડ તણા અવયવ સૌ કોય,
અંગ હાથ મુસ્તકને ચર્ણ, સઘળું ખાંડ તણું હોય વર્ણ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૪

તેવું અંગ સહુ જ્ઞાનનું, પરમેશ્વર કેરૂં હોય;
તેનો બીજો દેઊ દાખલો, શંકા ધરશો માં કોય;
શંકા કો જન ધરશો નહી, જેમ સ્વપનમાં ઉઠીએ સહી;
જેવું આપણને સ્વપન થાય, સ્વરૂપે જૈએ બજાર માંય;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૫

પથારીમાં પડયું રહે, અંગ મુખ નેત્રને કાન;
હસ્ત ચર્ણ ને નાશિકા, રહેને વહેછે જ્ઞાન,
તે જ્ઞાનનું રૂપ બજાર જાય, ચર્ણ ન હોય તો કેમ ચલાય;
નેત્ર વિના શું બજાર દેખાય; વદન વિના ત્યાં કેમ બોલાય;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૬

વળી સાંભળીએ કાનથી, લેવું દેવું કરેછે હાથ;
ખોળિયુ તો સંગ છે નહિ, કરો વિચાર મનની સાથ;
નથીને કરે સૌ વ્હેવાર, એ અવિદ્યા જ્ઞાનાકાર;
અવિદ્યાનું આપણું જ્ઞાન, બીજા દાખલામાં દો ધ્યાન;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૭

જેમ આપણામાં જીવ છે, તેને નેત્ર નાકને કાન;
કેહેશો કે છે શરીરને, પણ સાંભળજો વિદ્વાન;
સાંભળી લેજો સહુ વિદ્વાન, જો સાંભળે શરીરનો કાન;

આંખ શરીરની દેખતી હોય, તો ખોળીયું બાળે નહિ કોય;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૮
શરીર કોઈ બાળે નહી, એને સહુ અવ્યવો હોય;
હસ્ત ચરણુ મુખ નાકને, કાન જીવ્હા ચક્ષુ સૌ કોય;
કાર્ય તે અવ્યવોથી થાય, તો તેને મુઓ ન કેહેવાય;
હોય કાન કેમ સુણે નહી, ચર્ણ છતાં કેમ પડયો રેમહી;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૯
છતે મોઢે બોલે નહી, જુઓ શરીરનો સંદેહ;
સુણનાર કે બોલનાર છે, જે આત્મા કહ્યો છે તેહ;
આત્મા જે રહ્યો છે એહ, કાનને દ્વારે સાંભળે તેહ;
ઘરમાં બેશી સુણીએ જેમ, બારણાએ સાંભળ્યું કહુ કેમ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૦
નિરખી નેત્ર કહી ન શકે, લીલો પીળો કાળો રંગ
પણ દેખનારો આતમા, કહી શકે જુદા જુદા બંગ;
તે આતમા કરે સહુ વ્હેવાર, ઇંદ્રીયો છે તેનાં દ્વાર;
આત્માની ઇચ્છા વણ ભરે ચર્ણ, તો કબુલે મારૂં અંતઃકર્ણ
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૧
આત્માની ઇચ્છા થયા વિના, વપુથી કાંઇ ન થાય;
જેમ જોડો હોય ચર્ણમાં, તે ચર્ણ વડે ચાલી જાય;
કહો ચાલે ચરણ કે ઉપાન, ઉપાન જેવું વપુ નિધાન;
આત્માને ચાલ્યું જાય, આકાર કહો કેમ નવ્ય કેવાય;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૨
ભુંગળ વગાડે ભુંગળીઓ, થાય ભુંગળમાંથી અવાજ;
પણ તે ભુંગળ બોલતી નથી, જુદો છે કરનારો કાજ;
અવાજનું કાજ કરનાર જેહ, ભુંગળથી જુદો છે તેહ;
ભુંગળરૂપી મુખનું દ્વાર, આત્મા તેમાં કરે ઉચ્ચાર;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૩
જો બોલી જાણે મુખડું, તો મરે ત્યારે મુખ હોય;
પણ બોલી શકતું નથી, તેનો તોલ કરો સહુ કોય;
દેહનુ મુખ તે ભુંગળ તુલ્ય, જીવ વિના ભુંગળમાં ભુલ્ય;
જો બોલનારો કીયો થયો, સુણનારો પણ કીયો રહ્યો;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૪
આ વાતથી સીધ્ધ થાયછે, આત્માનો છે આકાર;
વસ્ત્ર રૂપી વપુ જાણવું, કરો વિવેકથી વિચાર;

વપુ વહે તેમ વસ્ત્રો જાય, વસ્ત્ર વહ્યાં કદી નવ્ય કેવાય;
વસ્ત્ર ઉતારી મુકીએ જેમ, આત્મા વપુને ઉતારે તેમ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૫
જેવો આકાર આત્મા તણો, તેવો પર્માત્માનો જાણ;
આપ સ્વપ્નનું રૂપ તે, અવિદ્યાનું પ્રમાણ;
અવિદ્યા જ્ઞાનનું આપણું રૂપ, સત્ય જ્ઞાનના મુળ અનુપ;
જેમ શશીનું પ્રતીબીંબ થાય, શુદ્ધ શશી તે કેમ ગણાય,
જે જે જ્ઞાન સ્વરૂપ ૧૬
જેટલી સત્તા ચંદ્રની, તેટલી પ્રતીબીંબની ન્હોય;
પરમાત્મા આકારે આત્મા, જાણી લેજો સહુ કોય;
જેવો આત્માનો આકાર, તેવો પરમાત્માનો સાર;
શશીનો જેવોતેવો બીંબ ભાશ, જેવાઆત્માતેવાઅવિનાશ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૭
પણ આત્મા મલીયંત છે નિર્મળછે પુરણ બ્રહ્મ;
સાથી નિરમળ મળ જુજવા, પાડું તે તણી ગમ;
પાત્રને જળમાં બીંબાભાશ, તે પાત્રને જળમળ તપાશ;
કાયા માયાની મળરૂપ, ભુપો વિના આદ્ય ધણી અનુપ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૮
જો આત્મા મળવંતછે, નિર્મળ છે તે મુળ નાથ;
પરમેશ્વર આકારછે, નિશ્ચે થઈ આ વાત;
આકાર નિસ્ચે જો શુભ મતી, નિરાકારછે તેની ગતી;
જેમ રવી તેજ નિરાકાર, સુર્ય તણું શુદ્ધ સ્વરૂપ સાર;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૧૯
વળી બીજુ દ્રષ્ટાન્ત જો, છે દીપકનો આકાર,
આકાર નહી પ્રકાશનો, તેમ ગતીનો નહી લગાર;
વળી પુસ્પનો આકાર સહી, વાસનાનો આકારજ નહી;
તેમ પર્માત્માનો આકાર, ગતી તેમની નીરાકાર;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૦॥
નિરાકાર ગતીને કહો, તેહ વારતા કબુલ થાય;
નિરાકાર સાક્ષાતને, કહો તે વાર્તા ન મનાય;
આકારી સ્વામી સત્ય છે સહી; છ વિકારો કેહેશો અહીં;
પણ વિકારો કોના ભાઈ, સમજાવું સમજો સંગ સાહી;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૦

ભૌતિકના આકારને, ખટ વિકાર સંભવે સાર;
આત્મા અખંડ છે તેહને, મર્ણ સંભવે નહી લગાર;
ન્હાનો મ્હોટો વ્રદ્ધ ન થાય, વ્રદ્ધ થયો જીવ નવ્ય કેવાય;
વ્રદ્ધ બને કહીએ તો કયાશ, વ્રદ્ધ થયો તો પામે નાશ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૧
કેહેવત જુઓ જગતનું, વ્રદ્ધ વપુનો જન કોય;
કહે વપુનો વ્રદ્ધછે, પણ જીવ નહિ વ્રદ્ધ હોય;
આત્મા કદી બાળ વ્રદ્ધ ન થાય, તો ખટ વીકાર લાગેન ત્યાંય;
ખટ વિકારો ભૌતીક મહીં, આત્મા અખંડને લાગે નહી;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૨
ભૌતીકના આકારને, વદે વેદ વિકારી દોશ;
આત્માને તે વળગે નહિ, સત્ય સાંભળી થા સંતોષ;
લાગે ભૌતીક દેહનેવિકાર, ન્હાનોમ્હોટોવ્રદ્ધ થાયછે સાર
સદા સત્યમાં તે નહી બાધ, શંકા રહે તો કર્જો સંવાદ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૩
સાકાર કેહેછે જે ધણી સમજી પંચભુતાકાર;
તે આકાર અન્ય સર્વનો, શીવશક્તિ વિષ્ણુ નિર્ધાર;
બ્રહ્માજી પણ ભુતના સાર, સત્વ ગુણી માયાનો આકાર;
પરબ્રહ્મ સુણી ભૌતીક દેહ, તત્વ ગુણી માયાના તેહ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૪
જેમ ભવાયો ભવૈ કરે, અને ધરે મીયાનો વેશ;
પણ તે મીંયા રહે નહી, વટલાય ન વેશે લેશ;
વેશ ધરે પણ નાવે બાધ, ન મુકે તેને કો અપવાદ,
કહ્યા તે ઇશ્વરો ધરે દેહ, પણ જીવ દશા ન પામે તેહ;
જે જે જ્ઞાન સ્વરૂપ ૨૫
તેવા નિર્વિકારીયો, પરબ્રહ્મને બ્રહ્મ દેવ;
માયા મીશ્રીત અંગછે, પણ મુળ ધણીની શેવ,
મુળ ધણીપર તેમનું લક્ષ, વિશ્વપતી થઇ રહે સમક્ષ,
વિશ્વતણું એ રક્ષણ કરે, જીવોના કર્મ ફળે દેહ ધરે,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૬
સગુણ બ્રહ્મ લગી સહુ, છે માયા તણો આકાર,
પુર્ણ બ્રહ્મ માયા તણા, કહેવાય નહી લગાર,
જ્ઞાનાકાર છે મુળ સ્વરૂપ, અખંડ અખુટ જ્ઞાનનો કુપ,

અક્ષરાતીત તે સર્વના ભુપ, જ્ઞાનનું અવ્યવ અંગ અનુપ,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૭
કેહેશો કદી મુળ નાથનો, હોય આકાર તો દેખાય,
પણ તે દેખાતો નથી, ત્યારે શું સત્ય મનાય,
પણ તે સત્યનો દાખલો કહું, ધ્યાન દેઈને સાંભળો સહું
છે પર્માત્મા જ્ઞાન સ્વરૂપ, તેવા જ્ઞાની થાઓ અનુપ,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૮
જ્ઞાન રૂપ થાઓ એટલે, જ્ઞાનાકાર રૂપ જણાય,
માયામાં રહિને જોઈએ, તેણે માયાનું રૂપ દેખાય,
જો કમળા વાળી આંખ હોય, તેણે પીળું ભાસે સહુ કોય,
ફેર ચડયાને ફરતું જણાય, માયા મોહીતને માયા દેખાય,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૨૯
સુર્ય દેખાડે સુર્યને, જેમ હીરે હીરો કરે શાર,
લીલા કાચમાં જોઈએ, તેણે લીલો ભાસે સંસાર,
કાળા કાચની કોટડી હોય, તેમાં પેશી નિરખે કોય,
કાળાથી જોયે કાળું જણાય, માયાથી જોયે માયા દેખાય,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩૦
ચીબડી જુએ ચક્ષથી, પણ રવિ ન થાયે ભાશ,
તેમ અવિદ્યા જીવને, જણાય નહી અવિનાશ,
જેમ ઘુઅડ ન દેખે આદીત, ઉઘાડી આંખે આંધળો ભીંત,
તેવિ માયાની આંખથી અંધ, જ્ઞાન દ્રષ્ટીએ થાય સબંધ,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩૧
વળી માયામાં રહ્યા થકા, માયા તિત જોવા જાય,
તે કદી કાળ ભાસે નહી, ભાસે જ્ઞાન રૂપજો થાય,
આત્મરૂપે પરમાત્મા પરખાય, જ્ઞાન ચક્ષુએ સર્વ જણાય,
થાઓ આત્મારૂપ જ્ઞાનાકાર, તો નહી લાગે દર્શતાં વાર,
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩૨
સાકારની શંકા કરી, તેનો પણ ભાગ્યો ભેદ,
સંવીતા પણ વેદની, તેહ વાત ન હોયે ખેદ,
અન્ય સ્વરૂપોના આકાર કહે, વિદ્યા માયાના ભૌતીક લહે;
ભૌતીક દેહનો જાણવો નાશ, મુળ ન ભૌતીક જ્ઞાનપ્રકાશ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩૩
મુળ ધણીને વાતનો, નિવેડો આવ્યો એહ;

દેહ નહી પંચભુતનો, ભુતથી નીરાકાર તેહ;
ભુતાકારથી નીરાકાર, જ્ઞાન સ્વરૂપે છે આકાર;
ભાવાર્થથી બેઉ સત્ય થયા, વેદ સંહીતાએ સમજી કહ્યા;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩૪
નીરાકાર રઘુ વેદમાં, પંચભુતોથી નીરાકાર;
યજુર સાકાર વર્ણવે, કરી જ્ઞાનરૂપ વિચાર;
જ્ઞાનરૂપે ગણ્યો આકાર, જીવોના સમજ્યામાં ફેરફાર;
ભાગી નાંખ્યો બેઉ પક્ષનો ભેદ, વલ્લભે કર્યો શંકાનો ખેદ;
જે જે જ્ઞાન સ્વરૂપ. ૩૫

---

હવે જો ભાઇ વેદ વિગેરે ઘણાં પ્રમાણો પરમેશ્વરને નિરાકાર કહેછે તેમ આકાર વાળા પણ કહેછે, તેમાં નિરાકાર એવા હેતુથી કહેછે કે પંચભુતનો આકાર કોઇ પ્રાણી જાણુતા હોતો, નિરાકારછે; એટલે પંચભુતના આકારે નીરાકાર; નીરાકાર એટલે નહી આકાર એમ જે વેદનું કહેવું છે તે પંચભુતના આકાર ઉપર દ્રષ્ટી રાખીને નીરાકાર કહેછે. કે પંચભુતનો આકાર નહી. જો પંચભુતના આકારે સાકાર માને તો તે આકાર નાશવાનછે ત્યારે અવીનાશી કહેવાય નહી આમ સમજીને પંચભુતોથી નીરાકાર કહ્યા છે તે વેદનું કહેવું ખરૂ છે. આ ભાવાર્થશી જે નીરાકાર કહે તે ખરૂ છે.

વળી વેદ વિગેરે પરમેશ્વરને આકાર વાળા કેહેછે તે જ્ઞાનનો આકાર સમજી આકાર વાળા કેહેછે તે જ્ઞાનસ્વરૂપછે તેથી જ્ઞાનાકારે સાકાર કહેછે, અને જ્ઞાનનુ સ્વરૂપ છે એમ આ નીરૂપણમાં સીદ્ધ કરેલું છે. તેમ છતાં પંચભુતથી નીરાકાર છે ને જ્ઞાનસ્વરૂપે સાકાર છે એમ સિદ્ધ થવાને સારૂ આ પ્રમાણુ જે.

अपाणिपादोजवनोग्रहीता पश्यत्यचक्षुःसश्रृणोत्यकर्णः ।
सवेत्तिवेद्यंनचतस्यवेत्ता तमाहुरग्र्यंपुरुषंपुराणम् ॥

અર્થ. પરમેશ્વર કેવા છે કે પગ નથી ને પગે કરીને ચાલેછે હાથ નથી ને હાથે કરીને ગ્રહણ કરીશકેછે, આંખ નથી ને આંખ વડે જુએછે કાન નથી ને કાન વડે સાંભળેછે વળી તે સર્વને જાણેછે એટલે જાણવાને અંતઃકર્ણ હોવું જોઇએ. તેને સર્વ જાણી શકતા નથી અને તે માયા પર છે એટલે અજ્ઞાનથી જુદા છે ને તે પુરાણુ છે એટલે અનાદી છે આ અર્થ થયો હવે ભાવાર્થ સમજ, જો ભાઇ પગ નથી ને ચાલેછે તો જો કે પગ નથી એમ કહીને પાછુ એમ કહેછે કે ચાલેછે તો અનુમાન પ્રમાણુથી એમ ભાસેછે કે ચાલવાને પગ હોવાજ જોઇએ હવે આ કહેનારનો એવો ભાવાર્થ છે કે પં-

ચભુતની માયાનો જેવો આપણો ચરણ છે તેવો તેમનો નથી ને જ્ઞાનનો ચરણ છે તે વડે ચાલેછે માયાનો થયેલો હાથ નથી ને જ્ઞાનનો હાથ છે તે વડે ગ્રહણ કરેછે માયાનાં ચક્ષુ નથી ને જ્ઞાન ચક્ષુ વડે જુએછે એ વીગેરે સર્વ અવયવ ઈંદ્રિયો માયાનાં એટલે ભૌતીક નહી ને જ્ઞાનનાં છે તે વડે સર્વ કાર્ય થઇ શકેછે વળી જોકે હાથ પગ વીગેરે નથી ને છે એમ કહેછે તેનો એજ હેતુ છે કે માઇક (ભૌતીક) ના અવયવ ઇંદ્રિયો નથી એમ સમજીને નથી એમ કહેછે. વળી છે તે જ્ઞાનના છે એમ સમજીને હાથ પગ ઈંદ્રિયો વિગેરેથી કાર્ય થઈ શકેછે એવું કહેછે.

આ ઉપરથી આ નિરૂપણ કરેલું સત્ય જાણજે કે પરમેશ્વર જ્ઞાનાકાર છે તેનાં પ્રમાણ ગીતાજીના ૧૩ મા અધ્યાયનો ૧૩ મો શ્લોક જુઓ, વળી તેજ અધ્યાયના ૧૭ મા શ્લોકમાં જ્ઞાનરૂપ જ્ઞાનની વસ્તુ કહ્યા છે. વળી વિજ્ઞાનવલ્લભ નામના પુસ્તકમાં પરમેશ્વર જ્ઞાનની મુરતી છે એવું પ્રમાણ નીરાકાર સાકારની સીધતામાં આપેલું છે તે જુઓ.

હવે જે પુરૂષ શુક્તમાં,

**सहस्रशीर्षापुरुषाः सहस्राक्षःसहस्रपात् ।**
**सभूमिंडुंसर्वतस्पृत्वात्यातिष्टद्दशांगुलम् ॥**

એટલે હજારો પગ હજારો હાથ હજારો મુસ્તક હજારો નેત્ર આ રીતે જે વર્ણન કર્યુંછે તે સગુણ બ્રહ્મ જે વિશ્વેશ્વર જેને પરબ્રહ્મ કહ્યાછે. જેને ચિત્રના કાગળમાં અર્ધમાત્રામાં અક્ષરબ્રહ્મ કહ્યાછે તેસ્વરૂપમાં દ્રષ્ટી રાખીને આ પુરૂષ શુક્તમાં સ્તવન કર્યું છે તે પણ ખરૂંછે કેમકે એ સ્વરૂપ સગુણ છે તે માયાના ત્રણ ગુણના તત્વ ગુણે સગુણ છે તેથી તે સાકાર સ્વરૂપ માયાને લેઇને છે માટે તેને સગુણ કહેછે તે સ્વરૂપને હજારો હાથ પગ વિગેરે હોય તે સંભવે છે માટે આ કહેલું તે પણ ખરૂંછે. વળી ઘણાક પ્રાણી એમ કેહેછે કે મારે માથે હજાર હાથનો ધણી બેઠો છે તે આ સગુણ બ્રહ્મ ઉપર દ્રષ્ટી રાખીને કેહેછે અને સહુને માંથે ચાર હાથનો ધણી બેઠો છે. એમ કેહે છે તે ઇશ્વર ઉપર દ્રષ્ટી રાખીને કેહે છે તે પણ ખરૂ છે.

આ ઉપર કહ્યું એ રીતે જે સર્વ વાતનુ બધુ જાણપણું તેજ યથાર્થ જ્ઞાન છે ને તેજ મોક્ષનો હેતુછે બાકીના મતીલા અને અજ્ઞાન લોકો માહારૂ ખરૂ ને બીજાનું જુઠુ એ રીતે બોલનારા તે મુમત તાણનારા મોક્ષના અધીકારી નથી કેમકે મતો મતમાં એક બીજાની નીંદા કરી પાપના અધીકારી થાય છે વળી વીશેશ સમજવું હોયતો વિજ્ઞાન વલ્લભ નામનુ પુસ્તક વાંચીને વીચારો હવે

# નીરગુણ સગુણનું નીરૂપણ.

## રાગ ચંદ્રાવળા.

પ્રથમ પુરણ બ્રહ્મને, કરૂ પ્રેમ થકી પ્રણામ
પછી નમુ પરબ્રહ્મને, આપો આપ જે અક્ષર ધામ;
આપો આપ જે અક્ષર ધામ, પછી રટું ઈશ્વરનું નામ;
બ્રહ્મા વિષ્ણુ શક્તિ મહેશ, તે પણ રુહાય કરે હમેશ;
જે જે સદગુણ સ્વામી. ૧

વિશ્વ વિશે બે પંથછે, નિરગુણ ને સગુણ શામ;
અજ્ઞાની પ્રાણિ વઢી મરે, કોઇ ઠરી ન બેસે ઠામ;
એક કહે નિર્ગુણછે નાથ, બીજો કહે સગુણ સાક્ષાત;
એવી રીતે લોકો લઢી મરે, આ બેમાં શું સત્યજ ઠરે;
જે જે સદગુણ સ્વામી. ૨

બેમાં નથી કોઇ જુઠડો, વાત કરેછે વેદાધાર;
નિર્ગુણ સગુણ લોકના, સમજ્યામાં છે ફેરફારઃ
તે ફેરફાર નિરૂપણ કરૂ, જ્ઞાન લેવાનું મુમુક્ષુને ખરૂં;
કેહેછે જે ધણી નિર્ગુણ નાથ, તેના ભાવાર્થની સાંભળો વાત;
જે જે સદગુણ સ્વામી. ૩

સત્વ રજો તમો ત્રીગુણે, નીરગુણ છે મુળના નાથ;
ત્રીગુણ મુળ બ્રહ્મમાં નહી, વેદ વદેછે સાચી વાત;
ત્રીગુણ વિનાછે કહે એમ, તો કોઇને પડે નહિ વ્હેમ;
ત્રીગુણેછે નિર્ગુણી શામ, તરછટ નિર્ગુણ ખોટું નામ;
જે જે સદગુણ સ્વામી. ૪

અર્થ નિર્ગુણનો છે ગુણ વિના, તે જીભ્યાએ કેમ કેહેવાય;
નિર્મળ ગુણ કહો નાથનો, મળ વિનાના જગરાય;
મળ વિનાનોછે જ્ઞાન ગુણ, સર્વજ્ઞ પણા જેવા બહુ સુણ,
મળના બે અક્ષર કાઢીયા, તેથી જગ્તે વાંધા પાડીયા,
જે જે સદગુણ સ્વામી. ૫

નિર્ગુણ શબ્દજ બોલતાં, ગુણ વિનાના નાથ થાય;
મળ શબ્દ વચે નાખતાં, નિર્મળ નાથ કહી સૌ ગાય;
નિર્મળ નાથ કહી જે ગાય, લક્ષ ચોરાશી તે તણી જાય,
જુઓ સગુણ થયા અહીં, પણ ત્રીગુણના તે નાથ નહી;
જે જે સદગુણ સ્વામી. ૬

સગુણ કહે ઘણા ઘણા, ત્રૈણ ગુણ સહી તે જેહ;
ઇશ્વર વિશ્વેશ્વરમાં, ત્રીગુણ સંભવે તેહ;
તે ગુણ મુળમાં સંભવે નહી, આ ત્રૈણ નામની શંકા રહી;
ઇશ્વરને વિશ્વેશ્વર કહ્યા, પરમેશ્વર તે ત્રીજા થયા;
જે જે સદગુણ સ્વામી. ૭

તે ત્રૈણ પદ છે જુજવાં, ક્ષર અક્ષર અક્ષરાતિત;
ખુલાસો કહું તે શબ્દનો, રાખજો મુમુક્ષુ ચિત્ત;
ક્ષરછે સઘળું વિશ્વજ સહી, લય તે પામે અક્ષર મંહી;
અક્ષરછે તે સગુણ બ્રહ્મ, ચિત્રની માત્રાથી પડશે ગમ;
જે જે સદગુણ સ્વામી. ૮

અક્ષરાતિત જેને કહે, અક્ષરથી જુદુ જાણ;
પર્માત્મા નામ તેહનું, વળી પરમેશ્વર પ્રમાણ;
તેનામાં તે ત્રીગુણ નહી, ત્રીગુણા તિત કહે વેદ મહી;
મુળ નિર્ગુણ કહેછે જે ધણી, માયાના ગુણથી નિર્ગુણ ગણી;
જે જે સદગુણ સ્વામી. ૯

ત્રૈણ ગુણે નિર્ગુણ છે, સદ ગુણે છે સગુણ;
ભાવાર્થે સત્ય વેણ બેઉનું, સમજે તેને નથી દુણ;
નિર્ગુણ સગુણ સમજો આમ, મતનો મુમત મુકો તમામ;
ભાવાર્થે બે મતનું સત્ય થયું, વ્યાસે નિરૂપણ ન્યાયથી કહ્યું,
જે જે સદગુણ સ્વામી. ૧૦

---

હવે જો ભાઈ વેદ તથા બીજા પુસ્તકો પરમેશ્વરને નિર્ગુણ કહેછે, તે એવા હેતુથી ( ભાવથી ) કે સાત્વીક, રાજસ, ને તામસ, આ ત્રણ ગુણ માયાનાછે માટે તે માયાના સ્વરૂપમાં સંભવે, પણ જે પરમાત્મા માયાતીત છે તેમાં તે માયાના ત્રીગુણ અને ચોથો તત્વગુણ પણ સંભવે નહી, તેમ હોય પણ નહી કેમકે શ્રુતી કહે છે सत्यंज्ञानंतंब्रह्म સત્યને જ્ઞાન રૂપ પરમાત્મા છે, અને અસત્યને અજ્ઞાનરૂપ નાશ વાન જે માયા તેના જે ત્રણ ગુણ તે પરમાત્મામાં સંભવે નહી. માટે માયાના ત્રીગુણ ઉપર દ્રષ્ટી રાખીને પરમાત્માને નીર્ગુણ, એટલે માયાના ત્રણ ગુણથી નીર્ગુણ કહ્યા છે તે ખરૂ છે તેમ વેદમાં તથા બીજાં પુસ્તકોમાં જે સગુણ કહ્યા છે તે એવા હેતુથી ( ભાવથી ) કે, પરમાત્મામાં જ્ઞાનગુણ સર્વજ્ઞ ગુણ મોક્ષગુણ વિગેરે બીજા નિર્મળ એટલે મળ વિનાના જે ગુણો છે તેવા અનંત ગુણે ગુણી છે કેમકે જે માયાના ત્રણ ગુણ છે તે મળવંતછે તે માયાના ગુણથી જે જે જુદા પ્રકારના ગુણો તે નિર્મળ છે.

તે નિર્મળ ગુણે ગુણી પરમાત્મા છે. 'એમ વેદે નિર્મળ ગુણો ઉપર દ્રષ્ટી રાખીને સદગુણે સગુણી કહ્યા છે. તે ખરૂં છે.

વળી જે પ્રાણીને પરમબ્રહ્મ સુધીનું જ્ઞાન ( જાણપણું ) નથી ને સગુણ કહે છે, તે બ્રહ્મ અને પરબ્રહ્મનાં સ્વરૂપને સગુણ કહે છે. તે પણ ખરૂં છે. કેમકે બ્રહ્મ અને પરબ્રહ્મ તેતો માયા મિશ્રીત છે એટલે તે માયાના ત્રણ ગુણ તે માયા મિશ્રીત સ્વરૂપમાં હોયજ માટે તે સ્વરૂપોને સગુણ કહે તે સંભવે છે તેથી તેમનું કહેવું તે પણ ખરૂં છે.

પણ પરમેશ્વરને તો આ પેહેલા પારેગ્રાફમાં કહ્યા પ્રમાણે નિર્ગુણ જાણવા ને બીજા પારેગ્રાફમાં કહ્યા પ્રમાણે સગુણ જાણવા ને બ્રહ્મ પરબ્રહ્મને તો સગુણજ જાણવા આ બધું જાણપણું તે યથાર્થ જ્ઞાનછે ને તે જ્ઞાન મોક્ષનો હેતુ છે હવે આટલેથી સંતોશ ન વળે તો વિજ્ઞાન વલ્લભનામનું પુસ્તક જુઓ.

---

## વ્યાપક ન્યારાનું નીરૂપણ.

### રાગ ચંદ્રાવળા.

પ્રથમ અખંડાનંદને, પાયે પડું વારંમવાર;
પછી વિશ્વાનંદને, સુભાનંદને નમસ્કાર;
પછી પડું સહુ દેવને પાય, જેનાથી જગમાં જય થાય;
પરમેશ્વર ન્યારો કે વ્યાપક, વિશ્વમાં ચાલે તે બેઉ જક;
જે વ્યાપક ગતીવાન. ૧
રૂપે વ્યાપક કહ્યા થકી, ઉરમાં અતિ શંકા થાય;
ન્યારો કહે તો અપુર્ણ તે, વળી સર્વજ્ઞ ન કહેવાય;
વ્યાપકને ન્યારાનો પક્ષ, તે નિશ્ચે વણ લાગે ન લક્ષ;
જગ્તમાં ભક્ત વઢીને મરે, વિવેકથી કોઈ કયાસ ન કરે;
જે વ્યાપક ગતીવાન. ૨
ન્યાયે જુએ બેઉ પક્ષને, અનુમાને કરે વિચાર;
વિવેક દ્રષ્ટીએ સોધતાં, આવે સમજ્યામાં સુધો સાર;
સાર આવે તે સત્ય ગણાય, વાત યથાર્થ તર્ત જણાય
જણાય તે સાર ગ્રહણ કરે, લક્ષચોરાશી તેની નિસ્તરે;
જે વ્યાપક ગતીવાન. ૩
પ્રેરકની પ્રેરણા થકી, બેઉ પક્ષ નિરૂપણ થાય;
કુવાશી ગોળી મુકે નહી, સુવાશી સુગંધ સાહાય;
સમજનારા સમજી જજો, છે યથાર્થ જાણ્યાની મજો;

વિવેકી જ્ઞાની કરે કબુલ, અવિવેકી ખાશે ભુલ;
જે વ્યાપક ગતીવાન. ૪
પરમાત્મા ન્યારો સર્વથી, એની ગતી વ્યાપક જાણ;
ન માને તો લે સુર્યનું, અને વાયુનું પરમાણ;
જેવો એક સ્થળે છે ભાણુ, તેને છે શ્રષ્ટીનું જાણ,
છે સ્વપ્રકાશી સહુ દેખાય, એમ પરમાત્માથી સર્વ જણાય,
જે વ્યાપક ગતીવાન. ૫
સુર્યનો સહુમાં પ્રકાશ છે, એની ગતિ જાણવી તેજ,
પોતે જાણે સ્વપ્રકાશને, જુઓ વ્યાપક થયો એજ;
વ્યાપક રહ્યો છે સઘળે આપ, શ્રષ્ટીનાં જાણે પુન્ય ને પાપ;
કદી કહેશો હોઇએ ઘર મહી, તો વાર્તા તે જાણે નહિ;
જે વ્યાપક ગતીવાન. ૬
ઘર મધે તડકો નહી, પણ પ્રકાશ સઘળે હોય;
સુર્ય વસ્યો વળી નેત્રમાં, તેથી દરસે સહુ કોય
નેત્રમાં સુર્ય પ્રકાશ ન હોય, તો છતી આંખે કોઇ ન જોય;
દિન મણિ રાતે હોય નહી, તો આંખ કહો દેખેછે કઇ;
જે વ્યાપક ગતીવાન. ૭
આ તોલ કરી લ્યો વિરલા, દેખનારો આદિત કે આંખ;
રવિ પ્રકાશ છે નેત્રમાં, તેથી વ્યાપક ભાણું ભાંખ;
વ્યાપક માટે જાણે તે વાત, ચાહ્ય તો પેસે પાતાળ સાત;
વળી વાયુનો દાખલો કહુ, ધ્યાન રાખીને સાંભળો સહુ;
જે વ્યાપક ગતીવાન. ૮
વાયુ વિશ્વમાં એકછે, કદી કહો ઓગણપચાસ.
અનેક પ્રાણીને તે અડે, તેનો કરી લેજો કયાસ;
ઓગણ પચાસ વાયુ કેહેવાય, ઓગણપચાસને સ્પર્ષજ થાય;
બીજા જીવોને કયાંથી વ્હાય, નવ્હાય તો પછી દેહ છુટાય;
જે વ્યાપક ગતીવાન. ૯
પોતે ન ન્હોયે વિશ્વને, એની ગતી વિશ્વમાં વ્હાય;
તેનું અજાણ્યું શુ રહે, સહુ તોલ કરો મનમાંય
ગતી વ્યાપક સૌ દેશી થયો, સ્વરૂપે ન્યારો અલગ રહ્યો
તેવો ન્યારો જે મુળ નાથ, ગતી અતી વ્યાપક વિક્ષાત;
જે વ્યાપક ગતીવાન. ૧૦
વળી ત્રીજો દેઉ દાખલો, જેમ દીપકનો પ્રકાશ;
બેઉના રૂપ ગુણ જુજવા, જીણી બુદ્ધિથી તપાશ;

તપાસવા જીણી બુધ્ધી કરે, પ્રકાશ દીપક જુદો ઠરે.
દીપક સ્વરૂપે પ્રકાશ ગતિ, દીપક પ્રકાશ એકજ નથી.
જે વ્યાપક ગતિવાન. ૧૧
દીવો પ્રકાશ બે જુજવા, કરો અનુભવ એનો આપ;
દીપક મુકો વસ્ત્રમાં, તવ ઉપજશે પરિતાપ;
દીવાના પ્રકાશે મુક ફાવતુ, તેથી દગ્ધ થવાનો નતુ;
દીસે એક પણ જો ફેરફાર, બુધ્ધી હોયતો કરને વિચાર;
જે વ્યાપક ગતીવાન. ૧૨
દીવાનીને સુર્યની, જાણજે ગતી તે પ્રકાશ;
તે ગતીમાં કર્મો કરે, જીવ શુભાશુભ વિલ્લાસ;
તેમાં શું સુર્ય દીપકને બાધ, સમજો પછી કરો વિવાદ;
વળી ચોથો દાખલો દેઉ, સમજાય વ્યાપક ન્યારો બેઉ;
જે વ્યાપક ગતીવાન. ૧૩
જેમ શરીરમાં આતમા, દેહની તેહ જાણે વાત;
વ્યાપક રહ્યા રૂંએ રૂંએ, વળી ન્યારો પણ સાક્ષાત;
રહ્યા સ્વરૂપે કટીથી શીશ, હાથે પગે એને ન માનીશ;
પાદ પાણીમાં ગતિ વ્યાપક, વાગે લાગે જાણે તે તક;
જે વ્યાપક ગતીવાન. ૧૪
હાથ પગે ગતી એહની, પણ સ્વરૂપે નહી લગાર;
નેત્ર નાકે કરણે ગતી, વ્યાપી રહી છે નીરધાર;
પોતાની ગતીમાં વિઘન થાય, આપ જાણે જો કાન કપાય;
પણ કેમ આત્મા ન નીકળી જાય, તેવિ ગતી છે પગભુજમાંય
જે વ્યાપક ગતીવાન. ૧૫
ચરણ કે ભુજ કો સમે, હાડ મઉંસ સહીત છેદાય;
પણ તેમાં રહી છે ગતી, માટે જીવ ચાલ્યો ન જાય;
કટી શીશ છેદે કોઇ વળી, તો આત્મા જાય છે નિકળી;
એટલો દેહમાં આપે થયો, હાથ પગોમાં વ્યાપક રહ્યો;
જે વ્યાપક ગતીવાન. ૧૬
હાથ પગો અવયવથી, આત્માને ન્યારો જાણ,
તેમ આ સકળ વિશ્વથી, પરમાત્મા ન્યારો માન,
પોતે ન્યારો વ્યાપક ગતી, તે વાતમાં કાંઈ સંશય નથી,
પરમેશ્વરની ગતી છે જ્ઞાન, જ્ઞાન ચૈતન્ય વ્યાપ્યું નીધાન,
જે વ્યાપક ગતીવાન. ૧૭

જ્ઞાન ચૈતન્ય વ્યાપી રહ્યું, નહી અણુ જગોએ ખાલી,
તે ગતીના સહુ પ્રાણીઓ, બોલે સમજે ને જાય ચાલી,
લેવું દેવું સહુ ગતીથી થાય, ગતીની ગ્રંથી ગટોગટ માંય,
તે ગતીના છે બેઉ પ્રકાર, તેનો પણ સમજાવું સાર;
જે વ્યાપક ગતીવાન. ૧૮
વિશેશ ને સામાન્ય છે, રહ્યું બે પ્રકારે ગતી જ્ઞાન,
મીશ્રીત દેહમાં વિશેશ છે, બાકી તો સઘળે સામાન્ય,
ચોવીસ તત્વની જે જે દેહ, તેમાં વિશેશ રૂપે તેહ,
જેમ રહ્યો ચંદ્ર આકાશ, તેજ એનું વિશ્વમાં પ્રકાશ
જે વ્યાપક ગતીવાન. ૧૯
સઘળી જગોએ તેજ છે, સામાન્ય તેને કહેવાય,
કુંડામાં જળ ભરી મુકીએ, પ્રતીબીંબ તેમાં બંધાય,
થાય પ્રતીબીંબ ચંદ્રને તુલ્ય, તેને વિશેશ માનો અમુલ્ય,
તેજ જાદે વળી ચંદ્રાકાર, તે છે વિશેશ કરો વિચાર,
જે વ્યાપક ગતીવાન. ૨૦
તેમ આ પંચે ભુતનાં, વપુમાં વિશેષ હોય:
બોલે ચાલે સમજી શકે, વિશેશ થકી સહુ કોય,
ગતિની ગ્રંથી પ્રાણીયો મહિ, પણ જ્ઞાન પરમાત્મા જેવું નહી,
જો પરમાત્મા જેવું થાય, તો લક્ષચોરાશી જન્મ પળાય,
જ વ્યાપક ગતીવાન. ૨૧
જેમ પ્રતીબીંબ ચંદ્રનું, પણ ચંદ્ર તે નવ્ય કહેવાય,
ચંદ્ર નહી ચંદ્ર સરીખું, તેવું આત્માનું રૂપ ગણાય,
નહી આત્મા પરમાત્મા તોલ, ધણીથી ઓછો આત્માબોલ,
જો ચંદ્રનું બીંબને પરકાશ, તેમ વ્યાપકને ન્યારો તપાશ,
જે વ્યાપક ગતીવાન. ૨૨
એમ છે વ્યાપક વિશ્વમાં, પરમાત્મા પુરણ બ્રહ્મ,
ન્યારો છે એ સર્વથી જો વ્યાપક ન્યારાની ગમ,
જો ગતી વ્યાપક સ્વરૂપે ન્યારો, એની લડાઇનો આવ્યો આરો,
ગતીથી રતી નહી ઠાલો ઠામ, સ્વરૂપે ન્યારો છે મુળ શામ,
જે વ્યાપક ગતીવાન. ૨૩
વ્યાપકને ન્યારાતણી, બેઉ શંકાયો થઈ દુર,
થોડામાં ઘણું જાણી જજો, નહી જાણી શકે અસુર,
ન સમજે તે સમાગમ કરે, તો શંકા તેની નિસ્તરે,

નીશ્ચે થાય મળે મોક્ષ ધામ, કર્યુ નિરૂપણ વલ્લભરામ,
જે વ્યાપક ગતીવાન. ૨૪

---

હવે જો ભાઇ વેદ વિગેરે ઘણા પ્રમાણો પરમેશ્વરને વ્યાપક કેહે છે. તેમ ન્યારા પણ કહે છે, તેમાં વ્યાપક એવા હેતુથી કેહેછે કે પરમેશ્વરની જ્ઞાનગતીને ચૈતન્ય ગતી એ બેઉ મીસીત થયેલી આ વિશ્વમાં વ્યાપક છે જો સ્વરૂપે વ્યાપક કહેવાનો હેતું હોય તો સંભવતું નથી કેમકે પરમેશ્વર તો એક છે. તે સર્વ ઠેકાણે પુર્ણ સ્વરૂપે વ્યાપક છે એમ સંભવે નહી, કદી સઘળે સ્થળે સ્વરૂપે વ્યાપક કહીએ તો પરમેશ્વર ઘણા થાય છે ને એક કહીએ ને પુરણ સ્વરૂપે વ્યાપક કહીએ તો સંભવે નહિ ને થોડે થોડે ભાગે સર્વમાં રહ્યા છે એમ કહીએ તો, પુર્ણ કેહેવા તે સંભવે નહિ. તેમ અખંડ કેહેવાય નહી. માટે એ પરમેશ્વર પોતાને સ્વરૂપે સર્વમાં વ્યાપક છે એમ જે કહેતા હોય તેનુ કહેવું ખોટું છે. ને પરમેશ્વરની ગતી આ વીશ્વમાં વ્યાપી રહી છે એમ જે કેહેછે તે ખરૂં છે. કદી કોઇ કેહેશે કે ગતી વ્યાપક નહિ, જો ગતીવ્યાપક નહિ. એમ કહીએ તો પરમેશ્વરને વેદમાં સર્વજ્ઞ કહેજ નહિ. ને સર્વના અંતર્યામી પણ કહે નહિ. માટે ગતીવ્યાપક છે એવા હેતુથી (ભાવથી) વેદવ્યાપક કેહેછે. તેમ પરમેશ્વર પોતે પોતાને સ્વરૂપે ન્યારો છે. એ પણ કેહેછે તે ખરૂંછે. આ રીતે પરમેશ્વરને વ્યાપક ને ન્યારા સમજે તેજ યથાર્થ જ્ઞાનછે ને તે જ્ઞાન મોક્ષનો હેતુછે. વળી જેમ પુસ્પ સ્વરૂપે છે એટલે આકારે છે. પણ તેની વાસના નીરાકારછે તે વાસના વ્યાપકછે પણ પુસ્પતો વાસનાથી ન્યારૂંછે તેમ પરમેશ્વર પુસ્પની પેઠે ન્યારાછે ને પુસ્પની વાસનાની પેઠે તેની ગતી વ્યાપકછે. આથી સમજાય નહીતો વિજ્ઞાન વલ્લભ વિચારો. હવે.

---

# આતમા ચીન્યાનું નીરૂપણ.

પડુછું પાવલે પ્રેમથી, પરમાત્મા આધ્ય અખંડ;
વિશ્વ વિશે મ્હા મચી રહ્યું, વાદ વિવાદનું પાખંડ;
પાખંડ પંથો કળીતણાં, મનુશનાં મન ભ્રમીત ઘણાં;
આંધળે હાથી જોયો જેમ, અકેક અંગે બાલ્યા સહુ તેમ;
જેજે જેપરમાતમા. ૧
અંધે જોયો ભાગ હાથીનો, તે ખોટો નહિ લગાર;
પણ આખો દીઠો નથી, માટે મુમત કરે અપાર;
અપાર મુમત આંધળો કરે, જાંણ્યો જેવો તેવો ઓચરે;

આખો હાથી જોયો હોય, તો જુજવું નવ બોલે કોય;
જેજે જેપરમાતમા. ૨
નથી જોયો એમ કેમ કહું, વળી જોયો છે કહુ કેમ;
જોયાવિના ગજ સુંઢને, કહીશકે ન સાંબેલું જેમ;
સાંબેલા સરખો કહી નવશકે, જેટલું દીઠું તેટલું બકે;
કહે હાથી સાંબેલાકાર, દેખતો એમ ન કહે લગાર;
જેજે જેપરમાતમા. ૩
સાંબેલાકાર ગજ છે નહી, માટે દીઠેલો કેમ કેહેવાય;
જોયોછે ને દીઠો નથી, જથારથ વણ ઝગડો થાય;
પુર્ણ જણ્યા વણ ઝગડો મચ્યો, જેણે જે મત ઝાલ્યો તે પચ્યો;
પણ યથાર્થ જણાવવા કાજ, કરૂં નિરૂપણ સર્વનું આજ;
જેજે જેપરમાતમા. ૪
એક મતવાદી એવું કહે, ચીને પોતાનો આત્મા જેહ;
પોતે પોતાનો આતમા, સોધી લ્યો પરમેશ્વર તેહ;
આ વેણ કેહેનારે સવળું કહ્યું, ભાવાર્થ વણ લોકે સઘળુ ગ્રહ્યુ;
જાણ્યું ઈશ્વર પોતાની મહી, જોઈએ તપાશી કાયામાં સહી;
જેજે જે પરમાત્મા. ૫
એમ ઉધુ સમજી સહુ, સોધે પોતાના પીન્ડ માંય;
રૂધીર માઉંશ પરૂ ભર્યું, નાડી ને હાડ ત્વચાય;
મળ મુત્ર ને વ્યાધી ઘણી, તેમાં શું બેઠો વિશ્વનો ધણી;
વમન તણી ગમ જેને નથી, તે મતીયો મતમાં મરે મથી;
જેજે જે પરમાત્મા. ૬
કેહેનારાયે સમજી કહ્યું, તારા આત્માને તું ચીન;
તું ને તારો તે બે વાક્યને, સમજાવું કરી ભીન ભીન;
કેહેનારો તુંને તારો કહે, સુણનાર હુંને મ્હારો લહે;
હું મ્હારો અત્મા ચીનું સહી, આ વેણને જુદુ લ્યો ગ્રહી;
જેજે જેપરમાતમા. ૭
હું એટલે પોતે થયો, જેહ દેહમાં સમજનાર;
તે કહો જીવ કે આતમા, અને મ્હારો તે જુદો ધાર્ય;
મ્હારો કે મ્હારૂં કહે જન કોય, જો જે પોતાથી જુદું હોય;
તેને મ્હારૂં કે મ્હારો કેહેવાય, એક તે હોય તો હુંજ બોલાય;
જેજે જેપરમાતમા. ૮
અન્ય વસ્તુને મ્હારૂં કહે, કહે મ્હારૂં વસ્ત્ર કે ખેશ;
જુઓ તે જુદું હોયછે, હાથ પગને મ્હારા કેશ;

મ્હારા કાકાને મ્હારો પુત્ર, મ્હારા પિતા મ્હારૂં ઘરસુત્ર;
પોતાથી અન્ય તે મ્હારૂં કહે, તુંને ત્હારૂં એમ જુદું લહે;
જેજે જેપરમાતમા. ૯
હુંને મ્હારૂં બે વાકયનો, જુઓ જુદો પડીઓ અર્થ;
તાહારો તે જુદો તુજથી, જોઈને મુક સુમત વ્યર્થ;
ત્હારાથી તું જુદો થયો, ત્હારો અને તું જુદો રહ્યો.
તું આત્મા પરમાત્માને જાણ, બે અર્થની બતાવું એકવાણ.
જેજે જે પરમાતમા. ૧૦
જાત જાતને ખાયછે, કરો આ વેણનો વિચાર;
શું આપે આપને ખાયછે, ખાય તો કીયો ખાનાર;
પોતે જાત બીજાને ખાય, જાતે જાતને ખાય બોલાય.
એમજ પોતે પોતાનો કહ્યો, અર્થ જાણી ભાવાર્થને કહ્યો.
જેજે જે પરમાતમા. ૧૧
વેણનો હેતુ સમજ્યા વિના, આપે આપમાં શોધવા જાય;
તેમાં કાંઈ વળે નહી, ખરૂં ખોળવાનું ખોળાય;
આપમાં ખોળી ખુએ વાત ખરી, જેમ અનાર્થીએ દુકાન કરી;
ખાધી ખોટને ન વળી શાન્ત, વાંચજો વણીકનું દ્રષ્ટાંત;
જે જે જે પરમાતમા. ૧૨
એવા એ દ્રષ્ટાંતથી, માનશે મુમુક્ષુ શીખ;
નહી માને તે પ્રાણીયો, ભરમાઈને માગશે ભીખ
ભરમાઈને ભીખ માગે તેહ, ભજન રૂપી રળવાનું જેહ,
ખોશે ને ખોટ ખાશે એહ, માટે ન શોધો માટીનો દેહ,
જે જે જે પરમાત્મા. ૧૩
કેહેનારે કહ્યું તું તાહારો, આત્મા ચીની લે ભાઇ;
તે અને તેનો આતમા, જોઈ લ્યો જુદો થયો હાંઈ;
જુદા આત્માને ચીનવો થયો, ચીનવો એટલે જાણવો કહ્યો,
પોતે પોતાને જો જાણવું કહે, તો શું પોતાને જાણવું રહે,
જે જે જે પરમાતમા. ૧૪
જાણે છે સહુ આપ આપને, હું છઉં આવો કે આવો;
બાકી રહ્યો કીયો જાણવો; આપમાં કોઈ બીજો બતાવો
આપે આપજ જાણે છે સહી, પોતામાં જાણવાનું બીજું નહી,
પોત પોતાને જાણવો સાર, પોતાથી પોતાનો જુદો ધાર,
જે જે જે પરમાતમા. ૧૫

જુદા આત્માને ચીનવો, જુદા છે પ્રાણીઓ જેહ;
તેને સમજવાનો નહી, તેને જાણી કરે શું તેહ;
મનુષ કે પ્રાણી સહુ કોય, શરીર જાણે શો લાભજ હોય
સહુથી આત્મા શ્રેષ્ઠજ જેહ, શ્રેષ્ટનો અરથ પરમ તેહ.
જે જે જે પરમાતમા. ૧૬
પરમ ને વળી આતમા, બેઉ વાચક ભેગાં થાય,
તે ભેળાં કરીને બોલતાં, પરમાત્મા શબ્દ બોલાય,
તે પરમાત્માને જાણવો સહી, કેહેનાર એમ સમજી ગયો કહી,
કે તુ તહારો ચીન આત્માય, આ બોલનો તોલ લ્યો ઘટમાંય,
જે જે જે પરમાતમા. ૧૭
આનું તારણ બધું નિકળ્યું, પરમાત્માને ચીનવો સાર,
ચીનવો એટલે જાણવો, એનો કેવો છે આકાર,
આકાર કે નિરાકાર ધણી, એ યુક્તિ જોવાની ઘણી,
સગુણ કે નિર્ગુણ છે નાથ, વ્યાપક કે ન્યારો સાક્ષાત,
જે જે જે પરમાતમા. ૧૮
તે જાણવાની જરૂર છે, એહ જાણ્યું તે જ્ઞાન ગણાય,
ઉપમાન ને અનુમાનથી, ધણીનું કળેવર કળાય,
ઘણાં પ્રમાણે નિશ્ચે કરી ભજે, કાયાનું ખોળીયું ખોળવું તજે,
જ્ઞાનીના જ્ઞાનથી લગાડે લક્ષ, લક્ષ લગાડેતો જુએ પ્રતક્ષ,
જે જે જે પરમાતમા. ૧૯
જાણે પરતક્ષ પરમાતમા, ત્યારે દેહનું બંધન જાય;
પોત પોતાનો આતમા, જો ચીન્યો એવું કહેવાય,
એમ કહે પણ અર્થ છે આમ, શીદ ખુઓ રળવાના રામ,
આતમા તુ પરમાત્માને જાણ, તો તારૂ થાશે કલ્યાણ,
જે જે જે પરમાતમા. ૨૦
કલ્યાણ થાશે જીવડા, તારૂં છુટશે બંધન દેહ;
આત્મા ચીનવાનું કહે, તેનો ભાવાર્થ જાણવો એહ;
આ ભાવાર્થ જાણો સહુ જન, કેહેનારનું સવળું છે વચન,
સવળો અર્થ આ સાચો જાણ, કર્યું નિરૂપણ વલ્લભ વાણ;
જે જે જે પરમાતમા. ૨૧

---

હવે જે ભાઈ જે પ્રાણી કેહેનારાનો હેતુ સમજ્યાવીના પોતાનો આત્મા ચીનવાનું (જાણવાનુ) કહે છે અથવા ચીનુ એમ જાણે છે તેનું સમજવું તરછટ ખોટુ છે કેમકે પોતે જે દેહમાં સમજનાર છે તેજ છે તેવો તે પોતે પોતાને

શું જાણે તે તેને જાણવાનું પોતાની દેહમાં બીજું શું પદારથ છે કે તેને જાણે પણ કહેનારનો તો એવો હેતુ છે કે પોત પોતાના આત્માને ચીનો એટલે પોતે જે આત્મા છે તે અને આત્માનો આત્મા તે જે પરમાતમા છે તેને ચીનવો એમ કેહેનારાનો હેતુ છે વળી ઘણાક એમ કેહે છે કે નરસી મેહેતાએ પોતાનાં કરેલાં પ્રભાતીઆમાં એમ કહ્યું છે કેઃ પ્રભાતના રાગે

જ્યાં ગગી આતમા તત્વ ચીન્યો નહી,
ત્યાં લગી સાધના સર્વ જુઠી.

જો આ નરસીહ મેહેતાના વચનથી ઘણાક પ્રાણી એમ સમજે છે કે આતમા ચીનવાનુ કહ્યું છે પણ નરસીહ મેહેતાનો કહેવાનો એવો હેતુ છે કે તત્વ આતમા ચીનો હવે આતમા શબ્દ પહેલો નાંખ્યો હોયતો અજ્ઞાની પ્રાણી એમ સમજત કે આપણો તે આતમાને તત્વ આતમા તે મોહોટા મહીમાવાળો જે પરમાતમા તેને ચીનવાનુ કહ્યું અને જ્ઞાની પ્રાણી તો નરસીહ મહેતાનું કહેલું ભાવાર્થ સાથે સવળુ સમજે છે કે તત્વ શબ્દ પહેલે નાંખીને આતમા શબ્દ પછી નાંખે તો તે રાગની તાળમાંથી તુટે છે માટે આગળ પાછળ શબ્દ કવેશ્વરો નાંખેછેજ એમ સમજીને જ્ઞાનિજન તત્વ આત્મા એટલે આતમાનું તત્વ તે પરમાતમાને જાણે છે ને તેને ચીનવા ( જાણવા ) યત્ન કરે છે અને અજ્ઞાની પ્રાણી પોતાનો આતમા ચીનીએ એમ સમજી પોતાના પીન્ડમાં ફાંફાં મારીને એટલે પોતે પોતાની સાથે વહેપાર કરીને ખરૂ રળવાનું ખુએ છે જેમકે

## દ્રષ્ટાંત.

એક ધનાઢયની પાસે એક ગરીબ રહેતો હતો તેણે પેલા ધનાઢયને પુછયુ કે ભાઈ એવું હું શું કરૂ કે તમારા જેવો હું ધનાઢય થાઉ એટલે પ્રમાણીકપણે પેલા ધનાઢયે કહ્યું કે ઘરના પૈસાથી પોતાને પન્ડેજ વ્હેપાર કરે તો તું ધનાઢય થાય આવાં ધનાઢયનાં વચન સાંભળી પેલા ગરીબે પોતાનુ ઘર વેચી ઘરના પૈસા કર્યા પછી એક દુકાન ભાડે રાખી તેમાં નાણું લેઇ બેઠો ને વિચાર કર્યો કે ધનાઢયે મને ઘરના પૈસાથી ને પંડેજ વ્હેપાર કરવાનું કહ્યું છે, તે ઘરના પઇસા તો મેં કર્યા ને પઈસાથી વ્હેપાર કરવાનું કહ્યું છે માટે કાપડ સોનું કે કાંઇ પદારથ લાવીને વ્હેપાર કરવો નહી આ પઇસાથીજ કરવો વળી પંડેજ વહેપાર કરવો એમ કહ્યુંછે માટે કોઇની સાથે ધીરધાર કરવી નહી એમ સમજી પોતાની દુકાનમાં પોતાની પાસે જે ઘરનાં નાંણું થયાં હતાં તે એક ખુણામાંથી ગણી ગણીને બીજા ખુણામાં મુકે ને ચોપડામાં બીજા ખુણાને નામે ઉધારે વળી બીજાથી ત્રીજા ખુણામાં મુકે ને ત્રીજાથી ચોથા ખુણામાં મુકે ને તે ખુણાને નામે ઉધારે અને જે ખુણેથી ઉપાડી લે તેને ખાતે જમે કરે. એવી રીતે બાર મહીના કર્યા કર્યું ને તે કરવાથી જે જે ખુણાને નામે નાંણું ઉધા-

રેલાં તે ખુણાને નામે વ્યાજ કાઢયું તે વ્યાજની પણ અમુક રકમે થઈ પછી તે વ્યાજની રકમ એને કોની પાસેથી લેવી, તે વ્યાજ નહી મળ્યું ને કાંઇ પણ ઉપજ દીઠી નહી, ત્યારે રીસનો ભર્યો ગરીબ પેલા ગ્રહસ્થ કને ગયો ને ત્યાં જઈ કહ્યું કે હે ધનાઢય દુશમન તમે મને બતાવ્યું તે પ્રમાણે વ્હેપાર કરવામાં મેં એક પઇશો પણ દીઠો નહી એટલે ધનાઢય બોલ્યો બોલ ભાઇ તેં શી રીતે વહેપાર કર્યો એટલે ગરીબ બોલ્યો કે તમારા કહ્યા પ્રમાણે મેં મારૂ ઘર વેચી ઘરના પઈસા કર્યા તમારા કેહેવા પ્રમાણે પઇસેથીજ એટલે તે પઇસાનું કાપડ સોનું કે કાંઈ બીજુ પદારથ નહી લાવ્યો ને ફક્ત પઈસાથીજ વહેપાર કર્યો વળી પંડેજ કરજે એમ કહ્યું હતું માટે કોઇની સાથે ધીર ધાર પણ કરી નહી તે દુકાન ચાર ખુણે મુકયા લીધા ને જમે ઉધાર ખુણા ખાતે કર્યા. તેનો બાર મહીને હીસાબ કર્યો તો વ્યાજના ત્રણસો ચારસો નીકળ્યા. પછી કુલ રકમ ભેગી કરીને રૂપીયા ગણ્યા તો તેટલાને તેટલાજ નીકળ્યા. ને વ્યાજના દેખાયા નહી એમ તમારા શબ્દે શબ્દ પ્રમાણે કરવાથી ઉલટો હું માહારી કમાણી ચુકયો હાવાં ગરીબનાં વચન સાંભળી પેલા ધનાઢયે કહ્યું અલ્યા માહારો કેહેવાનો જે હેતુ હતો તે તુ અવળો સમજ્યો મેહેતો તને એવા હેતુથી કહ્યું હતું કે ઘરના પૈસાથી એટલે કોઈને ત્યાંથી વ્યાજે પઈસા નહી લાવવા ને ઘરના પઇસાથી, ને પન્ડેજ વ્હેપાર કરવો એટલે ગુમાસ્તા રાખવા નહી ને વેહેપાર કરવો એમ મહારો કેહેવાનો હેતુ હતો તે મહારાં વચનોનો તુ ભાવાર્થ નહી સમજ્યો ને વચનના શબ્દને ઝાલી રહી વહેપાર પંડેજ કર્યો તેમાં તે તું શું રળે, કાંઇજ રળે નહી; એમ મુરખમાં ગણી, કહાડી મુકયો.

## સિદ્ધાંત.

આ ગરીબની પેઠે જે પ્રાણી પોતાના પીંડમાં પીન્ડની સાથે વહેપાર કરે છે તે ખરૂં રળવાનું ખુએ છે. કેમકે બીજાની સાથે વહેપાર કર્યા વિના લાભ લેવો કયાંથી; ને કોની પાસેથી લેવો, કાંઇજ લાભ લેવાય નહિ ને મળે પણ નહિ. માટે હે મોક્ષેચ્છુ કેહેનાર પુરૂશે તો આત્મા ચીનવાનું કહ્યું છે તે આત્માનો આત્મા જે પરમાત્મા છે તેને ચીનવાનું ( જાણવાનુ) કહયું છે તે કેહેનારાનો કેહેવાનો હેતુ નહિ સમજતાં પોતાના દેહમાં દેહની સાથે વહેપાર કરે છે તે આ ગરીબની પેઠે ખરૂં રળવારૂપી જ્ઞાન તથા ભજન કરવાનું ખુએ છે. હવે આતમા ચીનવા વિશે કેહેનારનો એજ ભાવાર્થ છે કે આત્માનો આત્મા જે પરમાત્મા તેને ચીનવો ( જાણવો ) આ રીતે જે સમજે તે ભાવાર્થ સમજ્યો એમ જાણવું, ને આ ભાવાર્થ તે જ્ઞાનનો હેતુ છે, ને તે જ્ઞાન મોક્ષનો હેતુ છે.

# સર્વ બ્રહ્મનું નિરૂપણ

## રાગ ચંદ્રાવળા.

પેહેલ વહેલો પાયે પડુ, પરમાત્મા પુરણ બ્રહ્મ;
પ્રેરક પરબ્રહ્મને નમુ, જેણે પાડી અગમની ગમ;
પછી નમું ઇશ્વરને આપ, જપું સર્વ ઈશોનો જાપ;
વિવેકે ટાળું વિશ્વનો વહેમ, પંથ ઝાલ્યો જેને ફાવ્યો જેમ;
જે જે અલગ બ્રહ્મ. ૧
જેમ ફાવ્યો તેમ ઝાલીયો, જેમ આંધળે જોયો હાથી;
જક ઝાલીને વઢીમુઆ, પણ તોલ ન કર્યો તેમાંથી;
તોલ કર્યા વણ મુઆ વઢી, જેમ મુરખ કર મંજાર ચઢી;
તે મંજારીને માની નાથ, વચન વિચાર્યું નહી દલ સાથ;
જે જે અલગ બ્રહ્મ. ૨

### દ્રષ્ટાંત.

એક ડાહ્યાભાઇ ને એક ચકોરભાઇ નામના બે ભાઈઓ હતા તેમને પરમેશ્વર જોવાની ઇચ્છા થવાથી એક મહાત્મા પુરૂષ પાસે જઇ ત્યાં અભીવંદન કરી કહ્યું હે મહારાજ અમને પરમેશ્વર બતાવો તો અમો તેનું શેવન કરીએ, એવાં વચન સાંભળી મહાત્મા બોલ્યા, જાઓ ભાઇ જે તમને જબરૂ ભાસે તેને પરમેશ્વર જાણી તેની શેવા કરજો. આવું મહાત્માનું વચન સાંભળી બને ભાઇ ઘેર જતા હતા એટલામાં એક ખીશકોલીને મારવા સારૂ બે બીલાડીઓ તલપી, તે જોઇ પેલા બેઉ ભાઈ બીલાડીઓને ઝાલી ઘેર લાવી પરમેશ્વરની તુલ્ય માની ખાનપાન વિગેરે ઘણી સેવા કરવા માંડી. તે જોઈ ઘણાએક લોકોએ બંને ભાઇને કહ્યું અલ્યા મુરખો બીલાડી તો પરમેશ્વર હોય નહી, તે સાંભળી ચકોરભાઇ વિચારમાં પડયા ને ડાહ્યાભાઇ ઘણા ડાહ્યા તે શીખામણ દેનારા લોકોની સાથે વઢવા લાગ્યા. એમ કરતાં એક દહાડો બંને બીલાડીઓને મારવાને કુતરાં ધસ્યાં, એટલે ચકોરભાઇએ વિચાર કર્યો કે મ્હારા મ્હાત્માના વચન પ્રમાણે તો જબરાને પરમેશ્વર માનવાનું કહ્યું છે માટે આ બીલાડી કરતાં તો કુતરૂં જબરૂં છે માટે બીલાડી પરમેશ્વર નહી ને આ કુતરૂ પરમેશ્વર ખરૂ એમ જાણી બીલાડીને કહાડી મુકીને કુતરૂં ઘરમાં રાખી કુતરાની શેવા કરવા માંડી. એવામાં એક વખત ચકોરભાઇની સ્ત્રીએ સ્વભાવીક કુતરાને લાત મારી, તે જોઇ ચકોરભાઇએ જાણ્યું કે આ કુતરા કરતાં તો માહારી સ્ત્રી જબરી છે માટે તેજ પરમેશ્વર એમ જાણી કુતરાને કહાઢી મુકયું ને પોતાની સ્ત્રીને પરમેશ્વર માનીને તેની શેવા કરવા માંડી એવામાં એક દીવશ તે સ્ત્રીને હાથે ઘ્રત ઢળ-

વાથી ને પોતાની સુદ્ધી ચુકી જવાથી પોતે સ્ત્રીને લાત મારી, પછી વીચાર્યું કે ઓહો મ્હારી સ્ત્રી કરતાં તો હું જબરો છું માટે હુંજ પરમેશ્વર છું એમ નીશ્ચે થયા પછી વિચાર આવ્યો માહારા કરતાં તો રાજા જબરો છે કે તે મને પણ મારી શકે એમ જાણી તે ચકોરભાઇએ રાજા પાસે જઇ રાજાને કહ્યું કે તમે માહારાથી જબરા છો માટે તમે પરમેશ્વર છો તેથી મને નીત્યાન તમારી શેવા કરવા દો કારણ કે મને મારા ગુરૂએ એમ કહ્યું છે કે જે જબરૂં હોય તેને તું પરમેશ્વર માનજે. આવાં ચકોરભાઈના વચન સાંભળી રાજા બોલ્યો કે જો ભાઇ મ્હારાથી તો જબરા પરમેશ્વર છે તેની તું શેવા કર અને તે પરમેશ્વર તેજ મ્હાત્મા બતાવશે. એટલે રાજાના કેહેવાથી તે ચકોરભાઇ પેલા મ્હાત્મા પાસે ગયા. ત્યાં જઇ પોતે જે જે રીતે અનુભવ કરતો આવેલો તે હકીકત કહી ને કહ્યું કે હે માહારાજ હવે મને પરમેશ્વર તમો બતાવો. તે સાંભળી મ્હાત્માએ જાણ્યું કે હવે એને પરમેશ્વર આ સર્વને જુદા ને ઘણા સામર્થ છે એવી સમજણ પડી. એ રીતે મ્હાત્માયે વિચાર કરી કહ્યું કે સાબાશ માહારા વચન પ્રમાણે તું યથાર્થ સમજ્યો એમ કહી માહાત્માએ તેને પરમેશ્વર સંબંધી જ્ઞાન કર્યું. તેથી તે પરમેશ્વરના પરમ પદને પામ્યો અને પેલા ડાહ્યાભાઈ તે તો બીલાડીનેજ પરમેશ્વર માની શેવા કરે જાયછે. જો કોઈ એની બીલાડીની નીંદા કરે તો તેની સાથે મ્હોટો ટંટો કરે ને કોઈ શીખામણ દે તો એમ કહેકે અમે તો ગુરૂના વચન ઉપર વિશ્વાસ રાખી આ બીલાડીને શેવીએ છીએ. ને તે મ્હાત્મા જે મ્હોટા પુરૂષ છે તેમનાં વચનોને માન્ય કરીએ છીએ. તમે અમારા આકીનમાં અમને શીખામણ રૂપી અમે જે માનેલા પરમેશ્વર તેની નીંદા કરોછો તેથી તે અમારી સ્ત્રદ્ધા ભંગ કરવા જેવું કરોછો માટે અમારે તમારી વાત પણ સાંભળવી યોગ્ય નથી. ને તમે શીખામણના દેનારા કરતાં શું મ્હાત્મા પુરૂષ જેવા તેવાછે? એમ કહી લોકોને તીરસ્છકાર કરે. વળી તે બીલાડીને કુતરૂં મારવા આવેતો તે કુતરાને ડાહ્યાભાઈ મારવા દોડે પણ ગુરૂના વચનનો તોલ કરે નહી, કે ગુરૂએ તો જબરાને માનવાનું કહ્યું છે. માટે બીલાડા કરતાં તો કુતરૂં જબરૂં છે. એ તોલ નહી કરવાથી ને ગુરૂના વચનોનો ભાવાર્થ નહી સમજવાથી ને ઘણાં કારણો બતાવી શીખામણ દેવાથી. પણ પોતે ગ્રહણ કરેલો મુમત નહી મુકયો તેથી તેને સદાકાળ બીલાડું ને બીલાડું રહ્યું. તેથી તેને બીલાડાના જન્મની પ્રાપ્તી થઈ. કારણ કે વાસા ત્યાં બાસા, વળી મરણે યા મતી સાગતી.

## સિદ્ધાંત.

આ ડાહ્યાભાઈની પેઠે અજ્ઞાની વિદ્વાનો તથા અજ્ઞાની પ્રાણીઓ, વેદ શાસ્ત્ર કે મ્હોટાં પુરૂશોનાં વચનોનો તોલ કર્યાવિના એકલાં એક તરફી વ-

ચનનો તથા એક ધર્મના મતને બાહાજી રહેછે તેને કોઇ કાળે મોક્ષદાતા જ્ઞાન થતું નથી. એમ એક તરફી વચનને તથા એક મતને બાહાજી રેહેનારાને કોઇ જ્ઞાની પુરૂષ પરોપકાર સમજી જ્ઞાન કરે ત્યારે તે ડાહ્યાભાઇ જેવાં જેવાં વચથ બોલ્યા છે તેવાં વચન બોલીને વઢવા ધાય છે, અને જે વેદ શાસ્ત્રો કે મ્હોટા પુરૂષોનાં વચનોનો તોલ કરી ભાવાર્થ સમજે છે ને ચકોરભાઇની પેઠે પાછળનું મુકી મુકી આગળ ચઢતા જાય છે તેને મોક્ષદાતા જ્ઞાનની પ્રાપ્તી થાય છે. અને જે કોઇ વચનને ઝાલી રહે છે તેના ધર્મની હાનિ થાયછે તે વિશે પ્રમાણ.

**केवळं शास्त्र मास्रितो न कर्तव्योहि निर्णय;**
**युक्तिहिन विचारेतु धर्महानि प्रजायत.**

અર્થ એકલાં શાસ્ત્રોના વચન ઝાલી રહી યુકતી વડે વીચારીને નીરણય નથી કરતા તેના ધર્મની હાની થાય છે.

વળી વચનનો હેતુ સમજ્યા વિના ફક્ત વચનને જે ઝાલી રહેછે તે મુર્ખનીપેઠે જ્યાં ને ત્યાં માર ખાય છે ને લુંટાય છે. તે વીશે મુરખાનું દ્રષ્ટાન્ત જુઓ. વળી ઘણાક ભણેલા વચનોને ઝાલી રહી એમ કેહેછે કે શું આ લખ્યું તે ખોટુછે. એમ કહી પુસ્તક બતાવે છે. તે વિશે દ્રષ્ટાન્ત જુઓ કે દલપતરામ કવિયે બીજી ચોપડીમાં ચકલા ચકલીની વાત લખી છે તેમાં ચકલા ચકલીયે તપેલામાં ચુલા ઉપર ખીચડી ઓરી. આ વાત કોઈ કબુલ ન કરે તેને વગર સમજ્યો એમ કહે કે જુઓ આ પુસ્તકમાં લખેલું શું ખોટું છે ? આવું બોલનાર અજ્ઞાની છે.

---

## હવે. નીરૂપણ ચાલતુ.

અદ્વૈત મત એવો ચાલીયો, છે વિશ્વ આ સઘળું બ્રહ્મ;
બ્રહ્મવિના બીજું છે નહી, એમ માની મટાડયો શ્રમ;
શ્રમ ન લેવો પડે ભજવાનો, બાધ ન બેસે કાંઈ તજવાનો;
સૌ બ્રહ્મ તે બ્રમે બ્રહ્મ રમે, કરે કુંડાં કૃત જેવાં ગમે;
જે જે અલગ બ્રહ્મ. ૩

ઠીક ફાવ્યું બ્રહ્મવાદીને, કરે નીતી અનીતી સર્વ;
સમજ્યા વણુ વિદ્યા ભણી, કરે વેદ સાસ્ત્રથી ગર્વ;
ગર્વ કરે વેદ વિદ્યા ભણી, સાન ન સમજ્યા સબ્દો તણી;
બ્રહ્મવાદી વદે સૌ બ્રહ્મ ભાળ, નહી બ્રહ્મજ્ઞાની બ્રહ્મકોદાળ;
જે જે અલગ બ્રહ્મ. ૪

બ્રહ્મ કોદાળો લઇ હાથમાં, બ્રહ્મજ્ઞાનને ભાગે કુટી;
આપ બ્રહ્મ છું માનવે, બ્રહ્મ ભજ્યાની મ્હેનત છુટી;
સર્વ બ્રહ્મ જે વેદે કહ્યા, તેના કહ્યાના ભેદ ન લહ્યા;
વેદે બ્રહ્મ છે સમજી કહ્યું, તે વાતનું કોઇ જ્ઞાન ન ગ્રહ્યુ;
જે જે અલગ બ્રહ્મ. ૫
સાન છે શાસ્ત્રને વેદની, જેવું શીખરનું દ્રષ્ટાન્ત;
વિદ્વાનોએ વાંચ્યું હશે, તોહ્યે ભુલી ગયા છે ભ્રાન્ત
ભ્રાન્ત ભુલી બેઠા બ્રહ્મ થઇ, બ્રહ્મ હોતો મ્હારી લાત દો કહી;
બ્રહ્મ હતા શું છોડયાં ઘર ગામ, સૌ બ્રહ્મ બોધ કરો શું કામ;
જે જે અલગ બ્રહ્મ. ૬
વિશ્વ સહુ બ્રહ્મ છે નહી, ઝાલ્યો વાક્યનો મુમત વ્યર્થ;
વેદનું કેહેવું સત્ય છે, તેનો ન સમજ્યા ભાવાર્થઃ
વેદે કહ્યા છે સરવ બ્રહ્મ, જુઓ તે વેણુની પાડુ ગમ;
આત્મા અનાત્મા છે બ્રહ્મ ભાશ, સકળ બ્રહ્મ તે ગતી તપાશ;
જે જે અલગ બ્રહ્મ. ૭
જેમ ભીક્ષુકજન માગવા, કોઈ કંગાલને ઘેર જાય;
રાજાધીરાજા તેને કહે, શું ગરીબ વિશ્વનો રાય;
દે ઉપમાં કહી રાજધિરાજ, નિર્મળ નમ્રતાનો અવાજ;
વેદે સ્તુતિ નમ્રતાથી કરી, સર્વમાં બ્રહ્મ છો વ્યાપક હરી;
જે જે અલગ બ્રહ્મ. ૮
ગતી વ્યાપક મુળ બ્રહ્મની, જુઓ ગતીનું નામ છે બ્રહ્મ;
પુરણ બ્રહ્મ ન ઓળખ્યા, તેથી ગતીની નથી ગમ.
ગતીની ને બ્રહ્મની ગમ નથી, માટે સૌ બ્રહ્મ કે' મુઢમતી,
વાયુને વાયુની ગતીમાં ફેર, તેવો ફેર છે મેર સમેર.
જે જે અલગ બ્રહ્મ. ૯
ગતીતે વિશ્વમાં બ્રહ્મછે, અન્ય વસ્તુ નથી કોઇ સત્ય;
વેદનું કેહેવું એમ છે, બ્રહ્મ વિનાનું સહુ ગત;
માયાના સ્વરૂપ ગત તપાસ, અખંડ છે ગતીને અવિનાશ;
ગતીને બ્રહ્મ સમજી કહ્યું, સરવ બ્રહ્મ તે સત્યજ લહ્યું;
જે જે અલગ બ્રહ્મ. ૯
બ્રહ્મની ગતિ વિશ્વમાં, એના વિના ન ઠાલો ઠામ;
બ્રહ્મની ગતી બ્રહ્મ છે, જેમ પીમ્મળ પુષ્પનું નામ;
જેમ ગુલાબનું પુષ્પજ હોય, વણ દીઠે વાસના લે કોય;

વાસનાથી અન્યને દે જવાબ, જો આટલામાં બધે ગુલાબ;
જે જે અલગ બ્રહ્મ. ૧૦
જો બધે ગુલાબ મધમધે, પણ પુષ્પ નહી સૌ ઠામ;
ગંધે ગુલાબ બોલાય છે, એવું સરવ બ્રહ્મનું નામ;
બ્રહ્મની ગતી તેથી બ્રહ્મ કહે, વ્યાપક ગતીને બ્રહ્મજ લહે;
આટલું કહે ન ભાગે ભ્રાંત, તો આપુ બીજું દ્રષ્ટાંત;
જે જે અલગ બ્રહ્મ. ૧૧
શહસ્ર કુંડાં જેમ જળ તણાં, તેમાં ચંદ્રનો બીંબાભાસ;
પછી પુછો કોઇ બાળને, કહીએ કે કુંડાં તપાશ,
જો આ કુંડાંમાં શુંછે ભઇ, હોય કુડાંમાં તે મુને દે કહી;
જોનાર જોશે સૌમાં ધશી, જોઇને કેહેશે સર્વમાં શશી;
જે જે અલગ બ્રહ્મ. ૧૨
એમ કેહેનારો કહી શકે, પણ શશીછે બીંબથી જુદો;
બીંબાભાસે શશી કહ્યો, એમ કહ્યો બ્રહ્મ સમુદો;
સર્વ ખલ્વીદં બ્રહ્મ કહ્યો, વાયુ ગતિને કહે વાયુ વહ્યો:
વેદે કહ્યું છે એવે વિચાર, સૌ બ્રહ્મ ભાસે તે બીંબાકાર;
જે જે અલગ બ્રહ્મ. ૧૩
એમ સર્વ બ્રહ્મ જાણવો, બ્રહ્મ વાદી તું નહી બ્રહ્મ;
બ્રહ્મ નહી બ્રહ્મ જાતીનો, સમજી લેજો સત્ય ગમ;
બ્રહ્મ નહીને બ્રહ્મની તુલ્ય, ભજન કરતાં ન ખા ભુલ્ય;
સૌ પ્રાણી ગતીની ગાંઠ તપાસ, બ્રહ્મ થવા ભજીલ્યો અવિનાશ;
જે જે અલગ બ્રહ્મ. ૧૪
સ્થુળાદી ચાર દેહથી, છુટી નીરાળા થવાય;
માયા અપેક્ષા રે' છુટી નીરાળા થવાય;
તદાકાર તું થાય તેવારે, નહી ફરી મ્રત્યુ અવતાર;
સાયુજ્ય મુકતી મોક્ષ છે સહી, અન્ય મુકતી પણ મોક્ષજ નહી;
જે જે અલગ બ્રહ્મ. ૧૫
સા લોકયને, સામીપ છે, વળી સારૂપ્ય મુકતી ત્રીજી;
તે ત્રણથી લથડી પડે, માટે સાયુજ્ય તુલ્ય નહી બીજી;
સાયુજ્ય મુકતી બ્રહ્મને ભજયે. જ્ઞાન થકી ભજીને જો મજે;
જ્ઞાન ગ્રહી ભજીજો બ્રહ્મ, સાક્ષાત સ્વરૂપની પડે ગમ;
જે જે અલગ બ્રહ્મ. ૧૬
માટે ભજો ભાઇ બ્રહ્મને, તજો આપ બ્રહ્મનો મત;
માયા વ્યશીષ્ટ તે જીવ છે, અને પુરણ બ્રહ્મ છે સત્ય.

માયાથી મુકત થઈ સત્ય થાય, તો તો સત્ય વસ્તુમાં જાય;
દેહો તજી સ્વજાતી થશો, તે વેળા પુરણ બ્રહ્મ હશો.
જે જે અલગ બ્રહ્મ. ૧૭
આપો આપ બ્રહ્મ માની લે, પણ બ્રહ્મ કદી નવ હોય;
માનો આપો આપ રાજીયો, તેણે રાજા કહે નહી કોય;
હું ધનવાન માને મન માંય, તેથી ધન રળવાનું જાય;
રળવા રૂપી બ્રહ્મ સ્વતન, વદે વલ્લભ જો વિવેકી જન;
જે જે અલગ બ્રહ્મ. ૧૮

---

જો ભાઇ આ બ્રહ્મવાદી એટલે બ્રહ્મનો વાદ લેનારા. બ્રહ્મનો વાદ લેનારા એટલે અમે પણ બ્રહ્મ છીએ એમ પોતે બ્રહ્મની પદવી માની લેનારા તે વાતે

**સર્વંખલ્વિદંબ્રહ્મ** આ શ્રુતીથી સર્વ જગત બ્રહ્મ ઠરાવે છે પણ,

આ શ્રુતીનો ભાવાર્થ એવો છે કે સર્વ જગતમાં બ્રહ્મ છે, એટલે જેમ સર્વ જગતમાં સુર્ય છે તેમ બ્રહ્મછે. એટલે સુર્ય અળગો છે ને સુર્યની ગતી સર્વ જગતમાં છે તેથી સર્વ જગતમાં સુર્યછે એમ કહેવાય છે તેમ બ્રહ્મની જ્ઞાનગતી ને ચૈતન્ય ગતી સર્વ જગતમાં છે તેથી સર્વ જગતમાં બ્રહ્મ છે એમ કહ્યું છે. પણ સુર્ય સ્વરૂપે જેમ જગતથી અળગો છે, વળી નેહ નાનાસ્તીકીંચન એટલે બ્રહ્મના જેવું બીજું સકળ વીશ્વમાં વ્યાપીને રહે તેવું કાંઈજ નથી.

કદી કોઇ એમ કેહેશે કે, **સર્વંખલ્મિદંબ્રહ્મ** આ શ્રુતીનો અર્થ સર્વ જગતમાં બ્રહ્મ છે એમ નથી; ને સર્વ જગત બ્રહ્મ છે એમ થાય છે. વારૂ એમ અર્થછે તોપણ તેનો ભાવાર્થ એવોછે કે જેમ કુંડાંઓમાં ચંદ્રનું પ્રતીબીંબ પડવાથી બાળકને પુછીએ કે આ બધાં કુંડાંમાં શું છે? તો તે બાળક એમજ કેહેશે કે સર્વમાં ચંદ્ર છે. પણ જો તે સર્વમાં આપો આપ ખુદ ચંદ્ર નથી; તેમછતાં અજ્ઞાનતાથી ચંદ્ર છે એમ કેહે છે. એજ રીતે જે અદ્વૈતવાદી સર્વ જગત બ્રહ્મ છે એમ કેહે છે. તે નાહાનાં બાળકની પેઠે અજ્ઞાનતાથીજ કેહેછે. જેમ કુંડાંનાં પ્રતીબીંબને બાળક ચંદ્ર કેહે છે પણ તે પ્રતીબીંબ ચંદ્ર નથી ને ચંદ્ર છે એમ કેહે છે તેમ તે પણ કેહે છે. અને ચંદ્ર તો પ્રતીબીંબથી જુદોજછે. વળી એકલું બ્રહ્મ છે; તો સર્વ બ્રહ્મ છે એમ કેમ કહ્યું. જો જગત નથી ને એકલુ બ્રહ્મછે તો જગત નામ કેમ ધરાયું. ત્રણકાળમાં જગત નથી તો આ બધું જગત બ્રહ્મ છે. એમ જગત શબ્દ વાપરવાની શી જરૂર હતી. જગત છેજ નહીતો આ શ્રુતીમાં સર્વ શબ્દ શું કામ નાંખ્યો ને સર્વ શબ્દ નાંખ્યો માટે જગત છે તોજ સર્વ શબ્દ નાખ્યો. તેમ છતાં અજ્ઞાની વિદ્વાનો જગત છેજ નહી એમ મુમતથીજ કેહે છે વળી સર્વે ખલ્વી-

દંબ્રહ્મ, સર્વે એટલે બધું ખલ એટલે નીશ્ચે બ્રહ્મ છે એટલે પરમેશ્વર છે જો સર્વ પરમેશ્વરછેતો આ બધુ બ્રહ્મ છે એમ કેમ કહ્યું.

વળી **एकोऽहंबहुस्याम:** આ શ્રુતીનો અર્થ અદ્વૈત વાદી એવો કરેછે કે એક રૂપેછું તે બહુ રૂપે થાઉં. એમ બ્રહ્મ ઇચ્છા કરીને પોતે એક રૂપે હતા તે બહુ રૂપે થયા છે. પણ આ શ્રુતીનો ભાવાર્થ એવો છે કે. જે સગુણ બ્રહ્મ ચીત્રને વિશે ૐની માત્રામાં બીજું સ્વરૂપ છે તે વિશ્વ બીજ જે વિશ્વેશ્વર તેમણે આ શ્રુતી પ્રમાણે ઇચ્છા કરી, કેમકે; એક રૂપે વિશ્વને લેઈને હતા તે વેળા વિશ્વ હતું તેવું થવાની ઇચ્છા થવાથી આ શ્રુતી ઉચ્ચાર થયો તેણે કરી બહુરૂપ જે વિશ્વ તે થયું. તે વીશે ગીતાજીના ૮ મા અધ્યાયનો ૧૮ ને ૧૯ મો શ્લોક જુઓ.

વળી, **अहंब्रह्मास्मी** આ શ્રુતીનો અર્થ કરી અદ્વૈત વાદી પોતેજ બ્રહ્મ થાય છે. પણ આ શ્રુતીનો ભાવાર્થ એવો છે કે, જે સગુણ બ્રહ્મ, વિશ્વબીજ, વિશ્વેશ્વર, જે વેદ નારાયણ જે સમે પ્રગટ થયા તે વેળા તેમની નાભીકમળથી બ્રહ્મા પ્રગટયા તે વેળા તે બ્રહ્માયે વેદ નારાયણનું સ્વરૂપ દીઠું તેથી તે ઘણા ભ્રમીત થઈ પડયા, કે આ સ્વરૂપ કોણ; એમ બ્રહ્માને સંશય થવાથી વેદ નારાયણે **अहंब्रह्मास्मी** એટલે હું બ્રહ્મ છું એમ કહી પોતાના સ્વરૂપનું બ્રહ્માને જ્ઞાન કર્યું છે.

હવે હે મોક્ષના ઇચ્છનારા જો ભાઇ જે વેદ નારાયણે હું બ્રહ્મછું એમ કહ્યું તેતો પોતે બ્રહ્મછે માટે બ્રહ્મછું એમ કહ્યું ને તે પોતે પરબ્રહ્મ છે માટે તેમને તો હું બ્રહ્મ કેહેવાનો અધીકાર છે માટે તેતો કહે. પણ જે બીજા પ્રાણી અહંબ્રહ્માસ્મી કહે છે ને આ પ્રમાણેજ પરમેશ્વર છીએ એમ માને છે. તે પાપના અધિકારી થાય છે. કેમકે તે પ્રાણી પરબ્રહ્મ નથી, શાથી કે તે પરબ્રહ્મ હોય તો તેમનાં પરબ્રહ્મની સાથે લક્ષણ મળવાં જોઈએ. ને મળતાં નથી માટે તે પરબ્રહ્મ નથી ને અહંબ્રહ્માસ્મી કેહેવું તે કેવું થાય છે. જેમકે કોઈ પીતા પુત્રને એમ કહે કે હું તાહારો પીતા છું; એટલે પુત્ર પીતાનું કહેલું પીતાના સામું એમ કહે કે હું તારો પીતા છું આ રીતે કેહેનારો પુત્ર ઘણા પાપનો અધીકારી થાય છે. કેમકે પીતાજીને તો હું તારો પીતા છું એમ કેહેવાનો અધીકાર છે, પણ પુત્રને કેહેવાનો અધીકાર નથી. તેમ છતાં કહે છે માટે તે પાપનો અધિકારી થાય છે. એ રીતે અહંબ્રહ્માસ્મી કેહેનારા પાપના અધિકારી છે. અને પાપી થાય છે.

વળી અહંબ્રહ્માસ્મી કહી પોતે બ્રહ્મ થનારને આગળ ઉપર મોઢું સંતાડવું પડશે. જેમકે અણુસમજુ છોકરાં જ્યારે રમે છે ત્યારે એક છોકરો જુઠેજુઠો મહેતાજી થાય છે ને બીજાં છોકરાંને નિશાળીઆ કરી, એમ કહે છે કે હું મેહેતાજી છું એટલામાં ખરા મહેતાજી ને દેખે છે તો તરત નાશીને

ઘરમાં જતા રહી મોઢું સંતાડવું પડે છે. તેમ જે પ્રાણી પોતે બ્રહ્મ છું એમ કેહે છે તેને ખરા બ્રહ્મની આગળથી મોઢું સંતાડી નાશી જવું પડશેજ. માટે મોક્ષના ઇચ્છનારાએ હું બ્રહ્મ છું એમ કદી કહેવું માનવું યોગ્ય નથી. તથાપી બ્રહ્મછું એમ ગતિરૂપ જાણીને માનતા હોતો ભલે, પણ પરબ્રહ્મ છું કે પરમબ્રહ્મ છું એટલે હુંજ પરમેશ્વર છું એમ માનતા હો તો નર્કવાસી થશો.

વળી અદ્વૈતવાદી એમ તો કબુલ કરે છે કે અહંબ્રહ્મસ્મી એ વેદનું વચન છે એટલે વેદે કહેલુંછે. તો તે વેદે કહ્યુંછે તે વેદ તો બ્રહ્મ રૂપછે તેથી તે તો કહેજ પણ તેવું કેહેવાનો અધીકાર બીજાનો નથી. વળી ઉઘાડુ સમજાય છે કે અહંબ્રહ્મસ્મી વેદે કહ્યું છે તેમ છતાં પોતે લેઇ પડે છે તેજ પાપનું મુળ છે.

વળી, **તત્વમસી** એટલે તે તું છું. આ શ્રુતીનો ભાવાર્થ એવો છે કે, વેદ-નારાયણ જે પરબ્રહ્મ તેમણે અહંબ્રહ્માસ્મી કહી બ્રહ્માને પોતાના સ્વરૂપનું જ્ઞાન કર્યું તે પછી તત્વમસી કહ્યું કે તું પણ તે છું. એટલે તું પણ મ્હારા જેવોછું પણ હુંછું તેજ તુ છું એમ કહેવાનો હેતુ નથી. જો એમ કેહેવાનો હેતુ એમનો હોય તો પોતે જાણે છે કે હું બ્રહ્મ છું ને તે પણ બ્રહ્મ છે, તો પછી પોતાના સ્વરૂપ-નું જ્ઞાન બ્રહ્માને કર્યું તે કરવું પડત નહી. કેમકે તે પણ બ્રહ્મ હોય તો પછી હું બ્રહ્મ છું એમ કહેવું પડત નહી કારણ કે તે પણ પોતાની મેળેજ જાણત કે હું પણ બ્રહ્મ છું આ ઉપરથી તત્વમસી વાક્યનો ભાવાર્થ એ છે કે તેવો તુ છું. જેમ કે ચંદ્રને ચંદ્રનું પ્રતીબીંબ તે પ્રતીબીંબ ચંદ્ર જેવું પણ ચંદ્ર નહી. તેમ તે બ્રહ્મા બ્રહ્મ જેવા પણ બ્રહ્મ નહી. અથવા તત્વમસીનો અર્થ તે તુછું એમ થતો હોય તોપણ તેનો ભાવાર્થ એવો છેકે હુંછું તે તુજ છે જેમકે કોઈ માણસ કોઈ બીજાનુ કામ કરવા જતો હોય તે વેળા બીજો એમ કહે કે જો જો ભાઇ હું તો આવતો નથી પણ મહારૂ કામ તમે બરાબર કરીને આવજો. તે વખત જનારો એમ કહેકે કાંઇ ફીકર કરશો નહી. હું છું તે તમેજ છો એમ માનજો. તમારી કાંઇ જરૂર નથી હું છુ તે તમેજ છો. એ રીતે બ્રહ્મ બ્રહ્માને કહ્યું કે તત્વ મસી આનો ભાવાર્થ આ પ્રમાણે છે. વળી વીચારો કે તત્વમસી કેહેનાર અને જેને કહ્યું તે સાંભળનાર બે. જો તે બે ન હોતતો કેહેનારે કહ્યું કોને કે તે તું છે.

વળી, **एकोब्रह्मद्वीतियोनास्ती** એટલે એક બ્રહ્મ વિના બીજાં નાશવાન છે. આ શ્રુતીનો ભાવાર્થ એવો છે કે એક બ્રહ્મ સત્ય ને બીજુ નાશવાન છે, જો બીજુ કહ્યું તે બીજુ માયાના જગતને કહ્યું, નેતે જગતને નાશવાન, કહ્યું હવે જો બીજુ હોત નહી તો બીજુ નાશવાન કહેતજ નહી. માટે જગત, બ્રહ્મ શીવાય બીજુ છે માટે આ જગતના જીવ મુળ બ્રહ્મ વિના બીજા છે. એમ સિદ્ધ થાય છે. માટે અહંબ્રહ્માસ્મી કેહેનારા બીજા છે ને જે બીજો પોતે બ્રહ્મ થાય છે એ અઘટીત છે.

વળી બ્રહ્મને અદ્વૈત કેહેછે તેનો એવો ભાવાર્થ છે કે અ, કેહેતાં નહી ને દ્વૈત, કેહેતાં બે અને બ્રહ્મ કહેતાં પરમેશ્વર, જે મુળ પુરૂષ પરમાત્મા છે તેવો બીજુ નથી, તેતો એકજ છે. આ હેતુંથી મુળ બ્રહ્મને અદ્વૈત કહેછે. આ રીતે ઉઘાડા ભાવાર્થ શ્રુતિઓના છે તેમ છતાં ભાવાર્થ સમજતા નથી એજ છતી વિદ્યાએ અજ્ઞાન છે. અને વેદશાસ્ત્રો તથા મ્હોટા પુરૂષોનાં વચનોનો ભાવાર્થ સમજવો તેજ જ્ઞાન છે. ને તેજ જ્ઞાન મોક્ષનો હેતુછે. વળી જેને બ્રહ્મનું જ્ઞાન (જાણપણુ) હોય તેને બ્રહ્મજ્ઞાની કેહેવાય. પણ આ મતવાળાનેતો બ્રહ્મનું જ્ઞાન નથી. માટે પોતે બ્રહ્મ થાયછે.

વળી કોઈ પ્રાણી આંધળો, કાને બેહેરો, ને તેની ત્વચા જુઠી પડી ગએલી હોય તેના જાણવામાં કાંઇ બીજુછે એમ આવતું નથી. કેમકે કાંતો નેત્રના જોવાથી કે કાનના સાંભળવાથી કે ત્વચાને સ્પર્શ થવાથી કે અનુમાનીક જ્ઞાનથી સહુ પ્રાણી બીજાને જાણેછે. ને બીજાને ન જાણી શકે ત્યારે જાણવું કે તે આંધળો છે, બેહેરો છે, અને ત્વચા તેની જુઠી પડેલી છે તેમ તેનાથી અનુમાન પણ થતું નથી માટે અજ્ઞાની છે. કેમકે તરછટ એમ હુઆ વિના પોતાનો કોઈ પ્રકારનો કોઇ માલેક છે એમ ભાસ્યા વિના રહેજ નહી. આ થોડામાં ઘણું સમજવા યોગ્ય છે. વળી જેમ ઘુઅડને છતે સુર્યે સુર્ય ભાસતો નથી. તેમ આ બ્રહ્મવાદીઓને બ્રહ્મ ભાસતો નથી. વળી જેમ કુઆનો દેડકો આખુ જગત કુઆમાં છે. બીજે જગત નથી એમ જાણેછે. તેમ આ બ્રહ્મવાદીઓને વિદ્યા રૂપી કુઓછે તે કુઆમાં દેડકા રૂપી બ્રહ્મવાદીઓછે તે. એમ જાણુંછે કે અમારા માંજ બ્રહ્મછે. વળી ઘુલર એટલે ઉમૈડાં તે ઘુલરમાં અનંત જીવ હોયછે તે જીવો ઘુલરમાંજ જગત છે એમ માનેછે. કેમકે તેને બહારના જગતની ખબર નથી, તેમ બ્રહ્મવાદીઓને પરમેશ્વર છે તેની ખબર પડતી નથી.

આટલું કહ્યે મનનું સમાધાન થતું ન હોય તો આ ગ્રંથના કરતાનો બ્રહ્મવાદ ખન્ડન નામનો ગ્રંથ છપાવેલો છે તે જુવો. હવે.

---

# વિશ્વ ઉતપત્તીનું નીરૂપણ.

## રાગ ચંદ્રાવળા.

પ્રથમ તો અવિનાશને, નમીને લાગું પાય;
અખંડ આણુંદને નમું, જેના ચાર વેદ ગુણ ગાય;
તે ગુણ ગાયા શાસ્ત્રજ ખટે, શ્રુતિ સ્મૃતિ તેહને રટે;
ઉપનીષદ પુરાણ અઢાર, તે સહુમાં એક તત્વ સાર;
જે જે અક્ષર બ્રહ્મ. ૧
પય દધી તત્વ ઘ્રતછે, રહ્યું ગુપ્ત તેવું વેદમાય;

તે જગતમાં દરશાવવા, કરી હું દાસને પ્રેરણાય;
તે પ્રેરણા કરી પરબ્રહ્મ, પાડી તફાવત તણી ગમ;
સોવણુ દસ પંદરનો ભાવ, લેવાને પચીસનો લ્હાવ;
જે જે અક્ષર બ્રહ્મ. ૨
ઉચું નિચું સોવણુછે, કરતો નથી નીંદાય;
યથાર્થ વાત જણાવતાં, કરે નીંદા તે નર્ક પળાય;
મારખાશે યમના હાથનો, થશે વ્હેરી તે મુળ નાથનો;
ન્યાય નિતીથી જોસે જેહ, નિરશંશય થાશે જીવ તેહ:
જે જે અક્ષર બ્રહ્મ. ૩
ભાવાર્થે બેઉ મત સત્ય છે, નથી થતો કો પંથનો નાશ,
સાચા જુઠા થાયે નહિ, સહુ રાખો દ્દઢ વિશ્વાસ;
વિશ્વાસ રાખીને શ્રવણુ કરો, હાથ હિરો આવ્યો છે ખરો;
નહિ ચિત્ત દોતો જાય ખોવાઇ, પુંઠળથી પસ્તાશો ભાઈ;
જે જે અક્ષર બ્રહ્મ. ૪
સર્વ મતાન્ત વેદાન્તથી, મુળ આધાર સાથે કીધા;
લખ્યું વાંચી અર્થ જાણીયા, પણ ભાવાર્થ જાણ્યા ન સીધા;
ભાવાર્થ સીધા સમજ્યા નહિ, વ્યાકરણ કોશે રહ્યા વાકયમહિ;
પણ વેદ વાકયનો ભાવાર્થ જ્ઞાન, શિખર દ્રષ્ટાન્તે દેજોધ્યાન;
જે જે અક્ષર બ્રહ્મ. ૫
એ દ્રષ્ટાન્તથી જાણજો, વેદ વાકયનો જુદો ભાવ;
વિશ્વ બન્યું કેઈ પેરથી, છે સાંભળવાનો દાવ;
કોણ ઉંચુ નિચુ ઉતપત્તિ, સમજાશે સઘળું સુમતિ;
ચાર મતાન્તની જે શંકાય, કરી નિરૂપણુ આ પદમાંય;
જે જે અક્ષર બ્રહ્મ. ૬
જુઓ ભાઈ શંકા કરી, અકર્તા વિશે;
પછી શંકા કરી મતમહિ, કર્યું ઇચ્છાથી જગધીશે;
એક મત ત્રૈણ અનાદી ગણે જીવ ઇશ્વર માયાને ભણે;
તે સહુ શંકાની વઢવાઢ, જ્યાંને ત્યાં મચી રહી રાઢ;
જે જે અક્ષર બ્રહ્મ. ૭
તે રાઢ વિશ્વની ભાગવા, કરૂં સંક્ષેપે વર્ણન;
પ્રલય ઉતપત્તિ કહું, ત્યારે સમજશો સહુ જન;
પ્રલય કહુ ચિત્ત દેજો માંય, પાંચ પ્રકારનો પ્રલય થાય;
નિત્ય નિમિત્ત એ બે પ્રલે. રૂડુ સમજવાનું મળે;
જે જે અક્ષર બ્રહ્મ. ૮

ત્રીજો છે પૃથ્વિ પ્રલે, જાય સ્વર્ગ મ્રત્યુ પાતાળ;
માહા પ્રલય થાય એટલે, જાય સર્વ વિશ્વ વિશાળ;
શિવ શક્તિ વિષ્ણુ પણ નાશ, સગુણ બ્રહ્મમાં થાય સમાસ;
સઘળુ સગુણમાં સમાય, કાળે કરી પછી સગુણ જાય;
જે જે અક્ષર બ્રહ્મ. ૯
સગુણ બ્રહ્મ લય થાય તે, આત્યંતિક પ્રલય હોય;
પ્રલયની પેર્યો કહું, સંશય ધરે નહિ કોય;
નિત્ય પ્રલય કોને કેહેવાય છે ને નિમિત્ત પ્રલે;
આયુષ ટુટે છે એટલે, કહેવાય છે તે નિત્ય પ્રલે;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૦
નિમિત્ત બીજા પ્રકારનો, તેનો સાંભળી લેજો સાર;
સત્યને ત્રેતા યુગ છે, દ્વાપર કળી તે ચાર;
તે યુગના આયુશ કહુ, સત્ય યુગ કેરો આયુશ બહુ;
સત્તર લાખ અઠાવિ હજાર, એટલાં વર્ષ રહે સત્ય સાર;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૧
તેથી ત્રેતા યુગ ઉતરે, બાર લાખ છનુ હજાર;
એ આયુષ ત્રેતા તણો, પછી દ્વાપરનો સંસાર;
આઠ લાખ ચોવિસ હજાર, ભોગવે રાજ્ય તણો કારભાર;
તેનો વારો ઉતરે વળી, એટલે બેસે છે યુગ કળી;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૨
તે રાજ્ય ભોગવે આપનું, ચાર લાખ બત્રીસ હજાર;
તેવા ચારે જુગ જાય છે, તેને એક ચોકડી ધાર;
તેવી હજાર ચોકડી જાય બ્રહ્માનો દીન પુરો થાય;
દીન પુરો થઇ નીશા પડે, સૌ પ્રાણીને ધારણ ચડે;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૩
પૃથ્વીના પ્રાણી સહુ પડયા રહે થઇ અઘોર;
બ્રહ્માની વિતે રજની, તવ બ્રહ્મા જાગે તે ઠોર;
જાગી જીવોને ઉદ્‌ભુત કરે, ત્રી લોક એમ જીવેને મરે;
તે એક દીન બ્રહ્માનો પ્રમાણ, તે મ્હા નીમીત પ્રલય જાણ;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૪
ત્રણસેં સાઠ તેવા તેવા, બ્રહ્મના દિવસ જાય;
એક વરસ તેને ગણે, તેવાં તેવાં વરસ સો થાય;
તે સો વર્સે બ્રહ્માનો લય, સ્વર્ગ મૃત્યું પાતાળનો ક્ષય;

તેને પૃથ્વી પ્રલય કહે, ત્રીલોક સૌ અનુદભુત રહે;
જે જે અક્ષર બ્રહ્મ, ૧૫
બ્રહ્માનાં સો થાય એટલે, લય પામે છે બ્રહ્માય;
બ્રહ્માજીનાં સો થયે, વિષ્ણુ તણો પોહોર થાય;
તેવા આઠ પોહોરે એક દન, વિષ્ણુ તણો ગણજો સહુ જન;
તેવા દિવસ ત્રણસે સાઠ, તે એક વર્ષ ગણો પુરપાટ;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૬
તેવાં સો વર્ષ વિષ્ણુ તણાં, વહીને પુરાં થઇ જાય;
વિષ્ણુ પામે લય એટલે, શીવની ઘડી એક થાય;
તે સાઠ ઘડીનું શીવ દીન માન, ત્રણસે સાઠે વરસ જાણ;
તેવાં શીવજીનાં સત પળે, લય પામે શીવજી એટલે;
જે જે અક્ષર બ્રહ્મ ૧૭
વરસ સો જાય શીવનાં, ત્યારે શકિતની પળ એક;
તેવી સાઠ પળે ગણો, શકિતની ઘડી વીવેક;
તેવી સાઠ ઘડીએ દીશ, તેને હીસાબે માસ ગણીશ;
તેવા દ્વાદસ માસે વર્ષ, તેવાં સો વર્ષે પુરણ હર્ષ;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૮
હર્ષ પુરો પડે શક્તિનો, એટલે લય પામે એહ;
તેની સાથે સહુ શ્રષ્ટીનો, લય થાયછે નહી સંદેહ;
તે સહુ સગુણમાં સમાય, તેને મ્હાપ્રલય કેહેવાય;
શક્તિનાં સો વરસ જાય, સગુણની એક વિપળ થાય;
જે જે અક્ષર બ્રહ્મ. ૧૯
સાઠ વિપળ જાય એટલે, એક મીનીટ ગણો વિવેક;
સાઠ મીનીટે કલાક છે, ચોવી કલાકે દીવસ એક;
તેવા ત્રણસેને સાઠ દન, વરસ એક તેવાં સો પાવન;
તે સો વરસે સગુણ જાય, તે આત્યંતિક પ્રલ્લે કેવાય,
જે જે અક્ષર બ્રહ્મ. ૨૦
આ રીતે લય થાય છે, આપી યુગતણી ગણનાય;
વળી એ મત જુદુ ગણે, તે પણ ગણના કેહેવાય;
કોઇ ગણના જુદી ગણે, ગણીને પણ પ્રલય ભણે;
આ સર્વ કલ્પનો લય પ્રકાર, સમજજો મુદ્દાનો સાર
જે જે અક્ષર બ્રહ્મ. ૨૧
જાય સગુણ મુળ બ્રહ્મમાં, રહે બ્રહ્મ રૂપે થઈ તેહ;
આપુ દ્રષ્ટાન્ત આપણું, ટળી જાય સહુ સંદેહ;

સંશય ટાળવા સમજાવું સહી, જેમ નિંદ્રા સરવેમાં રહી,
નીંદ્રા જાએ નહી ખોળીઆ બહાર, જાગ્રત રૂપ થઇ રહેસાર;
જે જે અક્ષર બ્રહ્મ. ૨૨
તે વેળા નિંદ્રા કહે નહિ, જાગ્રત રૂપને કોઇ જન;
તેમ માયા સગુણ જે, થઇ જ્ઞાન રૂપે તે દન,
માયા સગુણ જાગ્રત થઇ, મુળ રૂપમાં મુળ રૂપે રહી;
જેમ જાગ્રતે જાગ્રત નિંદ્રાય, તેમ રહી માયા બ્રહ્મમાંય;
જે જે અક્ષર બ્રહ્મ. ૨૩
માયા રૂપે માયા રહે, ત્યારે તો દ્વૈત જણાય;
પણ બ્રહ્મ રૂપે થઈ રહી, માટે દ્વૈત ન કેવાય;
માયાને રૂપે માયા નહી, માટે અદ્વૈત કેહેજો અહીં;
પેહેલું અદ્વૈત હતું જે કહે, વિશ્વ ગયા પછી અદ્વૈત રહે,
જે જે અક્ષર બ્રહ્મ. ૨૪
તે વેળા અદ્વૈત સંભવે, વળી દ્વૈત ગણો તો ગણાય;
મુળ માયા અક્ષર છે, અને અક્ષરાતીત બે થાય;
માયાને માયાતિત બેઉ, દ્વૈત પદો પણ માની લેઉ;
માયા તે જાણો અજ્ઞાન, માયાતિત તે જ્ઞાન પ્રમાણ;
જે જે અક્ષર બ્રહ્મ. ૨૫
અજ્ઞાન જ્ઞાન રૂપે બને, એતો અનાદીનો રેંટ;
હવે ઉત્પત્તી વિશ્વની, ઉકેલુ વિટાએલો વેંટ;
વેંટ ઉકેલુ વિશ્વજ તણો, સમજવાનો દુર્લભ ઘણો;
બ્રહ્મ રૂપે રહી માયા ખરી, આપ રૂપે થઇ કાળે કરી;
જે જે અક્ષર બ્રહ્મ. ૨૬
માયા બીજ છે વિશ્વનું, જેમ વડ તણું બીજ હોય;
વડ વ્રક્ષ ઉગી નીકળે, એને કરનારૂં નહિ કોય;
ન ધાર્યે નીંદ્રા થાય તેમ થઈ, અજ્ઞાન માયા જુદી પડી જઇ;
મુળ રૂપમાંથી ગતિમાં ગયું, અજ્ઞાનને જ્ઞાન ભેળું થયું;
જે જે અક્ષર બ્રહ્મ. ૨૭
જેમ જળ કુંડુ ભાગવે, પ્રતિબીંબ રવિમાં સમાય;
કુંડુને જળ બે થકી, પાછું પ્રતિબીંબ બંધાય;
માયા કુંડુ ત્રીગુણ જળ જાણ, થાય ભાણુબીંબ તેમાં પ્રમાણ;
તેમ બ્રહ્મની ગતિમાં સ્વરૂપ, થયા માયાના સગુણ ભુપ,
જે જે અક્ષર બ્રહ્મ. ૨૮

ત્રીગુણ માયા જેહ છે, તેહ અજ્ઞાનનું સ્વરૂપ;
તેમાં જ્ઞાન ગતીતણું, થયું પ્રતિબીંબ અનુપ;
જ્ઞાન ગતિથી જ્ઞાની થયું, સગુણ સ્વરૂપ તેને કહ્યું;
થાય તેનું આપુ દ્રષ્ટાન્ત, ત્યારે તે લાગે સત્ય સિદ્ધાન્ત;
જે જે અક્ષર બ્રહ્મ. ૨૯
જો જેમ ચમક પહાણથી, લોહ સોય સજીવન થાય;
ઉંચી નિચી આડી કુદે, તેહ ચમકની સત્તાય;
ચમક સત્તાએ ચાલે તેહ, સોય જેવી માયા જડ જેહ;
તે બ્રહ્મ સત્તાએ સજીવન, થાય તેમાં નહિ સંશય મન;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૦
વળી જો જાગ્રત હોઇએ, તેમાં નીંદ્રા ઉદે થાય;
પહેલાં બે ભેળાં થતાં, બેઉની સંધી ગણાય;
જાગ્રત નીંદ્રાની સંધી થાય, સ્વપ્ન અવસ્થા તે કેવાય;
જાગ્રત નીંદ્રાથી જુદો વેશ, બેમાં એકે આખું નહી લેશ;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૧
જાગ્રત જો આખું હોયતો, મીથ્યા સ્વપનું નવ થાય;
નીંદ્રા આખી હોયતો, સ્વપનાનું નવ દેખાય;
સ્વપનનું કાંઈ ન દેખાય, દેખાયતો નીંદ્રા ન કેવાય;
જાગીને સ્વપનની કરે વાત, તો અડધું જાગ્રત સાક્ષાત;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૨
જાગ્રત કે નીંદ્રા નહી, તેહ સ્વપ્ન વદો વિશાળ;
નહી દિવશ કે રૂજની, તેને કેહેવાય સંધ્યાકાળ;
ઘોડો નહીને ઘોડા જેવું, ગર્ધવ નહિ ને ગર્ધવ તેવું;
ત્યારે તે ખચ્ચર થયું ભાઇ, તોલ કરી લેજો મનમાંઈ;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૩
તેમ અજ્ઞાન ઠર્યું નહિ, જ્ઞાન ઠર્યું નહિ સુધ;
બે ભળવે ત્રીજું થયું, નિસ્ચે કરી લેજો બુધ;
બુદ્ધીથી નિશ્ચે કરજો સહુ, બે મળી થયું તે સગુણ કહુ;
સગુણી માયામાં બ્રહ્મનો ભાશ, પ્રકર્તિ પુરૂષ નામ તપાશ,
જે જે અક્ષર બ્રહ્મ. ૩૪
ગયા કલ્પમાં જીવનાં, છેવટ હતાં જે કર્મ;
તેના કર્યાં ફળ આપવા, થયો સગુણ દેહ સુધર્મ,
તે સગુણની ઇચ્છા થઇ, ગએલા કલ્પની શ્રષ્ટિની મહી;

ઇચ્છા થતામાં હતું તે થયું, વિશ્વ હતું તેમ બની ગયું;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૫
જુઓ કોઇએ કર્યું નહી, કરતા ઠર્યા નહિ એમ;
કેહેશો ઇચ્છા કરી તો થયું, એમ ઇચ્છા કર્યાનો વ્હેમ;
ઇચ્છા કર્યે થાય તો નવું કરે, તો ખરા કરતા ને ચોદોશ ઠરે;
હતું તે ઇચ્છાએ ભાસ્યું સહિ, નહી કરતા ઇચ્છાથી એ નહી;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૬
જેમ આપણા સ્વપ્નમાં, દીઠું હોય તે દેખાય;
કે કાને હોય સાંભળ્યું, તો સ્વપને ભાસ્ય થાય;
તો વિશ્વ તેનું દીઠેલું હતું, એનું અજાણ્યું કાંઇ નતું;
દીઠેલું તેવું ભાસ્યું સહી, કર્તા કે ઇચ્છાનો દોશ કો' કઈ;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૭
થયુ નહિ ઇચ્છા થકી, અને થયું એમ કહેવાય;
ઇચ્છા કરી કરતા ઠર્યા, તેથી કરતા પણ ગણાય;
કરતા અકર્તા બેઉ ઠર્યા, ઇચ્છાએ ભાસ્યુંને દોશ ન ભર્યા;
ઇચ્છા કરીને હતું તે થયું, સૌ પંથનું વેણુ સાચું રહ્યું;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૮
ચોથા મતાન્તમાં ત્રૈણને, ગણેછે અનાદી જેહ;
તે પણ ખોટુછે નહી, જીવ ઇશ્વર માયા તેહ;
ઇશ્વર ચૈતન્ય બીંબા ભાસ, બીજી માયા જડ તપાશ;
જડ ચૈતન્યની સંધી થાય, તેને ત્રીજો જીવ કેવાય;
જે જે અક્ષર બ્રહ્મ. ૩૯
તે ત્રૈણેછે મુળનાં, તેમાં તો નથી કાંઈ ભુલ;
કાષ્ટ પત્ર જેમ બીજમાં, તેમ અનાદીનું અમુલ;
એ ચોથો મત સાચો ઠર્યો; શ્રષ્ટીનો સંશે દુર કર્યો;
ચારે મત થયા સિદ્ધ અહીં, આગળ સુણો શંકા રે' નહી;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૦
એમ શ્રષ્ટી હતી તે થઇ, કર્યો સગુણે વિચાર;
સહુને નિયમમાં રાખવા, દેવા કર્મતણાં ફળ સાર;
કર્મતણાં ફળ દેવા કાજ, નિયમમાં રાખવા મહારાજ;
ઇચ્છા થઇ ચલાવવા નેક, જગ્તપતી જોઇએ વિવેક;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૧
ઇચ્છામાં ઇચ્છા કરી, તવ પ્રગટયા ઇશ્વર દેવ;
અધિપતિ તે વિશ્વના, જેની સૌ જન કરે સેવ;

અકારમાં જે ઇશ્વરો કહ્યા, તે પણ સગુણમાંથી થયા;
થયા તે કરે વિશ્વનું રાજ, કૃત્ય ફળ જીવનાં દેવા કાજ;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૨
ઈશ્વરો મધ્ય માયાતણા, ટાળું માયાતણો સંદેહ;
માયા ત્રૈણ પ્રકારની, ત્રૈણ ગુણી ત્રી રૂપ તેહ;
વિદ્યા માયા પેહેલી ગણો, મધ્યસ્થ માયા બીજી ભણો;
અવિદ્યા ત્રીજીને જાણ, માયાના ત્રણ રૂપ પ્રમાણ;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૩
વિધ્યાના વિશ્વંભર છે, અને મધ્યસ્થી ઈશ્વરો રાચ્ય;
અવિદ્યાના સહુ જીવછે, તેથી જુદો માયાતીત વાંચ્ય.
જુઓ આ ત્રૈણ રૂપેછે જગ્ત, નિશ્ચે કરી લેજો સૌ ભક્ત;
તે ત્રણ મતની ચાલી રાઢ, પણ તેની ટાળી વઢવાઢ;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૪
વળી સગુણ રૂપની, શંકા રહે કોને મન;
એ રૂપ નર કે નારનું, કોઇ પ્રષ્ણ પુછે પાવન;
પાવન પ્રષ્ણ પુછે કોય, તેનું સ્વરૂપ નિરૂપણ હોય;
માયા નારી આત્મા નર, પાડું સમજણ શાન્તી ઘર;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૫
જેમ આત્મા પુરૂષ છે, પણ કાયા નારીનું રૂપ;
સ્થાનાકાર છે દેહને, દેહમાં આત્મા અનુપ;
જીવ પ્રાણ કે આત્મા કહો, નર જાતીમાં તેને લહો;
આત્મા નરને કાયા નાર, કાયા માયાની મનધાર;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૬
કાં ગણો પુરૂષ કે પ્રેમદા, જેનું પ્રકર્તી પુરૂષ નામ;
પ્રાણ પ્રકર્તી તે બેઉછે, બેઉ વિના બતાવો ઠામ;
પ્રાણ પ્રકર્તી વિશ્વમાં રહી, મુળ સ્વરૂપમાં માયા નહી;
મુળ પુરણ બ્રહ્મ પુર્શાકાર, તેમાં સંશય નહી લગાર;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૭
વળી ધરે દેહ ભોમીમાં, હણવા ભોમીનો ભાર;
તે સગુણ બ્રહ્મ માહીથી, થાય ઇશ્વર દ્વારાએ સાર;
તે તો વિચારીક સ્વરૂપ થાય, અવિધા મધ્યસ્થે દેહ બંધાય;
દેહ ધરી કરે દાસોના કામ, હંશાત્મા કહીએ અમે નામ;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૮

ચોવિસ અવતાર જે થયા, વળી આધ્યશક્તી કે શીવ;
તે સઘળા અંશ આતમા, દેહ થકી નિચા જીવ;
અવાચા જીવ જડાત્મક, બોલતો જીવાત્મા બેશક;
જીવાત્મા જીવ દશા જેહ, આત્મ દશા જે આત્મા તેહ;
જે જે અક્ષર બ્રહ્મ. ૪૯
આત્માથી અંશાત્મા વધે, અંશ આત્માથી સગુણ જેહ;
કહ્યા તે સર્વથી પર્મ છે, કહીએ પરમાત્મા તેહ;
પરાત્માથી પરમાત્મા વધે, ગતિ બે પ્રકારી વ્યાપી બધે;
એને જ્ઞાને સર્વને જ્ઞાન, મુળ માયા થયાંછે જ્ઞાનવાન;
જે જે અક્ષર બ્રહ્મ. ૫૦
એ રીતે વિશ્વની ઉત્પત્તિ, અને આ રીતે ફેરફાર
ચતુર નર ચેતી જજો, નથી કરતો બહુ વિસ્તાર;
બહુ વિસ્તારે લાંબુ થાય, માટે ટુંકુ વલ્લભ ગાય;
શંકા રહે તો પુછવી ખરી, સમાગમથી થાશે પરી;
જે જે અક્ષર બ્રહ્મ. ૫૧

હવે જો ભાઇ આ નીરૂપણ કર્યું તેમાં કરતા, અકરતા, ઇચ્છા કરવાથી વિશ્વ થયું, જીવ ઇશ્વરને માયા અનાદી છે, આ ચારે મત કહ્યા તે મતોને આ નિરૂપણમાં સીદ્ધ કર્યા, તે પ્રમાણે સીધ છે.

કદી કોઈ કેહેશે કે વિશ્વ લય પામતું નથી. તો પ્રમાણ; શ્રુતી, **घटवत् स्वर्गादिविनस्यति** અર્થ: ઘડાની પેઠે પીન્ડ બ્રહ્માડને સ્વર્ગાદીક સર્વ નાશ પામે છે.

હવે જો, નાશ પામે છે તે કેવી રીતે કે જેમ બીજમાં વ્રક્ષના અવયવો ના અંકુરો રહીને વ્રક્ષ નાશ પામે છે તેમ વિશ્વનાશ પામે છે જો તેમ ન હોય તો ફરી થવું સંભવે નહી. ને થાય છે તથા જાય છે તેનું પ્રમાણ.

**यतोवाइमानिभूतानिजायंते येनजातानि ।**
**जीवंति यत् त्रयं त्यभिसंविशंनि ॥**

અર્થ જેનાથી થાયછે જેમાં જાય છે ને જેનાથી સહુ જીવેછે. હવે જો ભાઇ મુળ સ્વરૂપની સત્તા વડે આ બધું વિશ્વ માયા વસીષ્ટ જે પ્રકરતી. જેને માત્રા કહીએ છીએ તેમાંથી થાય છે તેમ તે મુળ સ્વરૂપની સત્તા (ગતી) વડે માયા બ્રહ્મમાં જાય છે તેમ તેની સત્તા વડે જીવે છે એમ વેદ વિગેરે કહે છે માટે વિશ્વ થાયછે નેજાય છે તે પણ ખરૂ છે. અને જે વેળા વિશ્વ માયા વસીષ્ટ સહીત જાય છે તેવેળા એકલું મુળ સ્વરૂપ પરમેશ્વર રહે છે ને માયા વસીષ્ટ

તેના આત્મરૂપે થઇને તેમાં રેહેછે એટલે એક વિના બીજુ તે વખત રેહેતું નથી તેનું પ્રમાણ.

**सदेवसौम्येदमग्रआसीत् एकमेवाअद्वितीयंब्रह्म**

મતલબ સાથે અર્થ. જે વેળા શ્રષ્ટીલય પામેછે તેવેળા કેવળ બ્રહ્મ રૂપ પર્માત્મા હતા તેજ રહેછે ને બીજુ કાંઈ હોતું નથી.

જો ભાઇ આ શ્રુતીઓ વિગેરેના ઘણાં પ્રમાણો છે તેમ ગીતાજીના આઠમા અધ્યાયનો ૧૮-૧૯ ને ૨૦ મો શ્લોકજો. માટે આ શ્રુતીઓનો ને ગીતાનો મતલબ ને હેતું આ નીરૂપણમાં જયાં જયાં ઘટે ત્યાં ત્યાં તે પ્રમાણે ચીત્રમાં જોઈ સારી રીતે સમજવાનું છે.

વળી. શ્રુતી ૐ એકોહંબહુશ્યામ એટલે એક રૂપેછું તે બહુ રૂપે થાઉ. આ વચન માયા વસીષ્ટ બ્રહ્મનું મુળવાકય છે. તે વિશ્વ ઉતપન થતી વખતનું છે. ને વિશ્વલય થતી વખતનું ૐ સોહં. વાકયછે. તે ૐ સોહંમ કેહે-તેમાં અકાર ઉકાર ને મકાર એત્રણનું જે વિશ્વ તે માયા વશીષ્ટમાં સમાઇ જાયછે. તેપછી તે માયા વશીષ્ટ મુળ સ્વરૂપમાં પોરકની આખરે સમાયછે. આ રીતે વીશ્વની ઉતપત્તીને લયછે. હવે.

---

## મુરતીયોનું નીરૂપણ.

### રાગ ચંદ્રાવળા.

પ્રથમ પુરણ બ્રહ્મને, ડંડવત કરૂ પ્રમાણ;
નીર શંશય જ્ઞાન ઓચરૂ, જગતના કલ્યાણને કામ;
જગત તણા કલ્યાણને કહું, પ્રેરકની પ્રેરણાથી સહુ,
સાંભળીને સત્ય સમજે જેહ, મોક્ષ મુમુક્ષુ પામે તેહ;
જે જે અનાથના નાથ. ૧
અનેક જાતના પંથ છે, તેને સમજયામાં ફેરફાર;
સાચું છે કહેવું સર્વનું, તેનો સોધી બતાવું સાર;
સાર બતાવું સોધીને સર્વ, કૈકજણ કરે મીથ્યા ગર્વ;
સત્ય વસ્તુ નથી જાણી માટ; સર્વ મતોમાં જુદો ઘાટ;
જે જે અનાથના નાથ. ૨
એક કહે સત્ય મુરતી, અને એક કહે નખેદ;
એમ વઢે છે ઘણા ઘણા, તેનો ભાગી નાખું ભેદ;
ભેદજ ભાગું વેદાધારે, ન્યાય વાળો નર વાતવિચારે;
પ્રતીમામાં પરમેશ્વર નથી, તે પણ સાચું કેહે છે કથી;
જે જે અનાથના નાથ. ૩

કૈંક કહે છે મુરતી, સાક્ષાત હરીનું રૂપ;
તેનું પણ જુઠુ નથી, બેઉ વાતો છે અનુપ;
અનુપ વાતો બેઉની સહી, છે સત્યને પરમેશ્વર નહી;
નહી સત્યને હરીનું નામ સત્ય, સ્થાપન છે એ બેઉના મત;
જે જે અનાથના નાથ. ૪
જેમ છબી હોય આપણી, તેવી છબી હરીની એહ;
ઇશ્વર એમાં છે નહી, પણ ઇશ્વર જેવી તેહ;
તે પ્રતિમાઓ ઈશ્વરતણી, માટે મહતા માનવી ઘણી;
માને નહીને કરે તીછકાર, તે પર ઇશ્વર કોપે અપાર;
જે જે અનાથના નાથ. ૫
આપણા ફોટોગ્રાફને, તુંકારો કરે નર કોઇ;
ગાળ ભાંડે છબીને છકી, નવ્ય રહીએ આપણ જોઈ;
સુણી ન રેહેવાય ને ચઢે રીસ, તેવી રીતે કોપે જગધીશ;
મુરતીને નીંદે જન જેહ, ઇશ્વરનો વૈરી થાય તેહ;
જે જે અનાથના નાથ. ૬
માટે મુરતી છે છબી, ઇશ્વર નહી સાક્ષાત;
મુર્તી શેવા કાઢી જ્ઞાનિએ, અજ્ઞાની જીવોને માટ,
મુર્તિ વેદાધારે થઇ, કૈંક કહે છે વેદમાં નહી;
પણ યજ્ઞ થતા વેદાધાર, આગળના યુગોમાં અપાર;
જે જે અનાથના નાથ. ૭
તે યજ્ઞોમાં વેદથી, રૂદ્ર દેવ જોઇએ ત્યાય;
કળસ સ્થાપન તે જગે, કર્તા સહુ રુષીરાય;
કર્તા સહુ રુપી સ્થાપન, તેજ મુર્તી વિચારો મન;
માટે મુળથી મુર્તી સહિ, વેદથી યજ્ઞનો દાખલો અહિં;
જે જે અનાથના નાથ. ૮
કૈ કહે અસત્ય મુરતી, તેનું કારણ છે અમૂલ્ય;
જ્ઞાની જોતા જ્ઞાનથી, મુળ સ્વરૂપમાં નહિ ભુલ્ય;
ભુલ્ય ન રહેતી ધ્યાને લગાર, સ્વરૂપમાં થતા તદાકાર;
તો સ્વરૂપ દર્સાતું દ્રષ્ટ, તેને તો મુરતિ નહિ સ્પષ્ટ;
જે જે અનાથના નાથ. ૯
જ્ઞાની જનના વાદથી, કોઇ કરે જ્ઞાન વણ એમ;
તો ઇશ્વર મળે નહી, માટે પુરણ રાખો પ્રેમ;
પ્રેમ રાખીને પ્રતિમા પુંજ, તેથી આગળ પડશે સુજ;

સુજ પડયા વણ ત્યાગજ કરે, તે જીવનું કદી કાર્ય ન સરે;
જે જે અનાથના નાથ. ૧૦
જ્ઞાન થયા પછી ધ્યાનમાં, સત્ય શુદ્ધ સ્વરૂપ દેખાય;
એટલે બાજવું એહુને, આ એક જનમની માય;
એક જનમમાં વળગી જાવું, વળગીને તદાકાર થાવું,
મુળ સ્વરૂપ ન રહે પરોક્ષ, એટલે મુમુક્ષુ પામે મોક્ષ;
જે જે અનાથના નાથ. ૧૧
સદા મુર્તિને બાજી રહે, આવાગમનનો ઉચાટ;
માટે જ્ઞાને ચઢો જીવડા, ફરી નહિ આવે આ ઘાટ;
આ ઘાટ ફરી આવશે નહિ, મનુષ્યની દેહ ઉત્તમ કહી;
છેલું પગથીયું મનુષ દેહ, વ્યાસ વદે બેનું સાચુ એહ;
જે જે અનાથના નાથ. ૧૨

---

હવે જો ભાઈ પ્રતિમાં વિશે આ નિરૂપણ કર્યું તે નિરૂપણથી જ્યાં સુધી જે પ્રાણીને જ્ઞાનમાં ગમ પડતી નથી, ત્યાં સુધી તેને પ્રતિમા સત્ય છે, ને જ્ઞાનીને અસત્ય છે પણ અસત્ય કોઈ અજ્ઞાનીની આગળ કહેવી યોગ્ય નથી કેમકે તે અજ્ઞાનીને જ્ઞાન તો છે નહી ને મુરતી અસત્ય છે એમ સમજાવીએ તો તે સમુળુ ઈશ્વર ઉપાસન છોડી દે માટે તેવાની આગળ તો જ્ઞાની પુરૂષ અસત્ય કેહેતા નથી. પણ જ્ઞાન થઇ શકે એવો કોઇ પ્રાણી હોય તેને તો જ્ઞાની સત્ય વસ્તુ સમજાવવાને અરથે અને અસત્ય એટલે જે માયાના પદાર્થની પ્રતિમાં અસત્ય છે તેને અસત્ય કહી માયામાંથી ખશેડવાને અર્થે પ્રતિમાને ખોટી કેહે છે તે ખોટું નથી. અને જ્ઞાનીજન માયાનાં અસત્ય પદાર્થની જે પ્રતિમાયો તે ન પુજે તેથી તે નાસ્તિક નથી ને કોઈ જ્ઞાની પ્રતમા પુંજે છે, તે એવા હેતુથી કે, કોઇ અજ્ઞાની બાળક જેવાને દેખદેખી શિખવાડવાને અર્થે, ને તે રસ્તે ચઢાવવા સારૂ પુંજેછે, પણ જ્ઞાનિના મનને સત્ય વસ્તુ પરમાત્મા તે પ્રતમા નથી. પણ અજ્ઞાનીને માટે પ્રતમાયો સત્ય છે તેથી જ્ઞાની જન તેનું ઉછેદન કરતા નથી. જે પુંજે છે તે છબી જાણીને પુંજે છે. પણ પ્રતમાયોમાં પરમેશ્વર છે અથવા તેજ પરમેશ્વર છે એમ જાણીને પુંજે છે તે ખોટુ છે કેમકે તે પરમેશ્વર નથીજ. તેનું પ્રમાણ.

यद्वाचा नभ्युदितंयनवागम्युधते ।
तदेवब्रह्मत्वंविद्धिनेदंयदिदमुपासते ॥

અર્થ. જે વાણીવડે પ્રકાશીત થતો નથી, જેના વડે વાણી પ્રકાશીત થાય છે તેને તમે બ્રહ્મ ( પરમેશ્વર ) જાણો લોકો હાલ જેની એટલે પ્રતીમાયોની

ઉપાસના કરે છે તે પ્રતમાયો પરમેશ્વર નથી. આવાં ઘણાં પ્રમાણોછે તે પ્રમાણોથી જ્ઞાનીજન શાક્ષાતકાર થવાથી પ્રતમાઓ પુંજતા નથી. હવે.

## રામકૃષ્ણાદીકનું નીરૂપણ.

### રાગ ચંદ્રાવળા.

પ્રથમ મુળ રૂપ નાથને, કરૂં નમીને નમસ્કાર;
પરમાત્મા પરમબ્રહ્મ છે, જડ ચૈતન્યના આધાર;
આધાર જડચૈતન્યના જેહ, ચાર વેદે ગુણ ગાયા તેહ,
ખટ શાસ્ત્ર ઉપનીશદ સાર, શ્રુતિ સમૃતિ કરે પોકાર,
ભજોજી પુરણ બ્રહ્મ. ૧
બીજો નમસ્કાર બેઉ કરે, કરૂં શ્રી વૈકુંઠરાય,
સુર બ્રહ્મા શિવ શકિતને, લાગું વારંવાર પાય;
પાય પડુ પ્રેરણા કરનાર, સર્વતણો સમજાયો સાર;
ગટમાં જ્ઞાન પ્રકાશ્યું ઇશ, ગોવીંદ ગુરૂ થયા જગધીશ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૨
અમુલ્ય વસ્તુ અખંડ તે, મુને આપી વિશ્વાધાર;
શ્રી કૃષ્ણે અરજુનને, સમજાવ્યો હતો જે સાર;
તે સાર હું કંગાલને દીધો, પાશાણ જાતને હીરો કીધો;
પારસ મણિનો સ્પર્શ જ થાય, લોહ વજ્ર સોન્નણ થઇ જાય;
ભજોજી પુરણ બ્રહ્મ. ૩
હીરો થયેલો પારખે, ઝવેરી સાચો કોય,
ચળકાટથી કહે કાચછે, નીચ બુદ્ધિનો જે હોય;
નીચ બુદ્ધીએ અનુભવ્યું ક્યારે, જોયા વિના ક્યાંથી હીરો ધારે;
નથી દીઠેલું તે કહે કાચ, પારખું કરે તે માને સાચ;
ભજોજી પુરણ બ્રહ્મ, ૪
સાચ માનીને સુણવું, તેથી થાશે શુભ જ્ઞાન;
ખરી વસ્તુ હાથ આવશે, વિચારી લ્યો વિદ્વાન,
વિદ્વાન જ્ઞાનિએ વિચારી લેવું, સાચી વસ્તુ શોધીને દેવું;
જે રહે પોતાને મત લપટાઇ, ખરી વસ્તુ તે ખોશે ભાઈ;
ભજોજી પુરણ બ્રહ્મ, ૫
ખરી વસ્તુ આ વિશ્વમાં, ગુપ્ત રહી ગઇ છેક;
વિષયી ગુરૂએ જુજવા, કહાડયા છે પંથ અનેક,

અનેક પંથથી ભરમાયા જીવ, તે જીવ ટળીને શું થાય શીવ;
શીવ થવાનું બતાવું દ્યો ચિત્ત, ગુરૂ તણી પણ દર્સાવું રીત;
ભજોજી પુરણ બ્રહ્મ. ૬
આજના ગુરૂ જગ્તમાં, શીખવે છે લીટી અનેક;
મીડુ તો શીખવે નહી, તેથી નાવે ભણ્યાનો છેક;
છેક ન આવે ભણતર કેરો, લીટીયે લીટીમાં મરાવે ફેરો;
લીટીને લીટી ઘુંટે સદાય, એમ કરતાં આયુશ જાય;
ભજોજી પુરણ બ્રહ્મ. ૭
આયુશ ખુટે એટલે, ધરે બીજી વેળા અવતાર;
પાછાં ઘુંટાવે લીટીયો, એમ કદી ન આવે પાર;
પારદેવા મીડુ દે ગુરૂ, તો તે ભણતર ભણે પુરૂ;
પછી ગુરૂની શી ઓશીઆળ, એમ જાણી કુટાવે કપાળ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૮
એવા ગુરૂ ઘણા સ્વારથી, વિદ્યારથીને અથડાવે;
પણ ગુરૂ વણ સ્વારથી, તેહ ભણતરમાં ચઢાવે;
ચઢાવવાને જે ગુરૂ ચ્હાય, તેની પાસે કો નહી જાય;
તે કળીયુગની જાણવી રીત, લીટીમાં રહે સદા સહુ સ્થીત,
ભજોજી પુરણ બ્રહ્મ. ૯
લીટી શિખી મીડે ચઢે, ત્યારે જાણવું ઉઘડયુ કર્મ;
અતિ ભણ્યો ભાગ્યવાન છે, એમ કહે છે સૌ શુભ ધર્મ;
ધર્મ રાખીને કબુલ કરે છે, પણ પોતે લીટીમાં મરે છે;
કેહેછે પણ નથી પડતી સુજ, નથી જીણી જડતી જ્ઞાનગુંજ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૦
થોડાકમાં જ્ઞાન ગાઇને, સમજાવું સૌ વિવેક;
તે સુણી ઘુટો એકડા, ઘુંટાઈ લીટી અનેક;
લીટી ન ઘુંટાઇ હોય તો ઘુંટો, ઉતાવળા ભણી આગળ છુટો;
છુટી મીડાં સૈત ઘુંટો સાર, તો વિદ્યાનો પામશો પાર;
ભજોજી પુરણ બ્રહ્મ, ૧૧
કહ્યાં લીટાને મીડલાં, તેનો સાંભળી લ્યો ભાવાર્થ;
ધ્યાન નહી દે જે ધણી, તેનું સાંભળ્યું જાશે વ્યર્થ;
વ્યર્થ જવાનું વણ વિચારે, સાંભળીને જે બુદ્ધિથી ધારે;
કરે રૂદેમાં વિવેક ન્યાય, તે પ્રાણિ તર્ત હીરો થઇ જાય;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૨

લીટી રૂપી મચ્છ કચ્છછે, વામનને ફરસુ રામ;
બ્યારા નરસીંહ લીટીયો, શ્રીરામ ક્રષ્ણ ઘનશામ;
ઘનશામ સહિત લીટી રૂપ, પણુ અન્ય પ્રાણીથી એ અનુપ;
પણુ તેથી કરજ નવ સરે, મીંઢા વિના એકડો નવ ઠરે;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૩
લીટી ઉપર મીંડુ હોયતો, એકડાનો અંક કેહેવાય;
લીટી સદા ઘુંટાયા કરે, તેણે આંકડો નહી બોલાય;
લીટીથી આંકડો ન કહે કોય, અંક વિના એનો પારન હોય;
લીટી રૂપી મ્હોટા અવતાર, મીંડુ તે સત્ય સ્વરૂપ સાર;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૪
અવતારી હરીની શેવા કરી, મુક્તિ માગે થઇ શર્ણુ;
મુક્તિનો અર્થજ એટલો, ટળી જવું જનમને મર્ણુ;
જન્મ મરણ ટળી જાવું જેહ, સાયુજ મુકતીમાનો તેહ;
તે મુકતી અવતારીથી હોય, તો મુળ બ્રહ્મને સોધે ન કોય;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૫
નિરધન પાસે લક્ષમી, માગો ઉછીની કદાપે;
મુળમાં તેને હોએ નહી, ત્યારે આપણુને શું આપે;
એ રીતે અવતારી જેહ, મુકત થઈ નથી બેઠા તેહ;
છે તેમને જાવણ આવર્ણ, નથી ટળ્યું કાંઇ જન્મને મર્ણ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૬
જુગે જુગે જન્મો ધરે, તે ધરીને પામે ખેદ;
આ વાણી કોઈ માનો નહી, તો સુણો શાસ્ત્રને વેદ;
તેમાંથી સાર જણાશે સર્વ, માટે મિથ્યા મુકો ગર્વ;
રામક્રુષ્ણના જે અવતાર, થયા યુગે યુગ વારમવાર;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૭
એમ ન માનો તો રામનો, ત્રેતામાં થયો દેહ;
તે પછી દ્વાપર યુગમાં, થયા કૃષ્ણજી તેને તેહ;
તે ક્રષ્ણ પારધીથી ઢળ્યા ધર્ણ, કઇક લોકો કેહે થયું મર્ણ;
દેહ ધરી છાંડી કરો કયાસ, તે કેમ કેહેવાશે અવિનાશ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૮
અવિનાશી કોને માનીએ, જેનો કો કાળ નહોય નાશ;
નહિ તો દે એની ઉપમાં, તે વિદ્વાનનો અભ્યાસ;
ઉપમાથી અવિનાશી માન્યા, પુર્ણ બ્રહ્મને કોએ ન જાણ્યા;

સાયુજ્ય મુક્તિ લેવા શેવા કરે, રામકૃષ્ણ સરવે ઉચરે;
ભજોજી પુરણ બ્રહ્મ. ૧૯
રામકૃષ્ણ મુખ ઓચરે, નવ્ય ટળે જનમને મર્ણ;
મોક્ષપદ મળવું ચાહોતો, થાઓ પુર્ણ બ્રહ્મને શર્ણ;
મુળ બ્રહ્મથી થાશે મુક્તિ, બીજી બધી કેહેવાની યુક્તિ;
પુર્ણ બ્રહ્મ તે સર્વથી શ્રેષ્ટ, ન માનશો રામકૃષ્ણને નેષ્ટ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૦
ભકતી કરો રામકૃષ્ણની, જગમાં જયજય વર્તાય;
સુખ મળે સંસારમાં, વળી વૈકુંઠમાં વાસ થાય;
વૈકુંઠ વાસ થશે નિધાન, સુખ રૂપે ભજો એ ભગવાન;
તે ભજવા અને આગળ જાવું, લીટીમાં સદા ખોટી ન થાવું;
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૧
સાયુજ મુકતી ચાહોતો, ધરો લીટી મીઠા સંત ધ્યાન;
તે વીના ટળશે નહી, જન્મ મૃત્યુની સપ્ત ખાણ;
લીટી ઉપર મીડુ ધારો, જન્મ મરણનો ફેરો નીવારો;
લીટી ને તરછોડશે જેહ, નર્ક નીવાશી થાશે તેહ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૨
કહેવાનું કારણ એટલું, રટો સહુ ઇશ્વરનુ નામ;
ભેળા ભણો મુળ બ્રહ્મને, તેથી મળે મોક્ષ મુકામ;
મોક્ષ મળે ટળે જન્મ મર્ણ, માટે પડો મુળ રૂપને શર્ણ;
મુળ રૂપ જાણવા પુરણબ્રહ્મ, અવતારી ડાળાં હોય ત્યમ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૩
ડાળી ઉપર જળ રેડીએ, તેણે ગુણ ન માગે લગાર;
મુળમાં જળ રેડવા થકી, ડાળાં દે ફરનો આર;
તે માટે મુળ રૂપને શેવો, ડાળાં શેવ્યાથી ડાળાં દે મેવો;
બેઉ શેવેથી મોક્ષ પળાય, એકાક્ષરમાં સહુ સમરાય,
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૪
વળી બીજો દેઉં દાખલો, તેહ વિચારો મનમાંય;
દ્વારમાં પેહેલા પેઠા વિના, મંદીરમાં નવ્ય જવાય;
પેહેલુ દ્વારમાં પેસવું સહી, પછી જાવું મંદિર મહી;
દ્વારેને દ્વારે ઉમર ફરે, તો ઘર સુખનું કાર્ય ન સરે;
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૫
માટે દ્વારને ધામ તે, બેઉ શું કરવો સબંધ,
સમજે નહી સાંભળ્યા છતાં, તેથી બીજો કોણ અંધ;

અંધ ગણાશે દ્વારમાં રહેતે, ધામ તણું સુખ ક્યાંથી લેતે,
દ્વારથી ધામમાં પળે જે આપ, વળે નીરાંત ટળે ત્રીતાપ
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૬
ધામ રૂપી મુળ બ્રહ્મ છે, અને દ્વાર રૂપી અવતાર.
વેદ વદે મોક્ષ મુળમાં, અવતારી મોક્ષનું દ્વાર;
તે મોક્ષને દ્વાર પેશીને જાવું, મોક્ષરૂપી મુળને સર્ણ થાવું;
તે સરણે મુકતી છે સત્ય, થાય ચોરાશીનો ફેરો ગત,
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૭
માટે મુળ ભજ્યા થકી, જ્ઞાન રૂપમાં જ્ઞાન સમાય,
આત્મા પર્માત્મામાં ભળે, ત્યારે આવાગમન ટળી જાય;
આવાગમન ટળી જાય ત્યારે, વેદશાસ્ત્ર પુરાણ પોકારે,
જેહની મતી જ્યાં જ્યાં જાય, તેહની ગતી ત્યાં ત્યાં થાય,
ભજોજી પુરણ બ્રહ્મ. ૨૮
માટે સાયુજ મુક્તી થવા, માગો મોક્ષ સદાનું સુખ,
શેવા લેવા દેહ માગવે, કદી પાતક થાય સનમુખ;
જેમ જેવિજે પોળીઆય, વૈકુંઠથી આવ્યા અવનીમાંય;
ભણ્યો ગણ્યો પણ ભુલે કો કાળ, માટે મેળવો મોક્ષ વિશાળ.
ભજોજી પુરણ બ્રહ્મ ૨૯
મોક્ષ સારૂ તત્વ સોધીરે, આ જ્ઞાન કર્યું પરકાશ;
ખરો મુમુક્ષુ ભગ્તતે, હરનીશ કરે અભ્યાસ;
અભ્યાસ કરી વરતે આ રીત, તેને થશે મુળ બ્રહ્મ શું પ્રીત;
જન્મ મરણ ટળે સરે કામ, સત્ય વદે વ્યાસ વલ્લભરામ;
ભજોજી પુરણ બ્રહ્મ. ૩૦

---

હવે જો ભાઈ રામકૃષ્ણ વિગેરે જે જે ઈશ્વરી અવતારો છે તે પર બ્રહ્મના એટલે પ્રકર્તી પુરૂશ જે માયા વ્યશીષ્ટ સગુણ બ્રહ્મ વેદ નારાયણના અંશો છે. જો તેમ ન હોય ને તેજ પુરણ પરમેશ્વર હોય તો વેદ વ્યાસજીએ માહાભારથમાં શ્રી કૃષ્ણને અપુર્ણ કહ્યા છે તે કહેત નહી. વળી આ ગ્રંથમાં આગળ એક કુન્ડળીયામાં કહી ગયા છીએ તે જુઓ. વળી ભગવદગીતાના આઠમા અધ્યાયના ૧૮-૧૯-૨૦ મા સ્લોકથી અરજુનને વ્યકતીયો વ્યકત ને અવ્યકત સમજાવેલા છે તેથી સ્પષ્ટ સમજાય છે કે અવતારોથી પરમેશ્વર જુદા છે. વળી ગીતાજીના ૧૫ મા અધ્યાયના ૧૬ ને ૧૭ મા સ્લોકથી ક્ષર અક્ષરને અક્ષરાતીત સ્પષ્ટ સમજાવેલા છે. હવે વીચારો કે શ્રી કૃષ્ણ કેહેનાર અને

અરજુનજી સાંભળનાર તે અરજુનને શ્રી કૃષ્ણ પોતે પરમાત્માનું જ્ઞાન આપે છે તે પોતે પોતાથી પરમાત્માને પરોક્ષ બતાવે છે માટે જે જે અવતારો છે તે ઈશ્વરો છે પણ તે પરમેશ્વર નહી. પરમેશ્વર અને ઇશ્વરમાં ઘણોજ ફેર છે તે સમજવા સારૂ વિજ્ઞાન વલ્લભ નામનું પુસ્તક જુઓ તેથી જીવ ઇશ ઈશ્વર વિશ્વેશ્વર ને પરમેશ્વર એ સર્વ નામોની પરીપુર્ણ સમજણ પડશે. વળી બ્રહ્મ પરબ્રહ્મ અને પરમબ્રહ્મ. તેમજ ક્ષર અક્ષરને અક્ષરાતીત. તેમજ જડાત્મા. જીવાત્મા, આત્મા અંશાત્મા. પરાત્મા ને પરમાત્મા. એવાં એવાં જે નામો છે તે વિજ્ઞાન વલ્લભથી સમજાશે. માટે તે પુસ્તક જુઓ. હવે.

## આણંદ રૂપને ચીંતાતુરનુ નીરૂપણ.

### રાગ ચંદ્રાવળાની છાયા.

જ્ઞાન મય મુળ નાથને, પ્રેમે પાય પડુ ડંડવત;
જગતમાં ભગત વઢી મરે, ચાલે ઉલટ પાલટ મત;
ઉલટ પાલટ ચાલે મત, ન સમજ્યા કોઈ શું છે સત્ય;
અર્થ તણા ભાવાર્થ ન કરે, વિવેક વિચાર વિના મરે;
જે જે અખંડાનંદ. ૧

એક મત આણુંદી કહે, કહે બીજો ચીંતાતુર;
શાબ્દ પ્રમાણથી સૌ કહે, વળી અર્થ વિચારી ઉર;
અર્થ વિચારીને વદે વાણ, પણ પડયું નહી સત્યનું જાણ;
શબ્દોમાં સમજ ઉઘાડી રહી, તો પણ યથાર્થ જાણ્યું નહી;
જે જે અખન્ડાનંદ. ૨

આ બેઉ મતની મહી, શબ્દોનો કરી લ્યો તોલ;
આણુંદની શંકા મહી, બોલ્યા ઈશ્વિર ઇશ્વર બોલ;
ઇશ્વર ઈશ્વિર બોલી ગયા, ચીંતાતુરમાં પરમેશ્વર કહ્યા,
ઈશ્વિર પરમેશ્વરમાં ભેદ, તે સમજ્યે શંકા થાય ખેદ;
જે જે અખંડાનંદ. ૩

જો ત્રીજું ચીત્ર ઈશ્વર છે, પરમેશ્વર તેથી પર્મ;
સગુણ વિશ્વેશ્વર છે. જુઓ ત્રેણ નામનો મર્મ;
મર્મ જુઓ એ નામતણો, તેમાં રહ્યો છે તફાવત ઘણો.
ઇશ્વરને વિશ્વેશ્વર જેહ, શ્રેષ્ટ તેથી પરમેશ્વર તેહ;
જે જે અખંડાનંદ. ૪

પરમેશ્વર તે શ્રેષ્ટ છે, પરમાનંદ શ્રેષ્ટ સ્વરૂપ,
ચંત્યા કરે છે વિશ્વની, સગુણ વિશ્વનો ભુપ;

તે વિશ્વેશ્વરથી ઇશ્વર થયા, જગતતણું રાજ કરવા રહ્યા,
સગુણ પ્રેરણાથી તેને ચીંત્યાય, કેવાયા જગદીશ ને જગરાય;
જે જે અખંડાનંદ. ૫
રાજા રહીયતને જાળવે, કરે રહીઅતની રક્ષાય,
તે ચિંતાતુર સંભવે, સહુ તોલ કરો મન માંય,
જેની પ્રજા તેને ચિંત્તાય, જેમ કોઈ ધામ દહન થાય,
તે ધામનો જે ધણી તે રૂએ, અન્ય રહ્યો તે ટગટગ જુએ;
જે જે અખંડાનંદ. ૬
તેમ આ સગુણ જગ્ત છે, તેની સગુણને ચીંત્તાય;
પ્રધાન તેના ઈશ્વરો, તેને વિસેષ ચિંતા થાય;
તે ચિંતા સહુ જગ્તની કરે, ભક્ત તણાં દુખડાંને હરે;
અધર્મિને દે શીક્ષાય. સ્વધર્મીની વ્હારે ધાય;
જે જે અખંડાનંદ. ૭
ન્યારો પરમાનંદ સર્વથી, નહી ધણીને ધણી ખરો;
એની સત્તાછે સર્વમાં; પણ પોતે પરોને પરો;
પોતે પરોને સહુમાં પ્રકાશ, ત્રિગુણાતિત તે નાથ તપાસ;
માયાનું જગ્ત જુદું તે થકી, અખંડાનંદ નિહાળો નકી;
જે જે અખંડાનંદ. ૮
આદ્ય ધણી આણંદ છે, પરમાનંદ જેનું નામ;
ચતુરભુજ ચિંત્તા ધરે, જેહ ગોવીંદજી ઘનશ્યામ;
જગ્તપતિ ઈશ્વિરોને કહો, તે ઈશ્વરો ચિંત્તાતુર લહો
સગુણ સહિતને શ્રષ્ટિનો શોક, તેથી કહે ચિંત્તાતુર લોક;
જે જે અખંડાનંદ. ૯
અખંડાનંદ જે કહે, તે કેહેછે જાણી મુળ બ્રહ્મ;
પરમેશ્વર આણંદ છે, કેહેનારા કહે છે ત્યમ;
આણંદ રૂપને ચિંતાતુર, બે મતનું સત્ય સમજો ઉર;
ગ્રંથોથી જાણ્યું તે મેર સમેર, પણ જીવોના સમજ્યામાં ફેર;
જે જે અખંડાનંદ. ૧૦
નામે મોતી સહુ એક છે, પણ ઉંચો નીચો ભાવ,
જેની કને જેવું હશે, તેને તેવો મળસે લ્હાવ;
જેવું મોતી જેની કને, મળે તેવી કીંમત તેમને,
જેવી કીંમત તેવું સુખ, અનુભવે વદે વલ્લભ મુખ;
જે જે અખંડાનંદ ૧૧

---

હવે જો ભાઇ ગ્રંથોને અધારે ઘણા એક પ્રાણી ચીંતાતુર ધારે છે. જેમકે રામ કૃષ્ણાદિક અવતારીઓયે ઘણા ભકતોની ચીંતાયે ચીંત્તા અને શોકે શોક ધરેલો છે; જેમકે પ્રલ્હાદની, દ્રુપતીની, નરસી મહેતાની, સુધનવાની, એવા એવાની ચીંત્તાએ ચીંત્તા ધરી સાહ્યતા કરી છે, તેથી ઘણા પ્રાણી ચિંત્તાતુર માને છે. ને વેદમાં ઘણે ઠેકાણે અખંડાનંદ, ન્પર્માનંદ કહેલા છે તે ઉપરથી ઘણાક પ્રાણી આનંદરૂપ માને છે પણ ભાગવત ભારત વિગેરેમાં જે ચિંત્તા-તુર કહ્યા છે તે ઇશ્વરને કહ્યા છે. ને વેદ વિગેરેમાં આણંદ રૂપ કહ્યા છે. તે પરમેશ્વરને કહ્યા છે. વળી ઇશ્વર કે પરમેશ્વરમાં જે પ્રાણી નથી સમજતા તેને ઘણો વાદ વિવાદ ચાલે છે. જો સમજતા હોય તો વાદ વિવાદ જરાયે થાય નહી. પણ હાલના અજ્ઞાની પ્રાણી ફક્ત નામ મોતી તેનેજ વળગી રહે છે તેથી લડાઇઓ થાય છે. પણ તે નામોમાં વિશેષ શબ્દો વપરાયા હોય તેનો કોઈ વિચાર કર્તા નથી જેમકે મીણીયું મોતી, છીંપીયું મોતી, ખરૂં મોતી. તે નામોનો વિચાર પ્રથમ કરવોજ જોઇએ, કે મીણીયું મોતી તે કાચમાં મીણ ભરી બનાવટ કરેલો તેથી મીણીયું કહેવાયું. ને છીંપીયું મોતી એટલે છીપના કટકાયી બનાવેલું તે છીંપીયું મોતી, ને ખરૂં મોતી તે બનાવટનું નથી ને સાચુજ તે ખરૂં મોતી. તે મોતીના નામોને તોલ કરતા નથી માટે યથાર્થ સમજાતું નથી ને તે નહી સમજવાથી તકરારો ઉત્પન્ન થાય છે. માટે મોક્ષના ઇચ્છનારાએ તો ઇશ્વર વિશ્વેશ્વર ને પરમેશ્વર વિશે સમજવું જોઇએ વળી ધાતુ નામ એક પણ તેમાં તાંબુ લોઢું સોનુ એમ જુદી જાતો હોય છે. વળી પશુ શબ્દ તેમાં ગાય ગધેડી ઘોડી કુતરી ભુંડણી વીગેરે જાતો જુદી છે. ને પશુ શબ્દ તો એક છે. તેમ બ્રહ્મ શબ્દ એક છે. પણ તેમાં બ્રહ્મ પરબ્રહ્મ પુર્ણ બ્રહ્મ તે જુદાજ છે. વળી વ્રક્ષ શબ્દ એક છે પણ તેમાં આંબો આંબલી બાવળ વીગેરે વ્રક્ષો જુદાં જુદાં છે, તેમજ ક્ષર અક્ષર અક્ષરાતીત તે અક્ષર શબ્દ આવવાથી એક નથી ને જુદા છે. તેમ છતાં અજ્ઞાની જીવો એમ કહે છે કે ઇશ્વર તો પણ એજ પરમેશ્વર તો પણ એજ એમ સમજવાથી શંકાઓ નિકળવા યોગ્ય થાય છે માટે હે મોક્ષેચ્છુ આ નિરૂપણમાં કહ્યું તે પ્રમાણે આ આણંદી કે ચિંતાતુર વિશે સમજે તે યથાર્થ જ્ઞાન છે ને તે જ્ઞાન મોક્ષના હેતુ છે. હવે.

## માયા રહીત, સહીતનું નીરૂપણ.

### રાગ ચંદ્રાવળી.

પરમબ્રહ્મ પરબ્રહ્મને, પાવલે પડું કરજોડ;
અંશાત્માની કૃપા થકી, નિરૂપણ કર્યાનો કોડ.
કરૂં નીરૂપણ આ બે ભેદ, સમજાવી શંકા કરૂ ખેદ;

ભેદ સમજે તો ટળે સંકાય, મુમુક્ષુ જનનો મોક્ષજ થાય;
જે જે નીરંજન નાથ. ૧
બે મત ચાલે વિશ્વમાં, માયા રહીત માયા સહીત;
હાને ને નાને વહેર છે, એક એકનું ઈચ્છે ન હીત;
હીત ન ઇચ્છે આપને મતે, તે બેનો કેમ ટંટો પતે;
કુવાશી ગોળી મુકે નહી, સુવાશી સુધ્ય સુગંધ લે સહી;
જે જે નીરંજન નાથ. ૨
શંકામાં આ બે પંથની, કરી છે શંકા અપાર;
તે તણું નીરૂપણુ કરૂં, વિવેકે વાત વિચાર;
વિવેકથી નિરૂપણુ કરૂં, વિવેકીયોને ભાસે ખરૂં;
બે મતની શંકા દુર થાય, જેથી યથાર્થ વાત જણાય;
જે જે નીરંજન નાથ. ૩
ઇશ્વર માયા રહીત છે, એમ કહે છે જે કોય;
લીલા કરે લક્ષમી પતી, માયા રહીત તે નવ હોય;
છે લક્ષમી તે માયાનુ રૂપ, તેશું લીલા કરે વૈકુંઠ ભુપ;
માયા રહીત તે કહેવાય કેમ, કાયા તે માયા સમજો એમ;
જે જે નીરંજન નાથ. ૪
શંકા જે માયા રહીતની, કરી તેનો કરો વિચાર;
ઇશ્વર માયા રહીતમાં, કહ્યા ઇશ્વર વારંવાર;
માયા રહીત પરમેશ્વર કહ્યા, તે બેમાં તફાવત રહ્યા;
પરમેશ્વર ને ઇશ્વર નામ, તે બેમાં ફેર જાણો તમામ.
જે જે નીરંજન નાથ. ૫
ઇશ્વર ત્રીજા ચીત્રના, બીજું ચીત્ર વિશ્વેશ્વર બ્રહ્મ;
પરમેશ્વર જુદો તેહથી, પાડું તે ત્રણ નામની ગમ;
તે ત્રણ નામની પાડુ ગમ, સાંભળવા લેજો શુભ સમ;
માયાના છે ત્રણ પ્રકાર, ત્રીગુણી માયા ત્રણ આકાર;
જે જે નીરંજન નાથ. ૬
વિદ્યા માયા પહેલી ગણો, બીજી મધ્યસ્થ માયા જાણ;
ત્રીજી અવિદ્યા માયા ગણી, તે ત્રણ ત્રણ રૂપે પ્રમાણ;
વિદ્યા માયાના વિશ્વંભર જેહ, પ્રકૃતિ પુરૂષ કહે છે તેહ;
મધ્યસ્થ માયાના ઇશ્વર વાંચ, કહુ અવિદ્યા માયાની ખાંચ;
જે જે નીરંજન નાથ. ૭
અવિદ્યા માયાના જીવ છે; દેવ મધ્યસ્થ માયા ધાર;
તે બે માયામાં લબ્ધ નહી, જેહ ઇશ્વરો તેહ સાર;
બે માયાથી ન્યારા રહ્યા, તેને અમોએ ઇશ્વર કહ્યા;

વિદ્યા માયાના ઈશ્વર એહ, તત્વ માયામાં લય થાય તેહ;
જે જે નીરંજન નાથ. ૮

તત્વ માયા શ્રેષ્ટ સર્વથી, શુધ્ય છે એ આપ અનુપ;
સગુણ બ્રહ્મ જેને કહો, તત્વ વિદ્યા માયાનું રૂપ;
એ કહી ચાર માયાની રીત, તે ચારથી જુદો ગુણાતીત;
નહી અંજન માયાનું વદે વેદ, તેથી નીરંજન ભાગ્યો આ ભેદ;
જે જે નીરજંન નાથ. ૯

ભેદ ભાગ્યો માયા તીતનો, માયા તીત માયાથી જુદો;
માયાથી પરમાયાતીત છે, જુઓ નામમાં અર્થજ સુધો;
માયા રહીત પરમેશ્વર થયા, માયા સહીત સગુણને કહ્યા;
ઇશ્વરો વિદ્યા માયાયે લબ્ધ, માયા સહીતનો ઉઘાડો શબ્દ;
જે જે નીરંજન નાથ. ૧૦

સરવે છે માયા મહી, પણ અવિદ્યાથી જીવ;
વિદ્યા માયાના ઇશ્વરો, બ્રહ્મા વિષ્ણુ શકતી શીવ;
સગુણ સુદ્ધાં માયા સહીત, તે સહુથી જુદો માયા તીત;
માયા રહીતને માયા મીશ્રીત, જાણી જથારથ ગાઓ ગીત;
જે જે નીરંજન નાથ. ૧૧

માયા સહીત જે ગાય છે, તેની ઇશ્વર સુધી ગતી,
તેથી વિશેશ સગુણ લગી, પણ માયા તીતમાં નથી;
ઈશ્વર સુધી જાણ્યું છે જેહ, છે માયા સહીત કહે તેહ,
માયાતીત લગીનુ જ્ઞાન થાય, તો તે માયા તીતના ગુણ ગાય;
જે જે નીરંજન નાથ. ૧૨

આ મત બેઉના સત્ય છે, પણ કીમત વિના કુટાય,
નામે મોતી સહુ હોય છે, પણ ત્રણ પ્રકારોનાં થાય;
મીણીયાં છીપીયાં ને વળી ખરાં, નામથકી કોઇ નથી પરાં,
નામે મોતી ત્રણ જાત હોય, તે પરખે ઝવેરી કોય;
જે જે નીરંજન નાથ. ૧૩

ઇશ્વર નામે એક છે, પણ તેના ત્રણ પ્રકાર,
આથી ઉઘાડુ શું વર્ણવું, સમજી લેજો સત્ય સાર;
સમજી જાશે જે સત્ય સાર, તે પામ્યો મુળ રૂપનો પાર,
પાર પામે તે રૂપે થાય, વલ્લભે ભાગી બેઉ શંકાય;
જે જે નીરંજન નાથ. ૧૪

જો ભાઈ આ નીરૂપણમાં સ્પષ્ટ સમજાય તેવું છે તે કરતાં સમજજો કે જે પ્રાણી માયા સહીત કહે છે તે ઇશ્વર યા વિશ્વંભર જે વિશ્વેશ્વર તેને કહે છે ને માયા રહીત (માયા તીત) જે વેદ કહે છે તે પરમેશ્વરને કહે છે. વળી નીરંજન એટલે જેને માયાનું જરા પણ અંજન નહી તેને નીરંજન કહે છે ત્યારે જો કે પંચભુત તે માયાનાં છે તે પંચ ભુતથી જે જે દેહ બંધાય તેને નીરંજન કોઇ કાળે કહેવાય નહી, કદિ કોઈ એમ કહેશે કે દેહ માયાની પણ આત્માને શું છે તો જો ભાઇ જે આત્મા માયાથી અંજાયો એટલે માયાયે મીશ્રીત થયો તેને માયાનું અંજન કહેવાય. ને માયાનું અંજન થયું તેને નીરંજન કહેવાય નહી, આ ઉપરથી સીદ્ધ સમજજો કે જેને માયાનું અંજન છે તે નીરંજન પરમાત્મા નથી. હવે.

## પાંચ પુરાણોનું નીરૂપણ.

### રાગ ચંદ્રાવળા.

મુળ રૂપ પુરણ બ્રહ્મને, પાય પડુંછું વારંમવાર,
શબ્દ બ્રહ્મને બેઉ કરે, કરૂં બીજો નમસકાર;
પાય પડી ઇશ્વરોને નમું, સદાશ્રય લેઈ સરણે રમું,
છે જે અષ્ટાદશ પુરાણ, વેદમ વ્યાસ તણી તે વાણ;
જય જય સર્વ દેવ. ૧

તેમાંથી પાંચ પુરાણમાં, ગાયો પાંચ તણો મહીમાય,
આદ્ય કહ્યા તે પાંચને, વળી કરતાં કહ્યા તે ત્યાંય;
તેથી બહુ જીવ ભરમાઇ મરે, અન્યો અન્ય વિવાદો કરે,
કીયો પેહેલો ને કીયો પછી, એ વાતની રાઢ રહી છે મચી.
જય જય સર્વ દેવ. ૨

ગુણપતીના પુરાણમાં, કહ્યા છે પહેલા ગુણપતી;
શીવ પુત્ર ગણપતી તે નહી, એવી રાઢ ચાલે છે અતી.
જ્યાં જુઓ ત્યાં રાઢે રાઢ, પેઠી છે ધરમોમાં ધાડ;
ઉત્પતી સ્થીતીને લય ભણે, ગણેશ ગુણપતી એકજ ગણે,
જય જય સર્વ દેવ. ૩

બીજા શક્તિ પુરાણમાં, સહુથી પેહેલી કહી શકતી;
ઉત્પતી સ્થીતી લય કરે, એમ ભાંખી છે ભાવના ભગતી.
ત્રીજામાં ત્રીપુરારીથી થાય, અજન્મા એ આદય કેવાય;
ઉત્પતી સ્થીતી લય કરનાર, શીવપુરાણમાં ત્રીપુરાર;
જય જય સર્વ દેવ. ૪

ચોથા વિષ્ણુ પુરાણુમાં, વિષ્ણુ કહ્યા છે. આદી;
ઉત્પતી સ્થીતી લય કરે, એમ ગુણુ ગાય સનકાદી;
સનકાદીક સરખા વદે વાણુ, પાંચમું છે આદીત પુરાણુ;
આદય તે આદીત ઉત્પતી કરે, સ્થીતી રાખે વળી પરહરે.
જય જય સર્વ દેવ. ૫
તે રાઠ વિશ્વની ભાગવા, કરૂ સંક્ષેપે વરણુન;
વાંચતા શબ્દો વિચારજો, ઝીણી બુદ્ધીથી સહુ જન,
જીણી બુદ્ધિનો વિચાર, સમજવાનો છે બહુ સાર;
પાછળ વાંચેલું રાખવું યાદ, તો આ વાતમાં પડશે સ્વાદ,
જય જય સર્વ દેવ. ૬
ઉત્પતી કહી છે વિશ્વની, તેમાં આવી ગયો છે સાર;
પ્રલયના પ્રકારમાં, સમજાવ્યો છે વિસ્તાર.
તે વિસ્તાર વિચારો ફરી, વાંચતાં શંકા જશે નીસરી;
બ્રહ્માનો દન પુરો થાય, તવ ત્રીલોકનો નાશ ગણુાય.
જય જય સર્વ દેવ. ૭
બ્રહ્માની રાત્રી ગયે, થાય બ્રહ્માનો પરભાત;
ત્રીલોકી જગ્ત નીપજે, હતું પ્રથમ તે સાક્ષાત;
પ્રથમ જગ્ત હતું તે થાય, તે બ્રહ્માનો કલ્પ કહેવાય;
તેમાં પ્રથમ સુર્ય પ્રકાશ, તેથી આદીત આદય તપાસ;
જય જય સર્વ દેવ, ૮
જગ્ત દેખાયું આદીતથી, તેથી ઉત્પત્તી ગણુાય.
સુર્યમાં સ્થીત રહે સહુ, માટે સ્થીતી પણુ કેહેવાય.
બ્રહ્માની રાત્રી પડે જ્યારે, શસ્ત્રકળા સુર્ય તપે ત્યારે;
તે તપવાથી પ્રલ્લે થાય, તે માહા નીમત પ્રલ્લે ગણુાય,
જય જય સર્વ દેવ. ૯
તેથી સુર્ય પુરાણુમાં, કહ્યો સુર્ય થકી સંસાર;
હવે વિષ્ણુ પુરાણુનો, સમજાવું સરવે સાર.
બ્રહ્માનાં સો પુરાં થાય, તવ વિષ્ણુનો પોહોર ગણુાય;
તેવા પોહોરના હીસાબે દન, દન વિત્યે રાત્રી પાવન.
જય જય સર્વ દેવ. ૧૦
રાત્રી વીતી જાય એટલે, વિષ્ણુ જાગૃત થાય;
તવ બ્રહ્મા સજીવન બને, એટલે સ્રષ્ટી રચાય.
રચાય સ્રષ્ટી તે વિષ્ણુનો કલ્પ, શીવની ઘડીમાં તેથી તે અલ્પ;

એ રીતે ઉત્પતી વિષ્ણુથી કહી, કહ્યું છે તેમાં ખોટુ નહી.
જય જય સર્વ દેવ. ૧૧
સો વર્ષો વિષ્ણુ તણાં, તવ શીવની ઘડી થાય;
ઘડીને હીસાબે દન છે, પછી રાત્રી કેવાય.
રાત્રી પડે તવ વિષ્ણુ લય, બ્રહ્માદિક સ્રષ્ટી સહુ ક્ષય;
શીવનાં સો વર્ષમાં કેટલી વાર, વિષ્ણુને વિષ્ણુ તણો સંસાર.
જય જય સર્વ દેવ. ૧૨
શીવના દનના હીસાબથી, સત વર્ષ શીવનાં થાય;
તે સોયે શકતી તણી, એકજ પળ કેહેવાય.
તેવી પળે પળે શીવજી બને, તેને શીવનો કલ્પજ ભણે;
તે શીવથી ઉત્પત્તી લય, સમજી થાઓ નીર સંશય.
જય જય સર્વ દેવ. ૧૩
એક એક પળ શક્તિ તણી, તે પળે શીવ નીરધાર;
શીવ તણી ઘડી ઘડી, વિષ્ણુ બ્રહ્મા સુર્ય સંસાર.
શકતિની પળને હીસાબે દન, દનને હીસાબે સો વર્ષ પાવન.
તેવાં સો વર્ષે શક્તીનો લય, તે વેળા વિષ્ણુનો ક્ષય.
જય જય સર્વ દેવ. ૧૪
શક્તીના સો પુરાં થયે; ગુણપતીની વિપળ એક;
વિપળના હીસાબથી, ગણો સગુણ દન વિવેક.
સગુણનો દન પુરણ થયે, તે પછી તેની રાત્રી ગયે;
દીવસ થતાં શકિત થાય, તે સંગ શીવ વીષ્ણુ સર્વ રચાય.
જય જય સર્વ દેવ. ૧૫
એ રીતે દનના હીસાબથી, ગુણપતી વર્ષ સો થાય.
તવ ગુણપતી જાય મુળમાં, સત વર્ષ તે કુંભક માય.
પછી રેચક મુળનો થાય, ગુણપતી તવ આહાર પળાય.
આહાર આવીને ઈચ્છા કરે, વિશ્વ આપમાંથી નીસરે.
જય જય સર્વ દેવ. ૧૬
તે કલ્પ ગુણપતી તણો, કેહે છે તે નહી જુઠ;
ન સમજયે શંકા કરે, તેને જાણવો બુદ્ધીનો બુઠ.
બુદ્ધી વીનાનો સમજે નહી, શંકા કરે પાંચ પુરાણ મહી;
સત્સંગ વીના સમજયો ધુળ, જ્ઞાનવણ વિદ્યા નહી અનુકુળ.
જય જય સર્વ દેવ. ૧૭
મહાત્મા પુરૂષો લખી ગયા, ભાઇ તે કેમ ખોટું હોય;
નોહોતો સ્વાર્થ કાંઈ એમને, તે જાણો છો સહુ કોય.

તે સરવે જન જાણો છો સત્ય, તેમ છતાં કેમ તાણો મત.
મત તાણ્યામાં નાસ્તીક થશો, લક્ષ ચોરાશીમાં ચાલ્યા જશો.
જય જય સર્વ દેવ. ૧૮
વિષ્ણુનો અવતાર વ્યાસજી, તેનું કેહેવું ન ખોટું હોય;
જીણી બ્રદ્ધીથી જોયા વીના, કરતા શંકા સહુ કોય.
શંકા કરે છે સમજ્યા વીણુ, કળીના કીંકર કરમહીણ,
વાંચી વાંચીને થયા વિદ્વાન, તેથી થયો વિદ્યા અભીમાન.
જય જય સર્વ દેવ. ૧૯
વિદ્યાના અભીમાનથી, વાંચે પણ ન કરે વીચાર;
શબ્દાર્થથી ભાવાર્થને, સમજી ન શક્યા તલભાર.
તલભાર સમજી શક્યા નહી, ખોળ્યા કરે વ્યાકરણો મહી;
કે'નારાનો હેતુ જાણ્યો ન જરા; ભણીને ભુલ્યા ખરેખરા.
જય જય સર્વ દેવ. ૨૦
ખરે ખરા ભુલા પડયા, પણ સાચા બોલે છે બોલ;
તે બોલને વીચારીને, નથી કરતા તેનો તોલ.
તોલ કરે તો બોલમાં મઝા, હરી કૃપા વણ ક્યાંથી કજા;
મુકી દે આપનો અભીમાન, જ્ઞાનીના સત્સંગે મળે જ્ઞાન.
જય જય સર્વ દેવ. ૨૧
વચન વેદમ વ્યાસનાં, વરતાયાં ત્રણ પ્રકાર;
રૂચક ભયાનક છે, ત્રીજુ યથાર્થ શુભ સાર.
તે ત્રણ વેણને સમજે જેહ, શંકા કદી કરે નહી તેહ;
સર્વ દેશી જેની વ્રત્તી નથી, વ્યાકરણ વિભકતીમાં મરે મથી.
જય જય સર્વ દેવ. ૨૨
શંકા પાંચ પુરાણની, સમજે તો સમાધાન;
તર્ક વિતર્ક મુકીને, એક વાતમાં દેવા કાન.
કાન દેઇને ધ્યાનમાં લેવું, મનન કરવામાં લક્ષ દેવું;
લક્ષ દેવાથી જ્ઞાને ચડે, અનુભવે તો વસ્તુ જડે.
જય જય સર્વ દેવ. ૨૩
વસ્તુતા જડે એટલે, પામે અભય પદ એ આપ;
જન્મ મરણ જાયે ટળી, વળી ટળે ત્રીવીધી તાપ.
આધી વ્યાધી ઉપાધી ટળે, અખંડ પદ આનંદમય મળે;
લક્ષ વીના વાચાર્થી ઘણા, વ્યાસ વદે નથી રહી મણા.
જય જય સર્વ દેવ. ૨૪

જે ભાઇ પાંચ પુરાણોનું આનીરૂપણ કર્યું તે રીતે સમજે તો શંકા રહેજ નહી. વળી ઉપરના પદથી ન સમજાય તો આ નીચે પ્રમાણે સમજો, જ્યારે આત્યંતીક પ્રલય થાય છે. ત્યારે વ્યકતીયો એટલે ચરાચર પ્રાણીયો વ્યકતમાં એટલે પરબ્રહ્મ જે માયા વશીષ્ટ પરબ્રહ્મ જે એમ ઉપર માત્રા છે તેમાં સુક્ષમ વસ્તુ થઈ સમાઇ જાય છે, તે વ્યકતના તત્વ ગુણી શરીરમાં કીયે કીયે સ્થળે જઈ રહે છે તેનો ખુલાસો વિજ્ઞાન વલ્લભ નામના પુસ્તકમાં કરેલો છે. તે જોવાથી સમાવેશની શંકા નિવર્ત થશે, એ રીતે સર્વ વ્યકતીયો વ્યક્તના તત્વગુણી શરીરમાં સમાયા પછી વ્યક્તનો જ્ઞાન ચૈતન્ય આત્મા તત્વગુણી શરીરના ઉપર આચ્છાદન થઈ જાય છે. જેમ આપણી જાગ્રત અવસ્થામાં શરીર સહીત છીયે એમ જાણીએ છીયે ને જોઇએ છીએ તેના ઉપર સુસુપ્તી અવસ્થા એટલે નીંદ્રા છવાઇ જાય છે. તે વેળા આપણુ નથી તેમ આપણુ શરીરે નથી એ રીતે નીંદ્રા છવાઈ જાય છે. તેમજ વ્યકતાત્મા તે વ્યક્તના શરીર ઉપર છવાઇ જાય છે તે પછી તે વ્યક્ત અવ્યક્ત જે પરમાત્મા તેમના પોરકની આખરે તેમાં એટલે પરમાત્મામાં જાય છે. તે પરમાત્માના રદયાકાશમાં ન્યારૂં ને ન્યારૂં રહે છે કારણ કે વ્યક્તમાં કર્મ સંચીતને પ્રારબ્ધથી બંધાએલી વ્યકતીયો વીકારવાળી હોય છે માટે તે એક રસ થઇ જતું નથી ને ન્યારૂજ રહે છે. કારણ કે વ્યકતાત્માની અંદર વીજાતી જે માયા તે રહેલી છે માટે એક રસ થતુ નથી ને જેમ જળમાં પથરનો કાંકરો પડે છે તેના ઉપર નીચે આશપાસ જળ રહે છે તેમ તે વ્યક્ત પરમાત્મામાં રેહે છે. પણ એક રસ થતું નથી, જો સ્વજાતિ હોય તો જેમ સાકરનો કે મીઠાનો કાંકરો જળની સાથે એક રસ થાય છે તેમ એક રસ થઈ જાય પણ માયા સહીત જે વ્યક્તીયો વીજાતી છે માટે તે વ્યક્ત એક રસ થતુ નથી ને ન્યારૂં રેહે છે. તે વ્યક્ત પરમાત્માના કુંભક સુધી તેમાં જાગ્રત અવસ્થાયે રેહે છે. તે પરમાત્માનો કુમ્ભક પુરો થઇને રેચક થવાના આરંભમાં એ વ્યક્ત રેચક થતાની સાથે પેહેલુંજ બહાર નીકળે છે. તે સમે વ્યક્તને સ્વપ્નાવસ્થા થાય છે. તે સ્વરૂપનું આત્મ તત્વ વ્યક્તના શરીરમાં પોતાના અધીષ્ટાને રેહે છે ને શરીરનો દેખાવ થાય છે. તે પરબ્રહ્મ જે વ્યક્ત તેની સ્વપ્નાવસ્થામાં પ્રથમ એમ બોલે છે જેમ આપણુ સ્વપ્નમાં લવારી કરીયે છીએ એટલે બોલીયે છીયે તેમ તે બોલે છે. તેમાં પેહેલો ઉચ્ચાર એવો નીકળે છે કે ॐ **एकोहं बहुस्याम.** એટલે અકાર ઉકાર ને મકાર સહીત જે હું એક હું તે બહુ રૂપે થાઉં એવી ઇચ્છા સહીત ઉચ્ચાર થતામાં જે અકાર ઉકાર ને મકારનું વિશ્વ જે પોતામાં સમાયું હતું તે વિશ્વ વ્યક્તીઓ પોતાના ગુણ કરમે હતી તેવી ઉત્પન થઈ તે રીતે વિશ્વ બની ગયું. તે વિશ્વ અકારમાં ઇશ્વરકોટી મકારમાં દેવકોટી ઉકારમાં જીવકોટી એ રીતે જેમ વિશ્વ હતુ તેવું થયું,

તેમાં ઉંકારને મકાર તે બ્રહ્માની સૃષ્ટી કેહેવાઇ તે બ્રહ્માની સૃષ્ટીમાં આગેવાન સુર્ય છે. તેથી સુર્યની સૃષ્ટી ગણાય છે. કેમ કે ઉકાર અને મકાર તે પર પ્રકાશીત છે એટલે તે સુર્યના પ્રકાશે પ્રકાશીત છે. માટે પ્રથમ સુર્ય અને સુર્યવડે સૃષ્ટી પ્રકાશીત થાય છે માટે સુર્યને પ્રથમ ગણીને સુર્ય પુરાણમાં સુર્યથી સૃષ્ટીની ઉત્પત્તી સ્થીતીને લય ગણ્યો છે. એ રીતે ગણુવાથી સુર્ય પુરાણમાં પ્રથમ સુર્યને સુર્યથી ઉત્પત્તી સ્થીતિને લય લખ્યો છે. હવે વિષ્ણુ પુરાણનો ખુલાસો બ્રહ્માનાં સો વરસે બ્રહ્માનો નીમીત પ્રલય થાય છે જેને પ્રથવી પ્રલય કહેવાય છે. તે બ્રહ્મા વિષ્ણુના પોહોર પોહોર ને આંતરે ઉત્પન થાય છે. ને તે પોતાની સૃષ્ટી સમજે છે. પણ વિષ્ણુના પોહોરમાં થાય છે તેને વિષ્ણુ કલ્પ કેહેવાય છે. વિષ્ણુના સો વરસે શીવની ઘડી ગણાય છે. તે ઘડીયોમાં વિષ્ણુ વારંવાર પ્રકટ થાય છે તે વિષ્ણુના પોહોરોમાં બ્રહ્માને બ્રહ્માની સૃષ્ટી થાય છે. તેથી વિષ્ણુ કલ્પ કહેવાય છે. તે કલ્પમાં આદ્ય વિષ્ણુ અને વિષ્ણુથી સૃષ્ટીની ઉત્પત્તી સ્થીતીને લય ગણીને વિષ્ણુ પુરાણમાં વિષ્ણુથી ઉત્પત્તી સ્થીતિ ને લય લખ્યો છે. એજ પ્રમાણે શક્તીની પળોના અંતરાયે પ્રથમ શીવ થાય છે તેથી આદ્ય શીવને શીવથી સૃષ્ટીની ઉત્પત્તી સ્થીતિ ને લય શીવપુરાણમાં લખ્યો છે. તેજ પ્રમાણે વ્યક્ત પુરૂષ જે શબ્દ બ્રહ્મ માયા વ્યસીષ્ટના વિપળના અંતરાયે પ્રથમ શક્તી થાય છે તેથી આદ્ય શક્તિને શક્તિથી ઉત્પતી સ્થિતી ને લય એવું શક્તિ પુરાણમાં લખ્યું છે. તેજ રીતે પરમાત્માના પ્રાણાયમમાં જે માયા વશીષ્ટ શબ્દ બ્રહ્મ જેને અક્ષરબ્રહ્મ ત્રણ ગુણના પતી જેને ગુણપતી કહીએ છીએ તે આદ્ય અને તેનાથી ઉત્પતી સ્થીતી ને લય ગુણપતી પુરાણમાં લખ્યો છે, એ રીતે પાંચે પુરાણોમાં લખેલી બીના સત્ય છે. પણ અજ્ઞાની જીવો જ્ઞાનવાનોનો સત્સંગ કરી જ્ઞાન મેળવતા નથી તેથી અજ્ઞાન રહી કુતર્ક વડે ખરા લેખોને ખોય પાડવા શંકાયો કરે છે,

હવે હે મોક્ષના ઇચ્છનારા મોક્ષેચ્છુભાઇ, જો કે; પરમેશ્વર, વિશ્વેશ્વર ને ઇશ્વર સબંધી આ સઘળાં નીરૂપણ કર્યા તેજ યથાર્થ જ્ઞાન છે; અને તેજ જ્ઞાન મોક્ષનો હેતુ છે. માટે મોક્ષના ઈચ્છનારાએ કોઇને પ્રષ્ણો પુછવા તે પરમેશ્વર સબંધી પુછવાં બાકી પુરાણોના કે શાસ્રાના કે રામાયણ ભારતાદીક ઈતીહાસોના પ્રષ્ણો પુછવા નહી શાથી કે તે હકીકતો મોક્ષનો હેતુ નથી, કેમકે મોક્ષરૂપ તો પરમાત્મા છે માટે તે સબંધી જે જે પુછાય તે મોક્ષનો હેતુ છે; ને પરમાત્મા શિવાય બીજું એકકે પદારથ મોક્ષરૂપ નથી; તેમ અખંડ, અચળ ને અવીનાશ નથી; માટે તું તે મોક્ષ રૂપનું જ્ઞાન ગ્રહણ કર.

મોક્ષેચ્છુ—હે મહારાજ આપે પરમેશ્વરના સ્વરૂપને યથાર્થ જાણવા જેવાં નીરૂપણ કર્યા તેથી હું સ્પષ્ટ સમજ્યો પણ સઘળા નીરૂપણને ટુંકા મતલબથી ભેગાં કરીને કહો.

**વ્યાસજી**—જો ભાઇ જ્યારે વિશ્વનો લય થાય છે ત્યારે એકલા પરમેશ્વર જેને અમે પરમાત્મા, પરમબ્રહ્મ, સત્ચીદાનંદ, અખન્ડાનંદ, પુરણબ્રહ્મ, કહીએ છીએ તે મુળ બ્રહ્મ રહે છે. ને આ વિશ્વ જે માયાનું છે તે માયાનું વિશ્વ ટળી માયા રૂપે થાય છે જેમ વ્રક્ષ ટળી જાય છે પણ તે બીજ રૂપે થાય છે તે બીજ ટળતુ નથી (નાશ પામતુ નથી) જો નાશ પામે તો ફરીથી તે જાતીનું વ્રક્ષ વિશ્વમાં થાય નહી. જેમકે ઘણુંક વ્રક્ષ ચોમાસામાં થાય છે તે ચોમાસુ વિત્યા પછી રેહેતું નથી પણ બીજ પૃથ્વીમાં પૃથ્વીને મળી પૃથ્વી જેવાં થઈ રેહે છે; તે બીજ પાછા ચોમાસામાં ઉગી નીકળી વ્રક્ષ રૂપે થાય છે તે ચોમાસુ વિત્યા પછી વ્રક્ષ નાશ પામતું છે પણ અવ્યવ તથા અંકુર ભરેલું બીજ નાશ પામતુ નથી તેમ આ વિશ્વનો દેખાવ નાશ પામે છે; પણ વિશ્વ બીજ માયાને જીવ તે કોઈ કાળે નાશ પામતાં નથી. કેમકે માયા અક્ષર છે માટે--કદી કોઇ એમ કેહેશે કે માયાનું નામ અક્ષર નથી એતો પરમેશ્વરનું નામ છે? તો જો ભાઈ પરમેશ્વરનું નામ તો અક્ષરાતીત છે એટલે અક્ષરથી જુદા તેનું નામ અક્ષરાતીત છે એટલે અક્ષરથી જુદા તેનું નામ અક્ષરાતીત છે જો અક્ષર નામ પરમેશ્વરને ધારીયે તો પછી અક્ષરાતીત પરમેશ્વરથી કોઈ બીજો હોવો જોઇએ માટે પરમેશ્વર છે તે તો અક્ષરાતીત છે, ને માયા છે તે અક્ષર છે. અક્ષર એટલે નાશ ન પામે તેનું નામ અક્ષર છે, ને નાશ પામે તેનું નામ ક્ષર છે. જેમ બીજથી થયેલું કાષ્ટ પત્રાદીક વ્રક્ષનો જે દેખાવ તે ક્ષર છે માટે ક્ષર અને અક્ષરથી જુદા તે અક્ષરાતિત છે. તે અક્ષરાતીત પરમેશ્વર છે. હવે જે માયા બીજ તે અક્ષર છે ને માયા બીજનું વ્રક્ષ તે આ વિશ્વ છે તે વિશ્વ ક્ષર છે એટલે નાશવાન છે. પણ જેમ વ્રક્ષ બીજ અક્ષર છે તેમ વિશ્વ બીજ માયા તે અક્ષર છે તે અક્ષર માયા મુળ બ્રહ્મમાં મુળ બ્રહ્મના રૂપે રૂપ થઈ રહે છે, જેમકે આપણામાં નીંદ્રા તે આપણી જાગ્રત અવસ્થામાં જાગ્રત રૂપે થઇને રહે છે. ને નીંદ્રા રૂપે નીંદ્રા રેહેતી નથી તેમ તે મુળ બ્રહ્મના રૂપે રૂપ થઇને રેહે છે. પછી પાછી તે માયા કાળે કરીને (વખતે કરીને) પાછી પોતાને રૂપે થાય છે. જેમ નીંદ્રા, (શુશુપ્તી) થવાને સમે નીંદ્રા પોતાને રૂપે થાય છે તેમ તે માયા માયાને રૂપે થાય છે એટલે વિશ્વરૂપે થાય છે. જેમ વ્રક્ષના બીજમાં વ્રક્ષના સહુ અવ્યવો એટલે કાષ્ઠ પાંદડાં, પુષ્પ, ફળ જેમ હોય છે તેમ આ બધુ વિશ્વ માયા બીજમાં હોય છે તે બીજમાંથી વૃક્ષરૂપ વિશ્વ પ્રગટ થાય છે. તેમ પાછું તે વૃક્ષરૂપ વિશ્વ ટળી બીજ રૂપ થાય છે. તે વાત નીરશંશય છે. કેમકે તે માયા કાળે કરીને તથા સ્વભાવે કરીને એમ અનાદીથી થાય છેજ જેમકે ગ્રત (ઘી) કાળે કરીને અને સ્વભાવ કરીને જેમ ઠરે છે ને ઉષ્ણ પણ થાય છે તેમાં

માયાનો પણ થવા જવાનો અનાદીનો સ્વભાવ છેજ ને તે થાય છે અને જાય છે તેનું પ્રમાણ આ ગ્રંથમાં વિશ્વની ઉત્પત્તીના નીરૂપણમાં આપેલું છે.

હવે મુળ માયા જે વિશ્વ બીજ તે વિશ્વરૂપી વૃક્ષનું થડ છે તે વિશ્વેશ્વર છે. ને થડથી થયેલાં જે ડાળાં તે ઇશ્વરો છે ને ડાળાંથી થયેલાં પાંખડા તે ઇશો છે. ઇશો (દેવલોક) જે ઇંદ્ર, ચંદ્ર, વરૂણ, અગ્ની, વાયુ, વિગેરે જે દેવતા છે તે અને પત્ર, પુષ્પ, ફળ રૂપી આ બધું જગત છે. આ રીતે વિશ્વ છે અને તે વિશ્વનું મુળ તે પરમેશ્વર છે જેમ થડ તથા ડાળાં, ડાળી વિગેરે પૃથ્વીને આધારે છે તેમ માયા પરમેશ્વરને આધારે છે. વળી માયા જડ તથા અજ્ઞાન અને અચૈતન્ય છે. તેમાં પરમેશ્વરની જ્ઞાન ગતીને ચૈતન્ય ગતી પડવાથી તે જ્ઞાનવાન ને ચૈતન્યવાન થાય છે; વળી માયા (પ્રકર્તી) તે નારી જાતી છે ને પરમેશ્વર પુરૂષ છે તેમની તે માયામાં ગતી પડી તે ગતી પણ પુરૂષ છે એ બેઉ ભેળાં થવાથી તે ચૈતન્ય એટલે સજીવન થયેલી મુળ માયાનું જે સ્વરૂપ બંધાયું તેનું નામ પ્રકર્તી પુરૂષ છે. વળી તે સગુણ બ્રહ્મ કેહેવાય છે, કેમકે તે માયાનું સ્વરૂપ છે તેમાં માયાના ત્રણે ગુણનું તત્વ છે. માટે તેને સગુણ બ્રહ્મ કેહે છે; વળી તે સ્વરૂપ વિદ્યા માયાનું એટલે સુધ માયાનું ને મુળ બ્રહ્મની સત્તાવડે તે સ્વરૂપથી વિશ્વ થયું નથી તેથી તેમનું નામ વિશ્વેશ્વર છે, અને તે સ્વરૂપને વેદમાં શસ્ત્ર શીરષા કેહે છે. તેમ લોકો જે હજાર હાથનો ધણી કહે છે તે પણ તેજ સ્વરૂપને કેહે છે. સગુણ બ્રહ્મ જે કારના ચીત્રમાં બીજું સ્વરૂપ જે માત્રા છે તેને કેહે છે. વળી તે સ્વરૂપને વેદ નારાયણ પણ કેહે છે, હવે એ સગુણ બ્રહ્મ તે આ વિશ્વનું બીજ છે. તેમાંથી આ વિશ્વ થાય છે તેમ તેમાં જાય છે. પાછું તેમાંથી થાય છે. એ રીતે આ વિશ્વનો અનાદીથી રેંટ ચાલે છે તે નીરસંશય વાત છે.

હવે જેને સૌ લોક ઈશ્વર કેહે છે તે બ્રહ્મા, વિષ્ણુ, શીવ, શક્તિયો ચતૃભુજ અધીપતી છે, તેને કેહે છે; ને તે ઈશ્વર છે. તે ઈશ્વરો સત્વગુણી માયાના સ્વરૂપ છે ને જે રામ કૃષ્ણાદીક અવતારો થાય છે તે સગુણ બ્રહ્મમાંથી ઇશ્વર દ્વારાએ સગુણ બ્રહ્મના અંશોને ઈશ્વરોની કળાયોને લેઇને થાય છે. તેમાં કોઈ અવતાર દશ કળાએ ને કોઇ પંદર ને કોઈ સોળ કળાના થાય છે. જો જે અવતારો થાય છે તેજ આપોઆપ ઇશ્વર કે વિશ્વેશ્વર અવતાર લેતા હોય તો કોઇ અવતારો ઓછા વત્તિ કળાના હોવા જોઈએ નહી. ને તેજ અવતાર લેતા હોય તો કૃષ્ણ પણ ઇશ્વરનો અવતાર છે, તેમ નારદજી પણ ઈશ્વરનો અવતાર છે ત્યારે તે બેઉ અવતારો સાથે કયાંથી થયા ઇશ્વર તો એક તેના બે કયાંથી થયા. કદી કેહેશો કે પહેલા કૃષ્ણ હતા ને પછી નારદ થયા. તો શું નારદજી કૃષ્ણમાંથી નીકળ્યા કદી પહેલા નારદ પછી કૃષ્ણ થયા એમ કેહેશો તો શું નારદમાંથી

કૃષ્ણ નીકળ્યા. વારૂ કદી એ તો એક એકમાંથી નીકળ્યા માનીએ તો વૈકુંઠવાશી તથા અક્ષરવાશી તેજ પોતે પ્રથ્વીમાં આવ્યા તે વેળા અક્ષરધામ કે વૈકુંઠધામ ઇશ્વર વિના ખાલી હતું કે ત્યાં ઈશ્વર હતા. જો ખાલી રહ્યું કેહેશો તો ઘણા ગ્રંથોથી વિરૂદ્ધ પડશે. ને તે ધામોમાં તે હતા એમ કેહેશો તો અવતારો તેમના અંશ થયા એમ સિદ્ધ થાય છે માટે તે અવતારો તેજ પોતે ઈશ્વર નથી એ તો ઈશ્વરી અંશો છે તે અવતારી ઇશ્વરો મધ્યસ્થ માયાનું સ્વરૂપ છે.

હવે ઇશ્વરો વિના જે સર્વે પ્રાણી તે અવિદ્યા માયાના છે. ને અવિદ્યામાં લીન થએલા તે જીવ જાણવા. મધ્યસ્થ માયામાં લીન થએલા તે આત્મા જાણવા ને વિદ્યા માયામાં લીન થએલા તે અંશાત્મા એટલે બ્રહ્મ જાણવા. હવે અંશાત્મા તથા જીવાત્મા તથા આત્માના લક્ષણો સાંભળ. તેમ વિદ્યા માયાનાં, મધ્યસ્થ માયાનાં, ને અવિદ્યા માયાનાં લક્ષણ સાંભળ. વિદ્યા માયાના નિવાશીનું લક્ષ, બાર આની મુળ સ્વરૂપમાં રહે છે ને ચાર આની વ્યવહારમાં રહે છે.

વળી મધ્યસ્થ માયાના નિવાશીનું લક્ષ, આઠ આની વ્યવહારમાં ને આઠ આની મુળ સ્વરૂપમાં રહે છે.

વળી અવિદ્યા માયાના નિવાશીનું લક્ષ, ફક્ત એકલા વ્યવહારમાંજ રહે છે. એજ રીતે વિદ્યા માયાના નિવાશી તે અંશાત્મા બ્રહ્મ છે. ને મધ્યસ્થ માયાના નિવાશી તે આત્મા છે ને અવિદ્યા માયાના નિવાસી તે જીવાત્મા (જીવ) છે.

વળી વિદ્યા માયાને મધ્યસ્થ માયા બેની સંધીના માયાના તથા મધ્યસ્થ માયા ને અવિદ્યા માયાની સંધીના પણ જુદા જુદા પ્રકાર થાય છે, પણ ગ્રંથ સંકોચનથી લાંબુ વિવેચન કરતા નથી, આ કહ્યું એ રીતે વિશ્વેશ્વર ઈશ્વર ને વિશ્વ છે.

હવે આ વિશ્વના પ્રાણીઓએ જે મુળ રૂપ મોક્ષ રૂપ પરમેશ્વર છે તેના પદને પામવા તે સ્વરૂપનું યથાર્થ જ્ઞાન મેળવવું. તે જ્ઞાન વિજ્ઞાની અનુભવી પુરૂષના સમાગમ વિના પ્રાપ્ત થતું નથી તેમ તે સ્વરૂપનો પાર પમાતો નથી.

મોક્ષેચ્છુ—હે મહારાજ તમે પરમેશ્વરના સ્વરૂપનો પાર પામવાનુ કહો છો. પણ વેદ તો પરમેશ્વરને અમાપી કેહે છે. ત્યારે પરમેશ્વરનો પાર પમાય તો તે માપમાં આવે. માટે આપનું કેહેવું વેદ વીરૂદ્ધ છે. વળી ઘણે ઠેકાણે એમ સાંભળ્યું છે કે કોઇ પરમેશ્વરનો પાર પામ્યા નથી ને કોઇ પામશે પણ નહી વળી વેદ પણ પાર પામ્યા નથી, તો તમો પાર પામવાનુ કોહો છો તે સંભવતુ નથી.

વ્યાસજી—જો ભાઈ વેદ તથા જ્ઞાની પુરૂષો પરમેશ્વરને અમાપી (માપમાં આવે નહિ તેવા) કહે છે ને તેનો પાર પામ્યા નથી ને પામે પણ નહી. એમ કેહે છે તે ખરૂં છે. એ તો વેદનો તથા જ્ઞાની પુરૂષનો કેહેવાનો જે

ભાવાર્થ છે તે ખરો છે. પણ હાલના જે પ્રાણી વેદના વચનથી જેમ તેં કહ્યું તેમ સમજે છે તે ખોટું છે. જો પરમેશ્વરનો પાર પમાય નહિ, એટલે પરમેશ્વરના સ્વરૂપને યથાર્થ જાણી શકાય નહિ. ત્યારે તો કોઇને પરમેશ્વરનું જ્ઞાન થયું સંભવે નહિ. તેમ થાય તે સંભવે નહી ને જ્ઞાન ન થયું તો મોક્ષ પદની પ્રાપ્તી થાય નહિ. તો પરમેશ્વર સંબંધી મેહેનત કરવી તે મિથ્યા છે. માટે જો ભાઇ તાહારા સમજવા પ્રમાણે ને તારા કેહેવા પ્રમાણે જે પ્રાણીઓ સમજતા હોય ને કેહેતા હોય તે ખોટું છે. અને વેદ તથા જ્ઞાની પુરૂષો કેહે તે તેમનો કેહેવાનો ભાવાર્થ જુદો છે, ને તને કહુ છું. જો ભાઈ પરમેશ્વરના સ્વરૂપનો ને ગુણનો પાર પમાય નહિ એમ વેદનો કે જ્ઞાની પુરૂષોનો કેહેવાનો હેતુ નથી. એમનો કેહેવાનો હેતુ એવો છે કે પરમેશ્વરની ગતિનો પાર પમાય નહિ. જેમકે સુર્યનો પ્રકાશ કેટલે સુધી છે ને ક્યાં ક્યાં છે ને કેવડો છે તે પાર પમાય નહિ. પણ સુર્યના સ્વરૂપનો તો જેમ ખગોળના જાણુવાવાળા પાર પામે છે કે સૂર્ય આવડો છે કે આવડો છે એમ પાર પામે છે, પણ ગતિનો પાર પમાય નહી. અને વેદ તથા જ્ઞાની પુરૂષો પરમેશ્વરના સ્વરૂપનો પાર પામે છેજ. એટલે પરમેશ્વર નિરાકાર છે કે સાકાર છે કે સગુણ છે, કે નીરગુણ છે કે કરતા છે કે અકરતા છે માયા રહિત છે કે માયા સહિત છે. આણંદ રૂપ છે કે ચીંત્તાતુર છે. એ વિગેરે એવું એવું જાણવું તેજ પાર પામવાનો છે, એટલે જાણવાનું છે. વળી વેદ પરમેશ્વરને અમાપી કહે છે તેનો કેહેવાનો હેતુ પરમેશ્વરની ગતી ઉપર છે. કે પરમેશ્વરની ગતિ જે વિશ્વમાં રહેલી છે તે માપમાં આવે તેવી નથી; માટે અમાપી છે એમ કેહે છે. વળી તે અકળ એટલે કળી શકાય નહી તેથી અકળ ગતી કેહેવાય છે. ને તે ગતીને અપાર ગતી ગતી છે. અગાધ ગતી છે એમ કહેવાય છે.

વળી વેદ તથા ઘણા પ્રાણીઓ એમ કેહે છે કે પરમેશ્વર વાણીમાં આવે તેવા નથી. જો ભાઈ આ વચન કેવું અસંભવીત છે જો વાણીમાં આવે નહી તો સ્મણ કોનું કરવું, ને પરમેશ્વર કે બ્રહ્મ તે વીગેરે નામ વાણી વીના ક્યાંથી ધારણ થયાં, અને તે પરમેશ્વર વાણીમાં તો આવેજ નહી, ત્યારે આપણને જ્ઞાનીજન જ્ઞાન શાનુ કરે ને વાણી વિના તો કોઇથી કોઇને જ્ઞાન થાય પણ નહી, તેમ તે જ્ઞાનના કરનારા જ્ઞાનીને પણ વાણી વીના કોણે જ્ઞાન કર્યું ને વાણી વીના શું સાંભળ્યું તે જ્ઞાન થયું. આ રીતે આ વચન પણ સંભવીત છે. પણ વેદનું જ્ઞાની પુરૂશોનું કેહેવું તો ખરૂ છે, ખોટું નથી, પણ હાલના અજ્ઞાની પ્રાણી વાણીમાં પરમેશ્વર ન આવે એમ કહી મુમત પકડે છે તે ખોટું છે. હવે વેદ તથા જ્ઞાની પુરૂષો પરમેશ્વર વાણીમાં ન આવે એમ કહે છે તેમનો કેહેવાનો હેતુ (ભાવાર્થ) કહું છું જો વેદે તો પરમેશ્વરની ગતિ વિશે કહેલું

છે, કેમકે પરમેશ્વરની ગતી આટલે સુધી છે કે આવડી છે તે કેહેવાઈ શકે તેવી ને તેવડી નથી ને તે ક્યાં સુધી છે. તે પણ કળી શકાય નહી. ને કળી શકાય નહી તો તે કહી શકાય પણ નહી. માટે વાણીમાં આવે એમ નથી; આ હેતુથી ગતી ઉપર દ્રષ્ટી રાખીને વેદે કહ્યું છે, કે વાણીમાં આવી શકે નહી. આવાં આવાં તો વેદના ઘણા વચનોના ભાવાર્થ સમજવા યોગ્ય છે, તેમ છતાં ભાવાર્થ નહિ સમજતાં અજ્ઞાની પ્રાણીયો વચનોને બાહાજી રેહે છે તેથી તેઓને યથાર્થ જ્ઞાન થતું નથી.

મોક્ષેચ્છુ—હે માહારાજ ગતીનો પાર પામવાનો ને ગતિ વાણીમાં આવે નહિ, એમ વેદનો હેતુ હોય તો વેદે સ્પષ્ટ ઉઘાડું શા માટે કહ્યું નહિં કે પરમેશ્વરની ગતી ઉપર દ્રષ્ટી રાખીને કહું છું.

વ્યાસજી—જો ભાઇ વેદે તો પરમેશ્વરની ગતિ ઉપર દ્રષ્ટી રાખીને કહ્યું છે, તે વેદનું કેહેવું તો સ્પષ્ટ ઉઘાડુ જ છે. પણ અજ્ઞાનીથી તે વેદના વચનોનો હેતુ સમજાતો નથી, એટલે સવળુ ભાસતું નથી તેમાં વેદ શું કરે. જેમકે.

## દ્રષ્ટાંત.

એક પિતાએ પુત્રને મરતી વેળા કહ્યું કે હે પુત્ર આપણી દસ કુમા, જમીન છે; તેમાં દસ રૂપીયા વાવીશ તો પાંચસો રૂપીયા ઉગી નીકળશે; એમ કહી તે મરણ પામ્યો. તે પછી તેના પુત્રે ખેતરમાં જઇને દસ રૂપીયા રોકડા વાવ્યા. પણ તે ઉગ્યા નહી જો દસ રૂપીયાનું અનાજ વાવ્યું હોત તો તેનું પાંચશે રૂપીયાનું અનાજ ઉગી નીકળત. એ પીતાનો કેહેવાનો હેતુ પીતાના મનથી ખરો ને ઉઘાડો હતો. ને દસ રૂપીયા વાવવાના કહ્યા પણ દસ રૂપીયાના અનાજ ઉપર દ્રષ્ટી રાખીને કહ્યું હતું પણ પુત્રે તે વચનનો તોલ નહી કર્યો તેમાં પીતા શું કરે.

## સિદ્ધાંન્ત.

જો ભાઈ ઉપરના દ્રષ્ટાંતના પિતાની પેઠે વેદે તો સ્પષ્ટ ને ઉઘાડું ગતી ઉપર દ્રષ્ટી રાખીને કહ્યું છે પણ ઉપરના દ્રષ્ટાંતના પુત્રની પેઠે અજ્ઞાની પ્રાણી સમજે તો વેદે સ્પષ્ટ ઉઘાડું કહ્યું છે.

વ્યાસજી—જો ભાઇ વેદે તો પરમેશ્વરની ગતી ઉપર દ્રષ્ટી રાખીને કહ્યું છે, તે વેદનું કહેવું તો સ્પષ્ટ ઉઘાડુજ છે. પણ અજ્ઞાનીથી તે વેદના વચનોનો હેતુ સમજાતો નથી, એટલે સવળુ ભાસતુ નથી તેમાં વેદ શું કરે.

હવે પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન ટુંકામાં સમજ.

૧ પરમેશ્વર માયાતીત છે. એટલે ત્રીગુણી ને ત્રીરૂપી માયાથી પોતે જુદા છે; તેમને કીંચીત માત્ર માયાનું અંજન નથી (સ્પર્શ નથી.)

૨ પરમેશ્વર જ્ઞાનાકર છે એટલે જ્ઞાનનું જ સ્વરૂપ છે, ને તે સ્વરૂપ નિરાકાર સાકારના નિરૂપણમાં સિદ્ધ થયું છે. માટે જ્ઞાનાકાર જાણો.

૩ પરમેશ્વર નિર્મળ ગુણે એટલે મળ વિનાના અનંત ગુણે સદગુણી છે. પણ ત્રીગુણે ત્રીગુણાતીત છે. માટે જ્ઞાનાકાર જાણો.

૪ પરમેશ્વર આનંદ રૂપ છે ને અખંડાનંદ ને પરમાનંદ છે.

૫ પરમેશ્વર સર્વ વિશ્વથી ન્યારો છે, ને તેમની જ્ઞાન ગતીને ચૈતન્ય ગતી વિગેરેની નિરદોશી ગુણની ભરેલી ઘણા પ્રકારની ગતીયો વિશ્વમાં વ્યાપીને રહેલી છે.

૬ પરમેશ્વર અકર્ત્તા છે. ને તેમની ગતી થી સહુ થઇ શકે છે.

હવે વિશ્વેશ્વરના સ્વરૂપનું જ્ઞાન ટુંકામાં સમજ.

૧ વિશ્વેશ્વર તત્વગુણી માયાએ માયા સહીત છે.

૨ વિશ્વેશ્વર તત્વગુણી માયાએ સાકાર છે. ( તત્વગુણી માયાનું સ્વરૂપછે.)

૩ વિશ્વેશ્વર માયાના ત્રીગુણે એટલે રજો, તમો ને સત્વ એત્રણે ગુણના તત્વથી સગુણ છે પણ તે તત્વ ગુણ વિકારને પામેલો નહી તેવા ગુણે સગુણ છે.

૪ વિશ્વેશ્વર વિશ્વાનંદ છે. એટલે વિશ્વનો જેને આનંદ છે. અને તે આનંદ કલ્પ સુધી છે,

૫ વિશ્વેશ્વરની માયા વિશ્વમાં ચરાચર વ્યાપી રહેલી છે.

૬ વિશ્વેશ્વર કર્ત્તા છે. એટલે વિશ્વની વ્યવસ્થા કરતા છે, ને અકર્ત્તા પણ છે. એટલે પોતે નવું કર્યું નથી તેથી અકરતા છે.

હવે ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન ટુંકામાં સમજ.

૧ ઇશ્વરો વિદ્યા માયાએ માયા સહીત છે.

૨ ઇશ્વરો વિદ્યા માયાના સ્વરૂપે સાકાર છે.

૩ ઈશ્વરોમાં વિષ્નું સાત્વીક ગુણી છે, ને બ્રહ્મા રજોગુણી છે ને શીવ તમોગુણી છે. વળી ઇશ્વરી ત્રૈણે ગુણ મીશ્રીત છે ને તે વિદ્યા માયાના ગુણો છે.

૪ ઇશ્વરોને પોતાના ઉત્તમ અધીકારનું ઉત્તમ સુખછે તેથી તે સુખાનંદ છે

૫ ઇશ્વરોની આમન્યા જગતમાં રહેલી છે ને ઉત્તમ યસ જગતમાં રહેલો છે તેમનો અધીકાર પણ રહેલો છે

૬ ઇશ્વરોની કોઇ પ્રાણીને સીક્ષા કરવી યા સહાયતા કરવી એવી સત્તા જગતમાં રહેલી છે.

હવે જગતના પ્રાણીઓ વિશે ટુંકામાં સમજ.

જગતને વિશે ત્રણ પ્રકારના પ્રાણી છે. એક તો અનુદભુત ને બીજો ઉદભુત, ને ત્રીજો અનુદા અનુદભુત એટલે જે જીવથી હલન

ચલન થઇ શકે નહી ને તે જીવને દુઃખ સુખનો અનુભવ પણ થાય નહી તેવા, જેમકે વ્રક્ષ તેમાં જીવ રહેલો છે પણ તેનાથી હલન ચલન ક્રિયા કે તેને સુખ દુખનો અતુભવ થતો નથી તેમ, વળી જેમકે આપણી શુશુપ્તિ અ-વસ્થા હોય છે તેવી જોકે શુશુપ્તિ અવસ્થામાં હલન ચલનાદિક કાંઈ ક્રિયા થતી નથી તેમ તે સમે સુખ દુઃખનો અનુભવ પણ થતો નથી. તેમ તે વ્રક્ષા દિકના જે જીવો તે શુશુપ્તિ અવસ્થાવાન છે. તેવા જીવતે અનુદભુત છે. બીજા ઉદભુત, એટલે જે જીવો હલન ચલનાદિક ક્રિયાઓ કરી શકે છે ને સુખ દુઃખનો અનુભવ થઇ શકે છે તેવા જીવ તે ઉદભુત છે તે જોકે પશુ, પક્ષી, કીટે, મનુશ, વિગેરે ઘણાક પ્રાણી ઉદભુત છે તે ઉદભુત જીવોમાં બે પ્રકાર છે, એક તો વ્યવહારીક જ્ઞાનવાળા જેમકે પશુ પક્ષી વગેરે જેને ફક્ત ખાવાનુ પીવાનું લઘુશંકાનુ, દસ્તનું, મૈથુનનું, નિદ્રાનું એવાં એવાં જે દેહનાં વ્યવહારીક જ્ઞાન છે. તે જીવો જીવ છે; અને જેને વ્યવહારીક જ્ઞાન છે તેમ પરમેશ્વર સંબંધીનું પણ જ્ઞાન છે તેવો જીવ તે આત્મા છે ને જે આત્મા છે તેજ પરમાત્માના પદને પામે છે. અને જીવ છે તે જીવ પરમાત્માનું જ્ઞાન સં-પાદન કરે તો તે આત્મા થાય. તેમાં પણ મનુષ દેહોના જીવોનેજ તે જ્ઞાન થઇ શકે છે કાંઇ પશુપક્ષીના દેહોવાળા જીવોને તે જ્ઞાન થાતું નથી, ને મનુષ દેહનો જીવ જે પરમાતમાનું જ્ઞાન સંપાદન કરતો નથી તે મનુષ દેહ છતાં પશુ દેહ સમાન્ય મનુષ દેહ ભોગવે છે. માટે મનુષ દેહના પ્રાણીએ અવશ્ય કરીને પર્માતમાનું જ્ઞાન સંપાદન કરવુંજ જોઇએ. ને તે જ્ઞાન સંપાદન કર્યા વિના તે પ્રાણી દેહોથી મુક્ત થતો નથી તે વિશે વેદનું પ્રમાણ છે.

માટે જ્ઞાન વિના મુક્તિ થતી નથી. માટે જ્ઞાન સંપાદન કરવું તે મનુષ દેહનો મુખ્ય ધર્મ છે. હવે જો ઉપર કહી ગયા તે પ્રમાણે પ્રાણીઓ છે.

હવે હે મોક્ષના ઇચ્છિનારા મોક્ષેચ્છુ તું મોક્ષપદ પામવાને હેતુ રાખતો હોય તો આ ગ્રંથમાં ઇશ્વર વિશ્વેશ્વર ને પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન કથન કર્યું તેને સમજ.

તે સ્વરૂપ પોતાની જ્ઞાનદ્રષ્ટીએ ધ્યાનમાં લેઈ તેનું સ્મર્ણ કરવું એટલે આ દેહનો નિમીત પુરો થયા પછી તે પદને તું પ્રાપ્ત થઈશ અને દેહનો નિ-મીત જે હશે તે તો ટુટવાનો નથી પણ જ્ઞાન થવાથી આગળ દેહો ધારણ કરવા પડશે નહી; ને મોક્ષપદ અખંડાનંદની પ્રાપ્તિ થશે.

મોક્ષેચ્છુ—હે ક્રુપાનીધિ, જ્ઞાનવાન પુરૂષ મોક્ષને પામે છે તેનું પ્રમાણ શું.

વ્યાસજી—શ્રુતી: **मरणेयाममतिसागतिः** અર્થ મર્ણ સમયે જે જે પ્રાણીની જ્યાં જ્યાં મતી હોય છે ત્યાં ત્યાં તેની ગતી (નીવાસ) થાય છે, આ પ્રમાણ વિગેરે ઘણાં પ્રમાણો છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ, કોઈ પ્રાણી આખી ઉમ્મરમાં જ્ઞાન સંપાદન કરે નહી ને કોટાણુ કોટી પાપ કરે તો પણ મરણને સમે મોક્ષ પદમાં લક્ષ રાખે તો તે પ્રાણી મોક્ષ પામે, એમ આ શ્રુતીનો હેતુ જણાય છે; તેનું કેમ?

વ્યાસજી—ખરૂં છે. મરણને સમે મોક્ષપદમાં લક્ષ રાખે તો મોક્ષની પ્રાપ્તિ થાય આ શ્રુતીનો તો એજ હેતુ છે પણ જેનો જે મુળથી અભ્યાસ હોય તેનો તેમાંજ લક્ષ જાય. કેમકે અજ્ઞાની પ્રાણીનો અભ્યાસ જ્ઞાનમાં હોય નહીં માટે તેનો જ્ઞાન સ્વરૂપમાં લક્ષ થાય નહીં. જો વળી જગતનું પણ એવું કેહેવત છે કે ભાઈ તાહારૂં કર્યું તારે મરણ આડે આવજો એ રીતે ઘણા પ્રાણી એક એકને શ્રાપો દે છે. માટે જેનો જે અભ્યાસ છે જેનું જેમાં લક્ષ ને જેનાં જેવાં કૃત્ય તેવું તેને મરણ સમે લક્ષ થાય છે. વળી જ્યાં વાશા, ત્યાં આશા; આ વચન પણ કોઈ મોહોટા પુરૂષનું કહેલું છે, વળી જેની જેવી કૃતી. તેની તેવી મતિ; ને જેની જેવી મતિ, તેની તેવી ગતિ. વળી જેને જેવી જંખના હોય છે, તેને તે સ્વપ્નામાં આવે છે, તેમ જેનો જેમાં મુળથી લક્ષ હોય છે તેને તે મરણ વેળા યાદ આવે છે. ને તે યાદ આવેલામાં તેનો નિવાસ થાય છે. માટે પ્રથમથી મોક્ષ રૂપ પરમાત્મા તેના સ્વરૂપમાં લક્ષ રાખવો ને તેમાં લક્ષ રાખ્યાથી તે પદની પ્રાપ્તિ થાય છે. મોક્ષેચ્છુ-પરમાત્માના સ્વરૂપને યથાર્થ જાણીયે તેને પરમાત્માનુ જ્ઞાન થયું ગણાય છે. તો પછી તેનું ધ્યાન ધરવાની શી જરૂર.

વ્યાસજી—એકલા જ્ઞાનથી મોક્ષ થાય નહીં. જેમકે લાડુનું દાળ ભાતનું જ્ઞાન થયું કે આ લાડુ આ દાળ આ ભાત એમ જાણ્યું પણ તે ખાધા વીના ક્ષુધા મટતી નથી તેમ જ્ઞાન થયું પણ ધ્યાન વીના લક્ષ ત્યાં રેહેતો નથી ને લક્ષ રહ્યા વીના મોક્ષમાં જવાતુ નથી. મોક્ષેચ્છુ—હે માહારાજ કીયે પ્રકારે ને કયાં લક્ષ રાખીને અને કીયા નામથી ધ્યાન કરવું તે કહો. વ્યાસજી-પ્રેરકની પ્રેરણાથી અમોએ વિજ્ઞાન વલ્લભ નામનું પુસ્તક કરેલું છે તે જોઇને તે પ્રકારે ધ્યાન કરોતો મોક્ષની પ્રાપ્તી થાય. ને મોક્ષ પદે પોહોચાય.

મોક્ષેચ્છુ—હે મહારાજ પોહોચ્યાના પરમાણુ કોણે મોકલ્યાં, આ વચન અખા ભગતે કહેલું છે, તે ઉપરથી હું આપને પુછુછું. કે આપણા બ્રહ્મર્ષિયો યા કોઇ બીજા પ્રાણી મોક્ષ પદને પામે છે તો તે મોક્ષ પદે પહોચ્યાનું પ્રમાણ કેમ મોકલતા નથી.

વ્યાસજી—જો ભાઇ મોક્ષ પદે પોહોચનારા પહોચ્યાનાં પરમાણુ નથી મોકલતાં તેનું કારણ, જો કે જ્યાં વાસા ત્યાં આસા. તથા જ્યાં મતિ ત્યાં ગતિ આ વચનોથીજ સ્પષ્ટ સમજાય છે તેમ છતાં તું સમજ્યો નહી માટે કહુછું. જો કે જે પ્રાણી મોક્ષ પદને પામે છે તેની વાસના આ જગતના પ્રાણીઓ વિશે રેહેતી નથી. તરછટ આ જગતમાંથી વાસના છુટી જાયછે તોજ તે મોક્ષ પદને પામેછે, જો આ જગતમાં વાસના રેહે તો તે પ્રાણી પાછો જગતમાં

અવતાર ધારણ કરે. કેમકે મરણે યા મતી સાગતી એટલે જ્યાં મતી હોય ત્યાં તે જીવની ગતી થાય છે, માટે મોક્ષના પામવાવાળા પ્રાણીની મતી એટલે લક્ષ આ જગતના વ્યવહારીક સ્ત્રી પુત્ર માતાપિતા બંધુ વિગેરેમાં રેહેતો નથી. ને તે પુરૂષ સર્વ વ્યવહાર મિથ્યા જાણે છે. ને સહુ માહારાં છે એમ માનતો નથી તો પછી મોક્ષ પદનો પામેલો પ્રાણી પોતાના પહોચ્યાના પરમાણાં કોને મોકલે વળી મોક્ષના પામેલાનો યા પામનારનો લક્ષ વ્યવહારીક સંબંધીયોમાં રેહેતો નથી ને રહેજ નહી. જેમકે સુર્યનો પ્રકાશ થયો એટલે અંધકાર રેહેતો નથી. જો અંધકાર નહી તો પછી અંધકારમાં દ્રષ્ટી પણ રેહેતી નથી. તેમજ સત્ય વસ્તુમાં લક્ષ બંધાયો તો પછી અસત્ય વસ્તુ જે પિન્ડ બ્રહ્માંડાદિક તેમાં લક્ષ રેહેતો નથી. તો પછી તે મોક્ષનો પામેલો પ્રાણી પરમાણાં કોને મોકલે, આ ઉપરથી તું એમ સમજ કે મોક્ષ પામ્યો એટલે તે સત્ય સ્વરૂપ થયો ને અસત્ય જે વ્યવહારી સબંધીયો તેનો સંબંધ રાખતો નથી; તેમ રેહેતો નથી. તો પછી પરમાણાં મોકલે એ વાત સંભવતી નથી એ નિરશંશય જાણજે.

મોક્ષેચ્છુ—હે માહારાજ મોક્ષ પામવામાં શું સુખ છે ને ઇશ્વરની પાસે ઇશ્વરની શેવામાં રેહેવાથી તથા જગતમાં વારંમવાર અવતાર લેઇ ઇશ્વર ભજન કરવાનું મળવાથી શું હાની છે.

વ્યાસજી—જો ભાઇ અનંત રાજાના રાજાનું સુખ મોક્ષ પદમાં છે. ઈશ્વરના સમીપની પ્રાપ્તી થાય, તે કરતાં પણ મોક્ષપદ પામવાનું અતિ સુખ છે. જો કે ઈશ્વરના સમીપ ( ઇશ્વરની પાસે રેહેવાનું ) પદ પ્રાપ્ત થાય તોપણ તે પદથી કોક દિવસ લથડી પડાય. જેમ જય વિજય પોળીયા ઈશ્વર સમિપ વૈકુંઠમાં હતા પણ તેમને પ્રથ્વિમાં આવવું પડયું. તેમ ઈશ્વરના સમીપની પ્રાપ્તિ થાય તો પણ તેમાંથી કોઇવાર આ દુખી જગતમાં આવવું પડેજ. માટે પરમેશ્વર જે મોક્ષરૂપ છે તે પદની પ્રાપ્તી થાય તો તેનો કોઈવાર આ જગતમાં અવતાર થાય નહી. જેમકે, મિઠાનો ( લુણનો ) ગાંગડો પાણીમાં પડવાથી પાણી થઈ જાય છે. તે પછી તેનો ગાંગડો ફરી બંધાતો નથી ને જળના રૂપેરૂપ સદા રેહે છે તેમ મોક્ષ પદને પામનારો મોક્ષરૂપમાં મોક્ષ રૂપ થાય; તેનો ફરી અવતાર ધારણ થતો નથી, માટે મોક્ષની ઇચ્છા રાખવી. વળી ઇશ્વરને તથા જગતના પ્રાણીઓને તો દુઃખજ છે. જોકે જગતના પ્રાણીઓ મરકટ રૂપીછે ને ઈશ્વર મદારી રૂપી છે. અને પરમેશ્વર જોનાર પુરૂષ રૂપી છે. હવે જો મદારી માંકડાનો માલેક છે તેને માંકડાનું પોષણ કરવું પડે છે વળી માંકડું મદારીના ધાર્યા પ્રમાણે વર્તે નહિ તો મદારી તેને મારે. વળી માંકડું રીસે ભરાય તો મદારીને વલુરા ભરે. એ રીતે મદારીને ને માંકડાને કષ્ટીઓ પડે છે પણ જે જોનાર ઉભા હોય તેને કાંઈ કષ્ટી પડે નહી જોનાર તો, માંકડું મદારીને

વલુરા ભરે તોપણુ ખુશી થાય છે ને મદારી માંકડાને શિક્ષા કરે તોપણુ જોનાર ખુશી થાય છે એમ જે માંકડા રૂપી જગતના જીવોને મદારી રૂપી ઇશ્વર તે બેને તસ્દી પડે છે, ને જોનાર રૂપી જે મોક્ષરૂપ પર્માત્મા તે તો આમે ખુશી થાય છે ને આમે ખુશી થાય છે. માટે મોક્ષપદની પ્રાપ્તી વાળા પ્રાણી મોક્ષરૂપ થાય છે તેને તો આ જગતનો તથા જગતપતિ ઇશ્વરનો ખેલ જોવાનો છે. વળી કોઈ રાજા જરૂખે બેઠો બેઠો માંકડાની ને મદારીની રમત જુએ છે તેમ મોક્ષ રૂપને જોવાનું છે; ને ખુશી થવાનું છે. અને જે જોનારને આનંદ છે તેવો આનંદ મદારીને અને માંકડાને નથી. તેમજ અખંડાનંદની પ્રાપ્તીવાળાને જે અખંડ આનંદછે તે જગતને તથા જગધીશને નથી માટે મોક્ષપદમાં અતિ સુખ સમજી એ પદની પ્રાપ્તી કરવા સર્વ પ્રાણીએ યત્ન કરવાનું છે, વળી વિજ્ઞાન વલ્લભ વાંચો એટલે બહુજ શાન્તિ થશે.

મોક્ષેચ્છુ—હે મહારાજ મોક્ષપદ પામવાને કર્મ ઉપાસના ને જ્ઞાન આ ત્રણેની જરૂર ખરી કે નહિ.

વ્યાસજી—જો ભાઈ જ્ઞાનવાન પ્રાણીને કર્મની જરૂર નથી કર્મ એટલે દેહવડે જે જે ક્રિયા કરાય તે કર્મ છે જેમકે કોઇને બે ભુજ જોડી ભુજ થકી ચણ લાગવું અથવા ભુજવડે કોઇની શેવા કરવી અથવા ચાકરી કરવી અથવા પગવડે કોઈના કામ સારૂ આવવું જવું વિગેરે જે જે દેહવડે થાય તેનું નામ કર્મ છે. તે કર્મ જ્ઞાનવાનને કરવાની જરૂર રહેતી નથી. કેમકે દેહ તો માયાનો પદાર્થ છે. તે દેહ થકી માયાતિત જે મોક્ષ રૂપ પરમાત્મા તે પરમાત્માની સાથે દેહવડે કાંઈજ કર્મ થઈ શકતું નથી તો પછી તે દેહ વડે જે કરેલાં કર્મ તે મોક્ષ પદની અપેક્ષાવાળાને કાંઈ ઉપયોગી નથી. માટે કર્મ મોક્ષપદનો હેતુ નથી વળી તે વિશે ચારવાકના મતવાળાએ તથા વિચારસાગર ગ્રંથના કર્તા નિશ્ચળદાસે પણ કર્મનું ખંડન કરેલું છે, તેમ અમારો પણ એજ હેતુ છે. પણ જે પ્રાણીને જ્ઞાન નથી તેને તો કર્મ સત્ય છે, પણ જ્ઞાનીને સત્ય નથી ને મિથ્યા છે. તેમ છતાં કોઈ જ્ઞાની પ્રાણી કર્મ કરે તો તે એવા હેતુથી કરે કે કોઇ અજ્ઞાની મુદલે કર્મ કે ઉપાસના કાંઇ કરતો ન હોય તો તે દેખાદેખી કરે; એવા હેતુથી જ્ઞાનીજન કર્મ કરે, પણ કર્મથી મોક્ષ પદની પ્રાપ્તી થાય છે એમ જાણીને કરે નહી.

વળી ઉપાસના ( સ્મર્ણ ) તે કાંઈ દેહના આશ્રયથી થતું નથી, જોકે મોઢેથી બોલ્યા વિના પણ સ્મર્ણ થાય છે. માટે ઉપાસના તે કર્મ નથી. ને જ્ઞાન એટલે યથાર્થ જાણવું, હવે વિચાર સાગર ગ્રંથના કર્તાએ તો જ્ઞાનવાનને કર્મને ઉપાસના, બેઉનું ખંડન કર્યું છે. પણ એ વાત અમો અંગીકાર કર્ત્તા નથી. કેમકે જ્ઞાનવાનને જ્ઞાન થયું એટલે પરમેશ્વર સબંધી જાણ્યું પણ ઉપા-

સના કર્યા વિના તે કાંઈજ ઉપીયોગી નથી. જેમકે કોઇ પ્રાણીને મીઠાઈનું જ્ઞાન ( જાણપણું ) થયું પણ તે મીઠાઈ ખાધા શિવાય તેનો સ્વાદ લાગવાનો નથી. તેમ ખાધા શિવાય તે મીઠાઈ પોતાને ગુણ કરનાર નથી તેમ ક્ષુધા ભાગનાર નથી. તેમ મીઠાઈ જાણ્યારૂપી પરમાત્માનું જ્ઞાન ને ખાધારૂપી ઉપાસના ( સ્મર્ણુ ) તે સ્મર્ણુ કર્યા વિના તે જ્ઞાન કોઇ કાળે ગુણ આપતું નથી. માટે ઉપાસના ને જ્ઞાન એ બેઉ પક્ષ જ્ઞાનવાનને તો સત્ય છે. અને જેને ઉપાસના ( સ્મર્ણુ ) કરવાની આળસ છે તે ઉપાસનાનું ખંડન કરે છે; એમ અનુમાન થાય છે.

મોક્ષેચ્છુ—કદી આ ઉપરથી કોઇ એમ કેહેશે કે કર્મખંડન કરનાર કર્મ કરવાની આળસને લીધે કર્મનું ખંડન કરે છે. તો તેનું કેમ.

વ્યાસજી—જો ભાઇ કર્મ તો દેહના આધારે થાય છે. તે દેહ માયાનો છે, અને મોક્ષરૂપ પરમાત્મા તે તો માયાતિત છે માટે તે દેહથી એટલે માયાથી થયેલાં કર્મ માયાતિતને અંગિકાર નથી, કેમકે માયામાં ને માયાતિતમાં ઘણું વિરૂધીપણું છે, માટે દેહના કર્મ માયાતિત પદના આપનાર નથી વળી જે પ્રાણીને જ્ઞાન થાય છે તે તો કર્મ પોતાને આપે જ સંકેલે છે. જેમકે પક્ષી છે; તે પક્ષીની જ્ઞાનરૂપી જમણી પાંખ અને ઉપાસના રૂપી ડાબી પાંખ છે અને કર્મરૂપી ચર્ણ છે. તે જોકે જે વેળા પક્ષી ઉંચે સ્થળે સંચરે છે તે વેળા કર્મરૂપી જે ચર્ણ તે સંકેલી લે છે ને તે ચર્ણ તે વેળા કાંઇ ઉપયોગી હોતા નથી, તેમ જ્ઞાનવાન કર્મ સંકેલી લેછે એટલે કર્મ ત્યાગ કરે છે. તે કર્મ મોક્ષપદ રૂપી ઉંચે સ્થાળે સંચરતાં કાંઇ ઉપયોગી નથી. ને જ્ઞાન થયા પછી કર્મ કરવાનું કારણ તે વિશે—

## મનહર છંદ.

જેહ ફળ પ્રાપ્ત થવા, શુભ કર્મ કરે તેહ;
ફળ મળે પછી કરે, કરમ શા કારણે;
કાંઇ વસ્તુ સોધતામાં, સોધે સોધે હાથ આવે;
પછી શીદ સોધવાને, જાય બીજે બારણે;
જાયો ત્યારે ઝુલ્યો ખોઇ, પુકત ઉમ્મરજ હોઇ;
મોઢે મુછ આવ્યા પછી, શાને પોઢે પારણે;
તેમ સત્ય નાથ હાથ, આવ્યે સ્થિત થઇ જાય;
વદે વ્યાસ બ્રહ્માનંદે, જ્ઞાની રહે ધારણે.

---

આ છંદમાં કહ્યા પ્રમાણે જ્ઞાનવાનને કર્મની કાંઇજ જરૂર નથી.

હવે જો ડાબી પાંખરૂપી ઉપાસના તેનો ત્યાગ કોઈ કાળે થાય નહી. જો તેનો ત્યાગ કરે તો જ્ઞાનરૂપી એકજ જે જમણી પાંખ તે એક પાંખથી ઉડી શકાય નહી, માટે ઉંચે સ્થળે સંચરાતા ડાબી પાંખની જરૂર પડે છે. તેમજ જ્ઞાનવાનને જ્ઞાનની સાથે ધ્યાનની જરૂર પડે છે. જ્ઞાનવાન પ્રાણીએ ઉપાસનાનો ત્યાગ કરવો નહી. ને કર્મ ત્યાગ કરે તેથી જ્ઞાનવાનને હાની નથી અથવા અજ્ઞાનિઓને મારગે ચઢાવવાના હેતુથી જ્ઞાનવાન કર્મ કરે તો તેથી પણ તેને હાની નથી.

વળી ડાબી પાંખ વિના જેમ જમણી પાંખ નિરાર્થક છે, ને જમણી પાંખ વિના ડાબી પાંખ જેમ નિરાર્થક છે. તેમ ઉપાસના વીના જ્ઞાન નીરાર્થક છે, ને જ્ઞાન વીના ઉપાસના નીરાર્થક છે. વળી ઉંચે સ્થળે સંચરતાં પક્ષીને જેમ બન્ને પાંખ ઉપયોગી અને ગમન કરવાનો હેતુ છે. તેમ મોક્ષપદની અપેક્ષા વાળાને જ્ઞાનને ધ્યાન એ બે મોક્ષનો હેતુ છે.

મોક્ષેચ્છુ—હે મહારાજ ધ્યાન શાનુ ને તે ક્રીયા મંત્રવડે ને કેવે પ્રકારે કરવું ? વ્યાસજી—જો ભાઈ ધ્યાન કરવાના બે પ્રકાર છે. તે સમજવા અમારૂ રચેલુ વિજ્ઞાન વલ્લભ અને વલ્લભ વિષ્ટી નામનાં બે પુસ્તક છે, તે સમજવાથી ધ્યાન કરવાનો મારગ જડશે. માટે તે પુસ્તક વિચારવાની જરૂર છે. કેમકે

આ ભાવાર્થ પ્રકાશ કેવળ જ્ઞાનનો હેતુ છે. ને વિજ્ઞાન વલ્લભ તથા વલ્લભ વિષ્ટી તે કેવળ ધ્યાનનો હેતુ છે. માટે મોક્ષની ઈચ્છાવાળાને જ્ઞાન ને ધ્યાન બેઉ કરવું જોઇએ. તેથી આ ત્રણ પુસ્તકને મોક્ષમારગી ભગવદગીતા વિચારશો તો જ્ઞાનની પ્રાપ્તી થઇને ધ્યાનનો મારગ જડશે. આ ચારે પુસ્તક બે પાંખોને બે આંખો રૂપી છે. તેણે કરીને જ્ઞાનથી જ્ઞે જણાય છે ને ધ્યાને કરીને ધ્યાનથી ધ્યે પમાય છે. માટે મનુશ દેહ સાફલ્ય કરો.

અખન્ડાનંદકી જે જે જે જે જે.

---

ૐ

## પરબ્રહ્મનિષ્ટ, વ્યાસજી વલ્લભરામ સુર્યરામ રચીત, ક્ષર અક્ષર ને અક્ષરાતીતની ૩ આરતી.

---

# એકાક્ષર બ્રહ્મની આરતી.

જય જય જય ૐકાર, જેજેજેજેજે ૐકાર;
ઉરથી આરાધન કરીયે, ઉરથી આરાધન કરીયે,
આવા ગમન નીસ્તાર, જેજેજેજેજે ૐકાર. ૧

વેદમાં સુક્ષમ વેદ, જેજે વેદમાં સુક્ષમ વેદ,
બ્રહ્મા વિષ્ણુ સદાશીવ, બ્રહ્મા વિષ્ણુ સદાશીવ,
સોધન કરે સહુ ભેદ, જેજેજેજે ૐકાર. ૨
શકતી શેશ નરેશ, જેજે શકતી શેશ નરેશ;
સુરીનર મુનીવર સરખા, સુરીનર મુનીવર સરખા,
પાર પામે કોઈ લેશ, જેજેજેજે ૐકાર. ૩
પ્રણુવ જ એકાક્ષર, જેજે પ્રણુવ જ એકાક્ષર;
જ્ઞાની જનના ઘટમાં, જ્ઞાની જનના ઘટમાં,
જ્ઞાનમય મનોહર, જેજેજેજે ૐકાર. ૪
અ, ઉ, મ, અક્ષર ત્રણુ, જેજે અ, ઉ, મ, અક્ષર ત્રણુ;
ઉપર માત્રા વિરાજે, ઉપર માત્રા વિરાજે,
તત્વજ ગુણુ આવ્રણુ, જેજેજેજે ૐકાર. ૫
બીન્દુ બાવન બાહાર, જેજે બીન્દુ બાવન બ્હાર;
મોક્ષ મારગી ને વલ્લભ, મોક્ષ મારગીને વલ્લભ,
પ્રેમે પામે પાર, જેજેજેજે ૐકાર. ૬

---

# અક્ષર બ્રહ્મની આરતી.

જે અક્ષર ધામી, જેજેજે અક્ષર ધામી;
વિશ્વના વિશ્વંભરછો, વિશ્વના વિશ્વંભર છો,
વળી અંતરયામી, જેજેજે અક્ષરધામી. ૧
વેદ નારાયણુ આપ, જેજે વેદ નારાયણુ આપ;
શ્રીમુખ શ્રુતી ભાંખી, શ્રીમુખ શ્રુતી ભાંખી,
ૐ સોહમલય જાપ, જેજેજે અક્ષર ધામી. ૨
નાભી કમળ બ્રહ્માય, જેજે નાભી કમળ બ્રહ્માય;
તત્વ મશી કહી તેને, તત્વ મશી કહી તેને,
અરપ્યો વેદ મહીમાય, જેજેજે અક્ષર ધામી, ૩
અહં બ્રહ્માસ્મી આપ, જેજે અહં બ્રહ્માસ્મો આપ;
કહી સ્વ સ્વરૂપ દર્સાવ્યું, કહી સ્વ સ્વરૂપ દર્શાવ્યું,
ટાળ્યો સહુ પરિતાપ, જેજેજે અક્ષર ધામી. ૪
અયમાત્મા કહ્યો બ્રહ્મ, જેજે અયમાત્મા કહ્યો બ્રહ્મ,
પ્રજ્ઞાન આનંદ મુળ બ્રહ્મ છે, પ્રજ્ઞાન આનંદ મુળ બ્રહ્મ છે,
તે વધા સહુ અનુક્રમ, જેજેજે અક્ષર ધામી. ૫

**एकोहं बहुस्याम् જેજે एकोहं बहुस्याम्**
વદી વિશ્વને સરજાવ્યું, વદી વિશ્વને સરજાવ્યું,
જે હતુ તે ગુણ ગ્રામ, જેજેજે અક્ષર ધામી. ૬
પ્રેરક કર્મ અનુસાર, જેજે પ્રેરક કર્મ અનુસાર.
ઉપજાવો છો આપમાંથી, ઉપજાવો છો આપમાંથી.
ઐશ્વરી અંશ અવતાર, જેજેજે અક્ષર ધામી. ૭
ત્રીગુણ પતી છો નાથ, જેજે ત્રીગુણ પતિ છો નાથ;
પુરણ બ્રહ્મ સમીપે, પુરણ બ્રહ્મ સમીપે,
નીમળ માયા સાથ, જેજેજે અક્ષર ધામી. ૮
ક્ષરથી આપ પરોક્ષ, જેજે ક્ષરથી આપ પરોક્ષ.
અક્ષર આપ કહેવાયા, અક્ષર આપ કહેવાયા,
તમદ્વારાએ મોક્ષ, જેજેજે અક્ષર ધામી. ૯
બ્રહ્મથી છો પર બ્રહ્મ, જેજે બ્રહ્મથી છો પર બ્રહ્મ,
લક્ષણા પુરણ બ્રહ્મમાં, લક્ષણા પુરણ બ્રહ્મમાં,
આપને અગમ નીગમ, જેજેજે અક્ષર ધામી. ૧૦
વિશ્વના નિયંતાય, જેજે વિશ્વના નિયંતાય,
માયા વસીષ્ટ બ્રહ્મ પોતે, માયા વસીષ્ટ બ્રહ્મ પોતે,
તુરીઆ સ્વરૂપ જગરાય, જેજેજે અક્ષર ધામી. ૧૧
તત્વ માયા મીશ્રીત, જેજે તત્વ માયા મીશ્રીત,
ઈશ્વરો વિદ્યા માયા, ઇશ્વરો વિદ્યા માયા,
વિશ્વ માયા વિપ્રીત, જેજેજે અક્ષર ધામી. ૧૨
નહી દીપક નહી ઘ્રત, જેજે નહી દીપક નહી ઘ્રત;
ધુપ આરતી મમ મનની, ધુપ આરતી મમ મનની,
માનજો કીંકરવત જેજેજે અક્ષર ધામી. ૧૩
આરતી ગાઊ કરી ક્યાસ, જેજે આરતી ગાઉ કરી ક્યાસ;
મોક્ષ મારગી સૌ વિનવે, મોક્ષ મારગી સૌ વિનવે,
વિનવે વલ્લભ વ્યાસ, જેજેજે અક્ષર ધામી. ૧૩

## અક્ષરાતીતની આરતી.

મુળ પદ પુરણ બ્રહ્મ, જેજે મુળ પદ પુરણ બ્રહ્મ;
અખંડ અંતરયામી, અખંડ અંતરયામી,
અદ્વૈત સરવોત્તમ, જેજેજે પુરણ બ્રહ્મ. ૧

અમર અચળ અવિનાશ, જેજે અમર અચળ અવિનાશ;
પરમાત્મા પરમેશ્વર, પરમાત્મા પરમેશ્વર,
જ્ઞાનગતી જગભાસ, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૨
ભુતથી નીરાકાર, જેજે ભુતથી નીરાકાર,
જ્ઞાન સ્વરૂપ છો સ્વામી, જ્ઞાન સ્વરૂપ છો સ્વામી;
મોક્ષપદ વિશ્વાધાર, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૩
ત્રિગુણે નીરગુણ, જેજે ત્રિગુણે નીરગુણ;
જ્ઞાન ગુણે છો ગુણી, જ્ઞાન ગુણે છો ગુણી,
ગતી વ્યાપક ચોખુણ, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૪
બાવન બાહાર સત્યચીદ, જેજે બાવન બહાર સત્યચીદ
અકરતાછો આદી, અકરતાછો આદી
આનંદ માયાતીત, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૫
અક્ષરાતીત આપ જેજે અક્ષરાતીત આપ;
તુરીયાતીત તમે છો, તુરીયાતીત તમે છો,
તારણ ટાળક ત્રીતાપ, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૬
મુળ જ્ઞાન દ્રષ્ટી એક, જેજે મુળજ્ઞાન દ્રષ્ટી એક;
રાખી ઉપાસુ તમને, રાખી ઉપાશું તમને,
ધ્યાન ધરી વિશેક, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૭
આરતી કરૂ ઉમંગ, જેજે આરતી કરૂ ઉમંગ;
મુકત થવાને માટે, મોક્ષ મળવાને માટે
આવાગમન તન ભંગ, જેજેજેજે પુરણ બ્રહ્મ, ૮
મોક્ષેચ્છુ તમામ, જેજે મોક્ષેચ્છુ તમામ;
ગાશે મોક્ષજ થાસે, ગાશે મોક્ષજ થાસે,
વીનવે વલ્લભરામ, જેજેજેજે પુરણ બ્રહ્મ. ૯

એકાક્ષર બ્રહ્મકી જે
અક્ષર બ્રહ્મકી જે
પુરણ બ્રહ્મકી જે
અખંડા નંદકી જે
સત્ચીદા નંદકી જે

ॐ परमात्मने नमः

